શ્રીવિજયધર્મસૂરિ જૈન ગ્રન્થમાળા પુ. ૫૭

॥ अर्हम् ॥



# શંખેશ્વર મહાતીર્થ

## ( ભાગ પહેલો-બીજો )



લેખક અને સંગ્રાહકઃ—
શાન્તમૂર્ત્તિ મુનિરાજ શ્રી જયન્તવિજયજી

પ્રથમ આવૃત્તિ ૧૦૦૦

વીર સં. ૨૪૬૮ ] ધર્મ સં. ૨૦ [ વિ. સં. ૧૯૯૮

કિંમત ૧—૪—૦

# પ્રકાશકનું નિવેદન

સ્વ૦ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી મહારાજના વિદ્વાન્ શિષ્યરત્ન શાન્તમૂર્તિ મુનિરાજ શ્રી જયન્તવિજયજીના નામથી હવે વિદ્વત્-જગત ભાગ્યે જ અજાણ્યું હશે.

તેમની પ્રૌઢ લેખિનીથી લખાયેલ વિહાર-વર્ણન, આબૂ (ગુજરાતી), બ્રાહ્મણવાડા, હેમચંદ્ર-વચનામૃત, અર્બુદ પ્રાચીન જૈન લેખ સંદોહ, વગેરે અનેક મહત્ત્વના ગ્રંથો અગાઉ પ્રકટ કરવા અમે ભાગ્યશાળી થયા છીએ. ત્યારપછી તેમનો આ મહાન્ ગ્રંથ પ્રગટ કરતાં ખરેખર, અમને ખૂબ આનંદ થાય છે.

શંખેશ્વરજી અતિ પ્રાચીન, મહાપ્રભાવક અને મહત્ત્વનું તીર્થ છે. ઇતિહાસવેત્તા મુનિરાજ શ્રી જયન્તવિજયજીએ તે મહાતીર્થનું શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિએ સુંદર વર્ણન કરી તેની મહત્તામાં વધારો કર્યો છે. અતિ પરિશ્રમ લઈને શોધખોળ પૂર્વક તૈયાર કરેલો તેમનો આ ગ્રંથ પુરાતત્ત્વવેતાઓ-વિદ્વાનો અને તીર્થપ્રેમીઓમાં આદરપાત્ર થઈ પડશે, તેમાં કંઈ શંકા નથી. શંખેશ્વર તીર્થ સંબંધી ફોટાઓ, પંચ-તીર્થીનો નકશો, સુંદર છપાઈ, પાકું બાઇન્ડીંગ અને જેકેટને લીધે પુસ્તકની બાહ્ય આકૃતિ પણ મનોહર બની છે. આવા મહાન્ ગ્રંથને પ્રકટ કરવાનું અમને જે સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે, તે માટે અમે મુનિરાજ શ્રી જયન્તવિજયજીના અત્યંત આભારી છીએ.

પરમ ગુરુભક્ત સેવાભાવી શ્રીયુત વૃદ્ધિલાલ મગનલાલ વીર-વાડિયા અને તેમના મિત્રની પ્રેરણાથી દેવગુરુના પરમ ભક્ત શ્રાદ્ધવર્ય્ય સ્વ૦ શેઠ મોતીલાલ મૂળજીભાઈના શ્રેયાર્થે તેમના સુપુત્ર શ્રાદ્ધવર્ય્ય શેઠ શકરચંદ ભાઈએ તથા શ્રાદ્ધવર્ય્ય સ્વ૦ શેઠ જીવણલાલ કેશરી-ચંદના શ્રેયાર્થે તેમના સુપુત્ર શ્રીયુત શેઠ ધીરજલાલ ભાઈએ આ પુસ્તક છપાવવામાં અમને પાંચસો પાંચસો રૂપિયાની ઉદાર સહાયતા

આપીને અમારા પ્રકાશનકાર્યને જે ઉત્તેજન આપ્યું છે, તે માટે અમે તેમને અનેકશઃ ધન્યવાદ આપીએ છીએ, અને અન્ય સાહિત્યપ્રેમી સખી ગૃહસ્થોને તેમનું અનુકરણ કરવા માટે ભલામણ કરીએ છીએ.

શ્રાદ્ધવર્ય સ્વ૦ શેઠ મોતીલાલ મૂળજીભાઈનું તથા શ્રેષ્ઠીવર્ય સ્વ૦ શેઠ જીવણલાલ કેશરીચંદનું સંક્ષિપ્ત જીવનચરિત્ર અને તેઓની પ્રતિકૃતિ, આ પુસ્તકની પાંચસો પાંચસો નકલોમાં, તેઓની ઉદાર સહાયતા બદલ આપતાં અમને આનંદ થાય છે.

આ પુસ્તકમાં શંખેશ્વર મહાતીર્થનાં જે સુંદર ચિત્રો (ફોટાઓ) આપ્યાં છે તે, શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુ ઉપર અત્યંત શ્રદ્ધા રાખનાર, અમદાવાદનિવાસી, ગુજરાત ઇલેક્ટ્રીક કંપનીના માલિક શેઠ શ્રી બચુભાઈ નથ્થુભાઈએ લઈ આપ્યાં છે અને એ રીતે તેમણે એ મહાતીર્થ પ્રત્યે પોતાની ભક્તિ પ્રદર્શિત કરી છે તે માટે તેમને ધન્યવાદ આપવા સામે તેમનો આભાર માનીએ છીએ.

અંતમાં ગુરુદેવ અમને આવું લોકોપયોગી બીજું વધારે સાહિત્ય પ્રસિદ્ધ કરવાનું સામર્થ્ય આપે, એ જ મહેચ્છા.

—પ્રકાશક.

॥ अर्हम् ॥

## श्रीसकलशिष्टशिरोमणि—परमोपकारि—शान्तरसाऽपारपारावार–जिननयचयचतुर–योगीन्द्र–गुरु–गुरुश्रीवृद्धिचन्द्रमुनिमहात्मनां स्तुतिरूपं श्लोकनवकम् ।

(१)

येनेयं पाविता पुरी मोदूधृता येन ये वयम् ।
संसाराऽसारपङ्कात् तं वृद्धिचन्द्रं गुरुं स्तुमः ॥

(२)

किं सार्वः किं सुधर्मा किमुत मुनिपतिः कम्बूकण्ठश्च जम्बूः ?,
किन्तु श्रीस्थूलभद्रः किमु जिननयविद् वादिवेतालशान्तिः ?।
किं वाऽयं सिद्धसेनः किमखिलगुणवान् हेमचन्द्रो मुनीन्द्रः ?,
नाना नाना न नाना श्रमणगणगुरु–र्वृद्धिचन्द्रोऽस्ति मूर्त्तौ ॥

(३)

यः शान्तमूर्त्तिस्ततकीर्त्तिवीथिर्गुणाकरो जैननयप्रचारी ।
जितेन्द्रियो लोकहितापतन्द्रो जीयात् स योगी गुरुवृद्धिचन्द्रः ॥

(४)

जिनागमापारसमुद्रसोमो निसर्गभक्त्यानतसार्वभौमः ।
मुनिप्रकाण्डं कृतमोक्षमुद्रो जीयात् स योगी गुरुवृद्धिचन्द्रः ॥

(५)

योऽस्मान् वराकानयपङ्कलिप्तान् सौवोपदेशोदकसेचनेन ।
प्रक्षाल्य पावित्र्ययुतांश्चकार कथं न ध्यायेम प्रभुं मुनिं तम् ॥

(६)

यदीयशिष्या भुवि भानुदेश्याः प्रकाशयन्ते गुरुनाम पूज्यम् ।
तत्रापि सूरिरतिरिच्यतेऽयं गुरूयमाणो जयधर्मसूरिः ॥

(७)

कीनाश ! दुष्टाधम ! किं कृतं रे ? प्राणा हृतास्त्वं हरता मुनीनम् ।
अस्तंगते भानुसमे मुनीशे मग्नं समग्रं जगदन्धकारे ॥

(८)

नो खेदं धत्त यूयं नहि निधनगतो वृद्धिचन्द्रो गुरुर्वः,
किं चायं लब्धलब्ध्या निजविमलवपुर्जीर्णमाधोय्य नव्यम् ।
रूपं श्रीधर्मरूपं विजयसहितमाविश्रदानन्दशाली,
हिंसेऽस्मिन् पूर्वदेशे विहरति सततं तं शरण्यं कुरुध्वम् ॥

(९)

मत्पूपाण्डं निशारत्नं यावद् भाति नभस्तले ।
यावद् वीरवचो जीयाद् तावत् कीर्त्तिर्विभो ! तव ॥

| श्री यशोविजय जैन पाठशाला<br>धाराणसी<br>सं. १९६५ अक्षयतृतीया | श्रीवृद्धिचन्द्रगुरु-<br>चरणोपासिनो<br>धर्मीयास्तच्छ्याः श्राद्धाः |
|---|---|

# समर्पणम् ।



सौराष्ट्रस्य समुद्धर्ता
संहर्ता पापवर्त्मनाम् ।
आदर्शो साधुतायाश्च
चन्द्रवत् शान्तिदायकः ॥ १ ॥

तेषां मे पूज्यपादानां
वृद्धिचन्द्रमहात्मनाम् ।
समर्पये इमं ग्रन्थं
पवित्रे पाणिपङ्कजे ॥ २ ॥

—प्रशिष्याणु
जयन्तविजयः

जगत्पूज्य–शास्त्रविशारद–जैनाचार्य

श्री विजयधर्मसूरीश्वराणां

स्तुतिः।

धर्मो विज्ञवरेण्यसेवितपदो
धर्मं भजे भावतः,
धर्मेणावधुतः कुबोधनिचयो
धर्माय मे स्यान्नतिः।
धर्माच्चिन्तितकार्यपूर्तिरखिला
धर्मस्य तेजो महत्,
धर्मे शासनरागधैर्यसुगुणाः
श्रीधर्म! धर्मं दिश॥

(अनेकान्ती)



જગત્પૂજ્ય શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી

શ્રીમદ્ વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ

# યાત્રાળુઓએ તીર્થયાત્રામાં પાળવાના સામાન્ય નિયમો

૧. તીર્થસ્થાનમાં જઈ તીર્થનાં દર્શન, પૂજા, ભક્તિ વગેરેમાં ખૂબ તલ્લીન થવું.

૨. તીર્થસ્થાનમાં સ્નાત્રપૂજા, અભિષેક, મોટી પૂજા, આંગી, વરઘોડા તથા અઠ્ઠાઈ મહોત્સવ આદિ યથાશક્તિ કરવું, અને કરાવવું.

૩. ગુરુમહારાજને હંમેશાં વંદન કરવું.

૪. તીર્થ નિમિત્તે ઓછામાં ઓછો એક ઉપવાસ કરવો.

૫. સચિત્ત ભોજનનો ત્યાગ કરવો.

૬. રાત્રિભોજન તથા અભક્ષ્યનો ત્યાગ કરવો.

૭. બ્રહ્મચર્યનું પાલન કરવું.

૮. ભૂમિશયન કરવું.

૯. શક્તિ અનુસારે વ્રત–નિયમો લેવાં અને તેનું પાલન કરવું.

૧૦. જ્ઞાનદાન, સુપાત્રદાન તથા અનુકંપાદાન આપવું.

૧૧. સધર્મી બંધુઓની ભક્તિ કરવી.

૧૨. સવારે તથા સાંજે પ્રતિક્રમણ, સામાયિક, કાયોત્સર્ગ તથા ધ્યાન કરવું.

૧૩. તીર્થની અશાતના ન કરવી.

૧૪. પર્વતિથિએ પૌષધ કરવો.

૧૫. અવકાશના વખતે સારાં સારાં પુસ્તકો વાંચવાં.

૧૬. સાત વ્યસન તથા ચાર વિકથાનો ત્યાગ કરવો.

૧૭. જીવદયાનું રૂડી રીતે પાલન કરવું.

૧૮. ક્લેશ-કંકાસ કરવો નહિ.

૧૯. બીજા યાત્રાળુઓને દુઃખ થાય તેમ કરવું નહિ.

૨૦. મજૂરો, ગાડીવાળા કે કામ કરનારાઓને હેરાન કરવા નહિ, તેમની સાથે ઝઘડા કરવો નહિ; બે પૈસા વધારે આપીને પણ તેમને રાજી કરવા.

૨૧. બીજા યાત્રાળુઓ માટે સગવડ રાખીને પોતાને ખાસ જરૂર પુરતાં જ જગ્યા અને સાધનોથી કામ ચલાવવું.

૨૨. યાત્રા કરવા નીકળેલા સધર્મી બંધુઓનાં દુઃખ દૂર કરવાં, કરાવવાં અથવા તેમના દુઃખમાં ભાગ લેવો, એ ખરેખરું સધર્મીવાત્સલ્ય છે.

૨૩. તીર્થની રક્ષા માટે જે જે ખાતામાં જરૂર હોય તે તે ખાતામાં યથાશક્તિ દ્રવ્યની સહાયતા આપવી.

૨૪. જીર્ણોદ્ધાર તથા સાધારણ ખાતામાં મદદ કરવી.

૨૫. બીજી પણ દરેક ધાર્મિક સંસ્થાઓને મદદ આપવા ચૂકવું ન જોઇએ.

—લેખક

ધર્મજયન્તોપાસક

મુનિ વિશાળવિજયજી

## સ્વ૦ શેઠ શ્રી. જીવણલાલ કેશરીચંદની
## ટૂંકી જીવન–રેખા

स जातो येन जातेन
याति वंशः समुन्नतिम् ।
परिवर्तिनि संसारे
मृतः को वा न जायते ? ॥

સંસારમાં તેનું જ જન્મવું સાર્થક છે કે જેના
જન્મ લેવાથી વંશ ઉન્નતિને પામે; બાકી
તો આ પરિવર્તનશીલ સંસારમાં કોણ
નથી મરતું અને કોણ નથી જન્મ લેતું ?

સ્વ૦ શેઠ જીવાભાઈનો જન્મ વિ. સંવત્ ૧૯૩૪ ના અષાઢ વદિ ૨ ને સોમવારના દિવસે રાધનપુર ખાતે શેઠ કેશરીચંદ કસ્તુરચંદ કે જેઓ રાધનપુરમાં પ્રતિષ્ઠિત ગણાતા કુટુંબોમાંના એક કુટુંબના નબીરા હતા, તેમને ત્યાં થયો હતો. બાલ્યકાળ પસાર થયા પછી તેમને સમયાનુસાર સુંદર કેળવણી આપવામાં આવી હતી. અનુક્રમે તેમણે વ્યવહારમાં કુશળતા પ્રાપ્ત કરી હતી.

તેઓનું જીવન વિવિધ રંગોથી રંગાયેલ હતું. તડકો અને છાંયો તેમણે વેઠ્યો હતો. સંસારનું સ્વાર્થપણું અને નિઃસ્વાર્થ વૃત્તિ તેમણે અનુભવી હતી. અનેક પ્રકારના વિકટ

પ્રસંગોમાંથી પસાર થઈ તેઓશ્રી અનુભવી બન્યા હતા. રાધનપુરમાં મુત્સદ્દી ગણાતા આગેવાનોમાં તેઓશ્રીની એક આગેવાન તરીકે ગણતરી થતી હતી. જીવનની સાધારણ રીતે શરૂઆત કરી તેઓશ્રી ખૂબ આગળ વધ્યા હતા. તેમના જીવનમાં પુરુષાર્થ જ પ્રધાન સ્થાન ભોગવતો હતો.

દુનિયામાં એ બાબત તો જાણીતી જ છે કે જેમ જેમ માનવી ઉન્નત બનતો જાય છે, તેમ તેમ તેનામાં અભિમાનની માત્રા વધતી જાય છે. પણ આ કાંઇ એકાંત નિયમ નથી. તાડનું ઝાડ જેમ મોટું બનતું જાય છે તેમ ટટાર અને લાંબું બનતું જાય છે, જ્યારે આંબો જેમ જેમ વધે છે તેમ તેમ નમ્ર થતો જાય છે. એટલે આંબાનું સ્થાન દુનિયામાં અનોખું છે. શેઠ જીવાભાઈ પણ જેમ જેમ આગળ વધતા ગયા, તેમ તેમ આંબાની માફક તેમનામાં નમ્રતા પણ વધતી જ ગઇ. અભિમાનથી તેઓ સદા દૂર રહેતા. 'લઘુતામાં જ પ્રભુતા' એ કહેવતને તેમણે પોતાના જીવનમાં વણી લીધું હતું. તેઓશ્રીનું હૃદય પણ બહુ જ કોમળ હતું. કોઇપણ વ્યક્તિને દુઃખી દેખી તેઓશ્રી દુઃખી થતા હતા, અને તેમનું દુઃખ મટાડવા કટિબદ્ધ રહેતા. તેમની પાસે મદદની આશાએ ગયેલ કોઈપણ વ્યક્તિ ખાલી હાથે પાછી ફરેલ સાંભળી નથી. 'ફૂલ નહીં તો ફૂલની પાંખડી' એ એમનો સિદ્ધાંત હતો. ગુપ્ત મદદમાં તેઓશ્રી ખૂબ માનતા હતા, અને જાહેરાતથી વેગળા રહેતા હતા. એટલે જ જાહેર જીવનમાં તેમણે કદી ઝંપલાવ્યું નહોતું.

મુંબઈના ચાંદી બજારમાં તેમનું સ્થાન અનોખું હતું. ચાંદીના વિષયમાં તેમનો અભિપ્રાય અજોડ મનાતો હતો. સત્યાસત્ય પારખવામાં તેઓશ્રી નિપુણ મનાતા હતા. એટલે બજારના આંતરિક ઝઘડાના નિકાલ માટે તેમને લવાદી સોંપવામાં વેપારીઓ પોતાની સલામતી સમજતા હતા. બંધારણની ગૂંચો ઉકેલવામાં તેઓશ્રી ખાસ નિષ્ણાત મનાતા હતા. તેઓશ્રીએ અનેક સંસ્થાઓમાં છૂટે હાથે દાન કર્યું છે.

રૂા. ૧૦૦૦૦) દસ હજાર શ્રી મહાવીર જૈન વિદ્યાલય મુંબઈને આપી તેઓશ્રી તેના માનવંતા પેટ્રન બન્યા હતા. શ્રી મુંબઈ જીવદયા મંડળી, શ્રી મુંબઈ જૈન માંગરોળ સભા, કાંદેવલી ગૌશાળા વગેરે સંસ્થાઓના પણ તેઓશ્રી પેટ્રન હતા. શ્રી વીરતત્ત્વ પ્રકાશક મંડળ શિવપુરી (ગ્વાલીયર)ના તેઓશ્રી વાઈસ ચેરમેન હતા. રાધનપુર ખાતે એક આલીશાન ધર્મ-શાળા બંધાવી કાયમને માટે યાત્રીઓની અગવડને તેઓ-શ્રીએ દૂર કરી હતી. આમ અનેક રીતે સેવા તેમજ દાનકાર્યથી પોતાની કારકીર્દી ઉજ્જ્વલ બનાવી વિ. સંવત્ ૧૯૯૫ના જેઠ વદિ ૬ ને મંગળવારે પ્રાતઃકાલે આ નશ્વર દેહનો ત્યાગ કરી તેમણે પરલોક તરફ પ્રયાણ કર્યું. મર્હુમના સ્વર્ગવાસથી જૈન સમાજને એક મુત્સદ્દી, નિઃસ્વાર્થી અને મૂંગા સેવકની, ન પૂરી શકાય તેવી, ભારે ખોટ પડી છે. તેમની પાછળ તેમનાં પત્ની શ્રીમતી તારાબેન એક સેવાભાવી વિદુષી તરીકે રાધનપુરની બ્હેનોમાં પ્રખ્યાત છે. તેમણે ધાર્મિક તેમજ સામાજિક ઉચ્ચ કેળવણી લીધેલ છે, અને એ જ સંસ્કાર-વારસો તેમનાં સંતા-નોમાં જોવામાં આવે છે. સંતતિમાં તેઓશ્રીને એક પુત્રી

શ્રીમતી કંચન બ્હેન અને ત્રણ પુત્રો શ્રીયુત ધીરજલાલ, હિમ્મતલાલ અને સેવન્તીલાલ છે. તેઓશ્રીના મોટા પુત્ર શ્રીયુત ધીરજલાલભાઈ સમાજને માટે આશા આપતા એક ઉછરતા યુવાન છે. પોતાના સ્વ૦ પિતાનું સ્થાન તેઓશ્રી સંભાળી તેમનાથી સવાયા થાઓ, એ આશા સાથે અમે વિરમીએ છીએ.

–પ્રકાશક.

यक्षराट् श्रीमणिभद्रो विजयतेतराम् ।.

# કિંચિદ્ વક્તવ્ય

ઉદ્ભવઃ—પાલણપુરમાં ચોમાસું પૂર્ણ કરીને ત્યાંથી વિ. સં. ૧૯૮૮ માં સિદ્ધાચળજી જતાં માર્ગમાં મેત્રાણા, પાટણ અને ચારૂપની યાત્રા કરી,, અમો શ્રી શંખેશ્વરજી ગયા હતા. પરમ શાંતિદાયક આ તીર્થની યાત્રા કરતાં અમને અપૂર્વ આનંદ આવ્યો. આ તીર્થ અતિ પ્રાચીન અને અપૂર્વ પ્રભાવિક હોવા છતાં અહીંની ઐતિહાસિક અને વાર્તમાનિક તમામ હકીકત યાત્રાળુઓના જાણવામાં આવે એવું કંઈપણ સાધન નહિ હોવાથી[1] ઐતિહાસિક દૃષ્ટિથી અને એક ભોમિયાની ગરજ સારે તેવું, આ તીર્થના અંગે એક પુસ્તક લખવાનો વિચાર મને ઉદ્ભવ્યો. અહીંના તે વખતના મુનીમ શાહ વાડીલાલ દેવસીભાઈ લીંબડીવાળા (જેઓ હાલ ભોયણી તીર્થમાં મુનીમ છે) અને રાધનપુરનિવાસી શ્રીયુત વૃદ્ધિલાલ મગનલાલ વીરવાડિયાની આ માટે વિશેષ પ્રેરણા થવાથી, વિહારની તાકીદ હોવા છતાં, બાર દિવસની અહીં સ્થિરતા કરીને આ તીર્થ સંબંધી ઘણી ખરી નોંધો કરી લીધી. જરૂરી કેટલાક શિલાલેખો પણ ઉતારી લીધા. ત્યાંથી વિહાર કર્યા બાદ ગ્રંથો અને ભંડારોમાંથી શ્રી શંખેશ્વરજી સંબંધીનું અન્વેષણ કરવાનું ચાલુ રાખ્યું. વિ. સં. ૧૯૯૦ માં અમદાવાદમાં મળેલ

૧. શ્રીયુત મણિલાલ ન્યાલચંદ શાહે લખેલ "શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ" નામક એક પુસ્તક જૈન સસ્તી વાચનમાળા તરફથી પહેલા પ્રકટ થયું હતું, જે હાલ અલભ્ય છે. એ પુસ્તક નવલકથા યા વાર્તા રૂપે હતું. જ્યારે આ પુસ્તક તેનાથી જુદી જ ઢબે ઘણી જ શોધખોળપૂર્વક ઐતિહાસિક દૃષ્ટિથી લખાયેલું છે.

મુનિસમ્મેલન પૂર્ણ થતાં ત્યાંથી વિહાર કરીને રાધનપુર ચોમાસું કરવા જતાં અને ત્યાં ચોમાસું પૂર્ણ કરીને ત્યાંથી પાછા ફરતાં સં. ૧૯૯૧ માં આ તીર્થની યાત્રા કરી હતી. તે વખતે અહીં બે-ત્રણ માસની સ્થિરતા કરી, અહીંથી ઝીંઝુવાડા, ઉપરિયાળા અને સમી સુધી વિહાર (ભ્રમણ) કરી આવીને શંખેશ્વરજી જવાના રસ્તાઓ અને તેમાં વચ્ચે આવતાં તમામ ગામોની હકીકત મેળવી લીધી. તે દરમ્યાન અહીંના જૂના તથા નવા મંદિરના બાકી રહેલા તમામ શિલાલેખો ઉપરાંત ધર્મશાળા અને સરાઈ (સુરબી)ના શિલાલેખો પણ ઉતારી લીધા. આમાં આપેલ મૂર્તિઓની સંખ્યા, વ્યવસ્થા, મેળા વગેરેની વિશેષ હકીકત પણ સં. ૧૯૯૧ માં લખી લીધી હતી. ત્યારપછી કરાંચીથી પાછા ફરતાં કચ્છમાં થઈ, આદીસરનું રણ ઊતરી કાઠિયાવાડ જતાં સં. ૧૯૯૫ ના વૈશાખ માસમાં આ તીર્થની યાત્રા કરી હતી. તે વખતે ચમત્કારો સંબંધી દંતકથાઓ અને જાણવા યોગ્ય બીજી વિશેષ હકીકતો નોંધી લીધી હતી. તથા ખારસોલ, તળાવ, ઝંડકૂવો, બગીચો, ઉંટવાળિયું ખેતર વગેરે સ્થાનોની માહિતી મેળવી હતી. દરેક વખતે વિશેષ હકીકત જાણવામાં આવી તે નોંધી લીધી હતી. શ્રી અર્બુદ પ્રાચીન જૈન લેખ સંદોહનું કાર્ય પૂર્ણ થતાં આ પુસ્તક લખવાનું કામ હાથમાં લેવામાં આવ્યું હતું, અને શ્રી શંખેશ્વર પાર્શ્વ-પ્રભુજીના અધિષ્ઠાયક દેવોની પ્રસન્નતાથી જ તે કામ આજે પૂર્ણ થઈ ગ્રંથરૂપે પ્રસિદ્ધ થાય છે.

**પદ્ધતિઃ**—આ પુસ્તકના બે ભાગ પાડવામાં આવ્યા છેઃ તેમાં પહેલા ભાગમાં આ તીર્થનું ઐતિહાસિક અને વર્તમાનકાલિક વર્ણન આપવામાં આવ્યું છે. આ પ્રથમ ભાગમાં ૧૬ પ્રકરણો આપવામાં આવ્યાં છે. તે પ્રકરણોનાં નામ ઉપરથી જ તેમાં શું હકીકત આપી છે?–તે સમજી શકાય તેમ છે. તેની પછી ત્રણ પરિશિષ્ટો આપ્યાં છે. તેમાંના પહેલા પરિશિષ્ટમાં અહીંના તમામ (૬૫) શિલાલેખો ગુજરાતી ભાષાંતર સાથે આપેલા છે. બીજા પરિશિષ્ટમાં શંખેશ્વરજીની

પંચતીર્થી અને માર્ગમાં આવતાં ગામોની હકીકત અને ત્રીજામાં શ્રી શંખેશ્વરજીની ત્રણ પ્રદક્ષિણા અને તેમાં આવતાં ગામોનું વર્ણન આપેલુ છે. તેને છેડે થોડી પુરવાણી અને પુરવણીનું અનુસંધાન આપેલ છે. પ્રકરણો છપાઇ ગયા પછી જે જાણવામાં આવ્યું તે આ પુરવણીમાં આપેલ છે.

બીજા ભાગના, ૧ પ્રાકૃત-સંસ્કૃત વિભાગ, ૨ પ્રાકૃત-સંસ્કૃત ઉદ્ધૃત વિભાગ, ૩ ગુજરાતી-હિન્દી વિભાગ, અને ૪ ગુજરાતી-હિન્દી ઉદ્ધૃત વિભાગ, આમ મુખ્ય ચાર વિભાગો પાડવામાં આવ્યા છે. તે દરેકમાં થોડા થોડા પેટા વિભાગો પણ રાખવામાં આવેલ છે. જે જે વિભાગોનું મેટર છપાઈ ગયા પછી તે તે વિભાગોનું નવું મેટર પાછળથી મળ્યું તેને 'અનુપૂર્તિ' નામનો પાંચમો વિભાગ રાખીને વિભાગના અનુક્રમ પ્રમાણે આપવામાં આવ્યું છે. અને અનુપૂર્તિનું મેટર પણ પ્રેસમાં મોકલી આપ્યા પછી જે કંઈ મેટર મળ્યુ તે વિભાગના અનુક્રમ વિના જ તેને છેડે આપ્યું છે.

શ્રી શંખેશ્વરજી સંબંધી જે જે કલ્પો, સ્તોત્રો, સ્તુતિ, શલોકા, છંદ, સ્તવનાદિ સંપૂર્ણ કે અપૂર્ણ મળ્યું છે, તેને બીજા ભાગમાં તે તે ભાષાના વિભાગમાં કૃતિઓ તરીકે આપેલ છે, અને બીજા ગ્રંથોમાંથી શ્રી શંખેશ્વરજી સંબંધી જે જે ઉલ્લેખો મળી આવ્યા તે, તે તે ભાષાના ઉદ્ધૃત વિભાગોમાં આપેલ છે. આ બીજા ભાગમાં સ્તુતિ-સ્તોત્રાદિ કૃતિઓ બધી મળીને કુલ ૧૨૪ અને બીજા ગ્રંથોમાંથી ઉતારેલ ઉતારા ૬૦ આપેલા છે.

આમાં આપેલાં સ્તુતિ-સ્તોત્રાદિ કૃતિઓ અને ઉતારામાંથી કેટલાંક આ તીર્થ સંબંધી ઐતિહાસિક સામગ્રી પૂરી પાડે છે, કેટલાંક સ્તુતિપ્રધાન જ છે, જ્યારે કેટલાંકમાંથી તે બન્ને વસ્તુ મળી આવે છે. આમાંની કેટલીક સ્તુતિ-સ્તોત્રાદિ કૃતિઓ સુંદર રીતે કાવ્યની દૃષ્ટિથી રચાયેલી છે, જ્યારે કેટલીક ભાષાની દૃષ્ટિએ સામાન્ય હોવા

છતાં ભક્તિપ્રધાન જરૂર છે, સ્તોત્રાંક ૧૫૯ ની કડી ૭ થી ૧૨ વિશેષ કરીને ઉર્દૂ—ફારસી શબ્દોથી જ ભરપૂર છે, અર્થાત્ ઉર્દૂ ભાષાની કવિતાથી પ્રભુસ્તુતિ કરેલી છે.

૧૬ મી શતાબ્દિ પછીથી બનેલી અને લખાયેલી જૂની-નવી ગુજરાતી કે હિન્દી ભાષાની કૃતિઓમાં હ્રસ્વ, દીર્ઘ, અનુસ્વાર અને જોડણી વગેરેની બહુ ભૂલો જોવામાં આવે છે. તેમાંની ખાસ ખાસ સ્થળે ક્વચિત જ ભૂલો સુધારી છે. બાકીની ભૂલો, માત્રામેળ અનુપ્રાસ કે છંદોમાં ભંગ થઈ જવાના ભયથી તથા તેમાં કૃત્રિમતા ન આવી જાય એ માટે એમને એમ રહેવા દીધી છે.

૪૫ ગ્રંથોમાંથી ૬૦ ઉતારા લઈને આ પુસ્તકમાં આપેલ છે, તેમાંથી ૪૩ ગ્રંથોનો રચનાકાળ મળ્યો છે, જ્યારે ૨ ગ્રંથોનો મળ્યો નથી. જે જે ગ્રંથોનો રચનાકાળ મળ્યો છે, તે ગ્રંથોમાંથી સૌથી જૂનામાં જૂનો ગ્રંથ વિક્રમની પાંચમી શતાબ્દિનો (શત્રુંજય માહાત્મ્ય સ્તો. ૧૭) છે. અને નવામાં નવો ગ્રંથ સં. ૧૮૮૨ માં રચાયેલો (પૃથ્વીચંદ્ર ચરિત્ર, ગદ્ય-સ્તો. ૧૭૪) છે. આમાં કલ્પ, સ્તુતિ, સ્તોત્ર, સ્તવનાદિ મળીને કુલ કૃતિઓ ૧૨૪ આપેલ છે, તેમાંથી ૮૫ નો રચનાસમય મળ્યો છે, ૩૯ નો મળ્યો નથી. જેનો રચનાસમય મળ્યો છે, તેમાં સૌથી પ્રાચીન ૧૩મી સદીની આસપાસની (આલ્હાદન મંત્રીકૃત શ્રી પાર્શ્વનાથ સ્તોત્ર, સ્તો. ૨૬) છે, અને નવામાં નવી કૃતિ મારા પૂજ્ય ગુરુદેવ સ્વર્ગસ્થ શ્રીમાન્ વિજયધર્મસૂરીશ્વરજી મહારાજે સં. ૧૯૬૦ ની આસપાસમાં રચેલ શ્રી શં. પા. નું સંસ્કૃત અષ્ટક (સ્તો. ૧૨) અને સં. ૧૯૭૭ ની આસપાસમાં બનાવેલ શં. પા. નું ગુજરાતી સ્તવન (સ્તો. ૧૦૭) છે. એટલે સં. ૧૯૭૭ સુધીની બનેલી કૃતિઓ આમાં આપેલી છે. પરન્તુ સ્વર્ગસ્થ કવિઓની જ કૃતિઓ આમાં આપેલી છે. વિદ્યમાન કવિઓની સ્તવનાદિ એક પણ કૃતિ આમાં આપેલી નથી.

જે જે ગ્રંથોમાંની ઉતારા થઈને આમાં આપ્યા છે, તે તે ગ્રંથોની (કર્તાનાં નામ સાથે), તથા જે જે કૃતિઓ આમાં આપી છે, તે તે કૃતિઓની (કવિઓનાં નામો સાથે) સાલવાર અનુક્રમણિકા આમાં જુદી આપેલ છે. ૧૬ કવિઓની એક કરતાં વધારે કૃતિઓ આમાં આપેલી છે, જ્યારે બીજી દરેક કૃતિઓ (કે જેના રચયિતાનાં નામો મળ્યાં છે) ભિન્ન ભિન્ન કવિઓની રચેલી છે. ફક્ત ૧૩ કૃતિઓના કર્તાનાં નામો જાણવામાં આવ્યાં નથી, જે કૃતિઓ તથા કવિઓની સાલવાર અનુક્રમણિકાથી જાણી શકાશે.

જૂની ગુજરાતી ભાષામાં સ્તવનો વગેરે જે મળેલ છે તેને આમાં ગુજરાતી વિભાગમા અને ગુજરાતી ટાઈપમાં જ આપેલ છે.

ખાસ હિન્દી ભાષાની કૃતિઓ બહુ ઓછી મળી છે. ફક્ત દસ જ સ્તવનો મળ્યાં છે, તે બહુ થોડાં હોવાથી ગુજરાતી સ્તવનોને છેડે હિન્દી વિભાગમાં આપેલાં છે. હિન્દી ભાષાનું એક પદ પાછળથી મળેલું તે ગુજરાતીની સાથે આપેલું હોવાથી ગુજરાતી ટાઈપોમાં આપ્યું છે.

આમાં આપેલા ઉતારા ઘણે ભાગે છપેલા ગ્રંથોમાંથી લીધેલા છે. જે જે ગ્રંથોમાંથી લીધેલા છે, તે તે ગ્રંથોનાં નામો તે તે સ્થળે આપેલાં છે.

સંપૂર્ણ કૃતિઓનો ઘણો ભાગ હસ્તલિખિત પ્રતિઓ પરથી ઉતારેલ છે, તેમાંની કોઈ કોઈ કૃતિઓ કદાચ એક યા વધારે સ્થળે છપાઈ પણ ગયેલ હશે. છતાં મેં જે જે ભંડારની હસ્તપ્રત પરથી ઉતારેલ છે, તેનું જ નામ આપેલ છે. જે થોડો ભાગ છાપેલી પ્રતિઓ કે બુકો પરથી ઉતાર્યો છે, તેમાંથી કોઈ કોઈ કૃતિઓ કદાચ એક યા વધારે સ્થળે પણ છપાયેલ હશે, પરન્તુ મેં જે પ્રતિ કે ગ્રંથ પરથી ઉતારેલ છે, તેનું જ નામ મુખ્ય રીત્યા આપ્યું છે, છતાં તે કૃતિ બીજા કોઈ મુખ્ય ગ્રંથમાં છપાયાનું મારા જાણવામાં આવ્યું હશે, તો ત્યાં તે ગ્રંથનું નામ પણ જોડે આપી દીધેલ છે.

નાની નાની છંદ, સ્તુતિ, સ્તવન વગેરે મળીને કુલ ૧૬ કૃતિઓ ઉતારતી વખતે તે કયા પુસ્તકમાંથી ઉતારી?—તેની નોંધ કરવી રહી ગઈ હોવાથી તે તે પુસ્તકોનું નામ તેની નીચે આપી શકાયું નથી. પ્રાયઃ આ કૃતિઓ બહુ પ્રચલિત હોઈ ઘણાં પુસ્તકોમાં છપાણી હશે, એમ જાણીને તે જેમાંથી ઉતારી હશે, તે પુસ્તકોનાં નામ લખી લેવાની તે વખતે જરૂર નહિ લાગી હોય તેથી જ લખ્યાં નહિ હોય એમ લાગે છે.

મારા ધારવા પ્રમાણે શ્રી પાર્શ્વનાથ પ્રભુજીનાં બીજાં તીર્થો કરતાં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીનાં સ્તુતિ—સ્તોત્રાદિ વધારે પ્રમાણમાં જરૂર બન્યાં હશે.

મેં તો ફક્ત ૭–૮ ભંડારોમાંથી જ સંગ્રહ કર્યો છે. હજુ નાના મોટા સેંકડો ભંડારો છે, તેમાં જોવાથી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજી સંબંધી અનેક કૃતિઓ મળી આવવાની સંભાવના છે, પરન્તુ આ પુસ્તક બહુ મોટું થઈ જવાના ડરથી બીજા ભંડારો તપાસીને તેમાંથી સંગ્રહવાનું મારે મુલતવી રાખવું પડયું હતું.

આદિ અંત કે મધ્યમાં મંગલાચરણ રૂપે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીની સ્તુતિ જેમાં કરી હોય એવા ગ્રંથો તો ઘણા જ હશે. પણ મેં તો વાનકી રૂપે થોડાક ગ્રંથોનું મંગલાચરણ આમાં આપેલ છે. તે ઉપરાંત નાની મોટી કૃતિઓ પણ ઘણી જ હશે. આવી કેટલીક કૃતિઓની પ્રેસ કોપી મારી પાસે મૌજૂદ હોવા છતાં તે કૃતિઓ બહુ મોટી હોઈ, આ પુસ્તકનું કદ વધી જવાના ભયથી તેને મેં આમાં આપેલ નથી.

**ભાવના:**—અનેક વાર શંખેશ્વરજી જઈ, ત્યાં વધારે વખત સુધી સ્થિરતા કરી, ત્યાંની વર્તમાન સ્થિતિનો અનુભવ કરીને તથા અનેક ગ્રંથો અને શિલાલેખોનું અવલોકન કરીને તેમાંથી શંખેશ્વરજી સંબંધ ઐતિહાસિક વર્ણન મેળવીને તે બધું આ પુસ્તકના પહેલા

ભાગમાં પ્રકરણો પાડીને આપવામાં આવ્યું છે. જ્યારે અનેક ભંડારો-માંની હસ્તલિખિત પ્રતિઓ કે પાનાંમાંથી તથા છપાયેલાં પુસ્તકો-માંથી પણ શ્રી શંખેશ્વરજી સંબંધીની કૃતિઓ મેળવી તેના વિભાગો પાડીને આ પુસ્તકના બીજા ભાગમાં આવેલ છે. તે ઉપરાન્ત પરિ-શિષ્ટો, શિલાલેખો અને તેનું ભાષાંતર વગેરે આપીને તથા વિષયાનુ-ક્રમણિકા, ગ્રંથો તેમજ કૃતિઓની (કર્તાઓનાં નામો સાથે) સાલવાર અનુક્રમણિકા, ઉપયોગમાં લીધેલા ગ્રંથોનાં નામ, સાંકેતિક શબ્દોનો ખુલાસો વગેરે આપીને તેમજ ત્યાંના ભવ્ય જિનમંદિરનાં પંદર મનોહર ચિત્રો આપીને આ ગ્રંથને યથાસાધ્ય સુંદર અને ઉપયોગી બનાવવા પ્રયત્ન કર્યો છે. આ તીર્થપર શ્રદ્ધા અને ભક્તિ રાખનારા સજ્જનોને તો આ ગ્રંથ ઉપયોગી થશે જ. ઉપરાન્ત પ્રાચીન ભાષા, રીત–રિવાજો, શિલાલેખો, કૃતિઓ અને પ્રાચ્ય વિદ્યા ઉપર પ્રેમ ધરાવનારા અને તેને જાણવાની ઇચ્છા ધરાવનારા સજ્જનોને પણ આ ગ્રંથ થોડે ઘણે અંશે ઉપયોગી થશે, એમ હું માનું છું. શ્રી શંખેશ્વરજીની યાત્રાએ જનારા યાત્રાળુઓને આ પુસ્તક ત્યાંની બધી માહિતી પૂરી પાડતું હોવાથી સહાયક થશે જ, પરન્તુ આ પુસ્તકને ઘરે બેઠાં બેઠાં વાંચ-નારાઓને પણ શ્રી શંખેશ્વરજીની યાત્રાનો આનંદ થોડે ઘણે અંશે તો જરૂર મળશે જ. આ રીતે આ પુસ્તક જૈન સમાજને થોડે ઘણે અંશે પણ ઉપયોગી થશે, તો હું મારો પરિશ્રમ સફળ થયો માનીશ.

સમસ્ત જૈન સમાજની, તેમાં પણ ખાસ કરીને રાધનપુર, પાટણ અને શંખેશ્વરજીની આસપાસનાં ગામોના જૈનોની આ તીર્થ પર વિશેષ શ્રદ્ધા અને ભક્તિ હોવાથી આ પુસ્તકની પહેલી આવૃત્તિ જલદીથી ખલાસ થઈ જવાની સંભાવના હોવાથી આની બીજી આવૃત્તિ તાકીદે બહાર પાડવી પડશે, એમ લાગે છે. જો એમ થશે તો તે દરમ્યાન શ્રી શંખેશ્વરજી સંબંધી જે કાંઈ વિશેષ હકીકત અને નવી નવી કૃતિઓ પ્રાપ્ત થશે, તે પણ તેમાં દાખલ કરવામાં આવશે.

જો અનુકૂલ સયોગો પ્રાપ્ત થશે તો આ પુસ્તકના પહેલા ભાગમાંથી સંક્ષેપમાં ઐતિહાસિક વર્ણનની અને બીજા ભાગમાંથી પ્રચલિત કૃતિઓને ચૂંટી કાઢીને તેની નાની નાની ટ્રેક્ટ બુકો પ્રકટ કરાવવાની ભાવના છે.

ધન્યવાદ :—આ પુસ્તકના મેટરને સુંદર રીતે ગોઠવવામાં, પ્રુફ સંશોધનમાં અને પુસ્તકને દરેક રીતે આકર્ષક બનાવવાના કાર્યમાં પૂર્ણ સહકાર આપનાર સાયલા (હાલ અમદાવાદ) નિવાસી ન્યાયતીર્થ તર્કભૂષણ પં. રતિલાલ દીપચંદ દેસાઇને, ભંડારો અને ગ્રંથોમાંથી કૃતિઓ તથા ઉતારા મેળવવામાં સહાય કરનાર મુનિ વિશાલવિજયજીને, શુદ્ધિપત્રક બનાવી આપનાર લીંબડી (ભાવનગર સ્ટેટ) નિવાસી વ્યાકરણતીર્થ પંડિત અમૃતલાલ નારાચંદને, મૂ. ના. શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીના એક જ જાતના બે અલભ્ય જૂના ફોટા મેળવી આપનાર રાધનપુરનિવાસી શ્રીયુત જેશિંગલાલ નેમચંદ ધામીને, સેવાભાવે શ્રી શંખેશ્વરજીની પંચતીર્થીનો નકશો બનાવી આપનાર વળાનિવાસી ભાવનગર સ્ટેટના એન્જીનીયર શ્રીયુત મહેતા શાંતિલાલ ગંભીરચંદ રાયચંદને, જે જે ભંડારોની હસ્ત પ્રતિઓ પરથી કૃતિઓ ઉતારીને આમાં આપવામાં આવી છે તે તે મુનિરાજો અને ભંડારોના કાર્યવાહકોને, જે જે ગ્રંથો અને પુસ્તકોમાંથી લઇને આમાં ઉતારા તથા કૃતિઓ આપવામાં આવી છે, તે તે ગ્રંથોના કર્તા, સંગ્રાહકો, સંપાદકો અને પ્રકાશકોને, તેમજ આ પુસ્તકને અંગે શ્રી શંખેશ્વરજીમાં દરેક બાબતોની માહિતી મેળવવામાં મદદ આપનાર અને આ પુસ્તક લખાતું હતું તે દરમ્યાન વખતો વખત જે જે બાબતોના ખુલાસા પૂછવામાં આવતા તેના વિગતવાર ચીવટથી જવાબ આપનારા શ્રી શંખેશ્વરજી કારખાનાના હાલના મુખ્ય મુનીમ વસોવાળા શા. બાલાભાઈ જેઠાલાલ, દોસી સરૂપચંદ મોમાયા ફાલીદાર, શા. જીવરાજ વખતચંદ આંગી કારકૂન અને પલાંસવા (કચ્છવાગડ) વાળા શા. અદેસંગ મંગળજી વાસણ–ગોદડાં કારકૂન તેમજ હરકોઈ રીતે

પણ આમાં મદદ આપનારા બીજા સજ્જનોને ધન્યવાદ આપવાનું કે તેમનો યથોચિત આભાર માનવાનું મારે ભૂલવું ન જોઈએ.

આ પુસ્તકમાં શંખેશ્વરના જિનમંદિરનાં જુદાં જુદાં સુંદર ચિત્રો આપ્યાં છે તેની સાથે શ્રી મૂળનાયકજી ભગવાનનું સુંદર ચિત્ર આપવાની ઘણી જ ઇચ્છા હતી. પણ શ્રી જેશિંગલાલ ધામી પાસેથી મળેલ ફોટા ઉપરથી સારો બ્લોક બની શકે એમ ન હોવાથી અને શંખેશ્વર તીર્થની પેઢીવાળાને તથા અમદાવાદની કમિટિને પુછાવવા છતાં નવો ફોટો લેવાની રજા ન મળવાથી એ ઇચ્છા જતી કરવી પડી છે.

અંતઃ—પૂજ્યપાદ મારા દાદા ગુરુ અને પૂજ્યપાદ મારા ગુરુવર્યની અસીમ કૃપાથી આ પુસ્તકને પૂર્ણ કરીને હું જૈન સમાજ સમક્ષ રજૂ કરવા ભાગ્યશાળી થયો છું. તેમના ચરણોને વારંવાર નમન કરતો અને શ્રી શંખેશ્વરજી સંબંધી તથા બીજાં તીર્થો સંબંધી પણ આથીયે સુંદરતમ સાહિત્ય તૈયાર કરીને પ્રકટ કરાવવાનું સામર્થ્ય અર્પે એવી તે પૂજ્યો પાસે પ્રાર્થના કરતો હું મારું વક્તવ્ય અહીં જ સમાપ્ત કરું છું.

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

| વલભીપુર–વળા (કાઠિયાવાડ) જ્ઞાનપંચમી વીર સં. ૨૪૬૮, ધર્મ સં. ૨૦ | વૃદ્ધિ–ધર્મ–ચરણોપાસક– મુનિ જયંતવિજય. |
| --- | --- |

જો અનુકૂલ સંયોગો પ્રાપ્ત થશે તો આ પુસ્તકના પહેલા ભાગમાંથી સંક્ષેપમાં ઐતિહાસિક વર્ણનની અને બીજા ભાગમાંથી અપ્રચલિત કૃતિઓને ચૂંટી કાઢીને તેની નાની નાની ટ્રેક્ટ બુકો પ્રકટ કરાવવાની ભાવના છે.

ધન્યવાદ :—આ પુસ્તકના મેટરને સુંદર રીતે ગોઠવવામાં, પ્રુફ સંશોધનમાં અને પુસ્તકને દરેક રીતે આકર્ષક બનાવવાના કાર્યમાં પૂર્ણ સહકાર આપનાર સાયલા (હાલ અમદાવાદ) નિવાસી ન્યાયતીર્થ તર્કભૂષણ પં. રતિલાલ દીપચંદ દેસાઇને, ભંડારો અને ગ્રંથોમાંથી કૃતિઓ તથા ઉતારા મેળવવામાં સહાય કરનાર મુનિ વિશાલવિજયજીને, શુદ્ધિપત્રક બનાવી આપનાર લીંગડી (ભાવનગર સ્ટેટ) નિવાસી વ્યાકરણતીર્થ પંડિત અમૃતલાલ તારાચંદને, મૂ. ના. શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીના એક જ જાતના બે અલભ્ય જૂના ફોટા મેળવી આપનાર રાધનપુરનિવાસી શ્રીયુત જેશિંગલાલ નેમચંદ ધામીને, સેવાભાવે શ્રી શંખેશ્વરજીની પંચતીર્થીનો નકશો બનાવી આપનાર વળાનિવાસી ભાવનગર સ્ટેટના એન્જીનીયર શ્રીયુત મહેતા શાંતિલાલ ગંભીરચંદ રાયચંદને, જે જે ભંડારોની હસ્ત પ્રતિઓ પરથી કૃતિઓ ઉતારીને આમાં આપવામાં આવી છે તે તે મુનિરાજો અને ભંડારોના કાર્યવાહકોને, જે જે ગ્રંથો અને પુસ્તકોમાંથી લઇને આમાં ઉતારા તથા કૃતિઓ આપવામાં આવી છે, તે તે ગ્રંથોના કર્તા, સંગ્રાહકો, સંપાદકો અને પ્રકાશકોને, તેમજ આ પુસ્તકને અંગે શ્રી શંખેશ્વરજીમાં દરેક બાબતોની માહિતી મેળવવામાં મદદ આપનારા અને આ પુસ્તક લખાતું હતું તે દરમ્યાન વખતો વખત જે જે બાબતોના ખુલાસા પૂછવામાં આવતા તેના વિગતવાર ચીવટથી જવાબ આપનારા શ્રી શંખેશ્વરજી કારખાનાના હાલના મુખ્ય મુનીમ વમોવાળા શા. બાલાભાઈ જેઠાદાસ, રોસી સરૂપચંદ ભેમાયા ફોલીદાર, શા. જીવરાજ વખતચંદ આંગી કારકૂન અને પલાંસવા (કચ્છવાગડ) વાળા શા. અદેસંગ મંગળજી વાસણ-ગોદડાં કારકૂન તેમજ દરેકોઈ રીતે

પણ આમાં મદદ આપનારા બીજા સજ્જનોને ધન્યવાદ આપવાનું કે તેમનો યથોચિત આભાર માનવાનું મારે ભૂલવું ન જોઈએ.

આ પુસ્તકમાં શંખેશ્વરના જિનમંદિરનાં જુદાં જુદાં સુંદર ચિત્રો આપ્યાં છે તેની સાથે શ્રી મૂળનાયકજી ભગવાનનું સુંદર ચિત્ર આપવાની ઘણી જ ઇચ્છા હતી. પણ શ્રી જેશિંગલાલ ધામી પાસેથી મળેલ ફોટા ઉપરથી સારો બ્લોક બની શકે એમ ન હોવાથી અને શંખેશ્વર તીર્થની પેઢીવાળાને તથા અમદાવાદની કમિટિને પુછાવવા છતાં નવો ફોટો લેવાની રજા ન મળવાથી એ ઇચ્છા જતી કરવી પડી છે.

અંતઃ—પૂજ્યપાદ મારા દાદા ગુરુ અને પૂજ્યપાદ મારા ગુરુવર્યની અસીમ કૃપાથી આ પુસ્તકને પૂર્ણ કરીને હું જૈન સમાજ સમક્ષ રજૂ કરવા ભાગ્યશાળી થયો છું. તેમના ચરણોને વારંવાર નમન કરતો અને શ્રી શંખેશ્વરજી સંબંધી તથા બીજાં તીર્થો-સંબંધી પણ આથીયે સુંદરતમ સાહિત્ય તૈયાર કરીને પ્રકટ કરાવવાનું સામર્થ્ય અર્પે એવી તે પૂજ્યો પાસે પ્રાર્થના કરતો હું મારું વક્તવ્ય અહીં જ સમાપ્ત કરું છું.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

| વલભીપુર—વળા (કાઠિયાવાડ)<br>જ્ઞાનપંચમી<br>વીર સં. ૨૪૬૮, ધર્મ સં. ૨૦ | વૃદ્ધિ—ધર્મ—ચરણોપાસક—<br>મુનિ જયંતવિજય. |
|---|---|

## શંખેશ્વર મહાતીર્થ ભાગ ૧–૨ ની

# અનુક્રમણિકા

### પ્રકાશકનું નિવેદન વગેરે : કુલ પૃષ્ઠ ૪૮



### ભાગ પહેલો: ઇતિહાસવર્ણન–આદિ: કુલ પૃષ્ઠ ૧૮૮

## ભાગ બીજો : કલ્પ-સ્તોત્રાદિ-સંદોહ : કુલ પૃષ્ઠ ૩૦૪

# આ પુસ્તકમાં જે ગ્રન્થોના ઉતારા આપ્યા છે, તે ગ્રન્થોની સાલવાર ( કર્તાનાં નામ સાથે ) અનુક્રમણિકા

| સંવત્ | ગ્રન્થનું નામ | કર્તા | સ્તોત્રાંક |
|---|---|---|---|
| ૪૭૭ (?) | શત્રુંજય માહાત્મ્ય, પદ્ય | ધનેશ્વરસૂરિ | ૧૭ |
| ૧૩૦૦ ની આસપાસ | અષ્ટોતરી તીર્થમાળા | મહેન્દ્રસિંહસૂરિ | ૧૪ |
| ૧૩૬૧ | પ્રબન્ધચિંતામણિ | મેરુતુંગાચાર્ય | ૪ |
| ૧૩૭૧ લગભગ | સમરારાસુ | અંબદેવસૂરિ | ૧૩૬ |
| ૧૩૯૩ | નાભિનન્દનજિનોદ્ધાર પ્રબંધ | ઉપકેશગચ્છીય કક્કસૂરિ | ૨૨ |
| ૧૪ મી સદી | જગડૂચરિત્ર મહાકાવ્ય | સર્વાણંદસૂરિ | ૪૦ |
| ૧૪ મી સદી ઉત્તરાર્ધ | વિવિધતીર્થકલ્પ | જિનપ્રભસૂરિ | ૧,૨,૧૫ |
| ૧૪૦૫ | પ્રબન્ધ કોશ (ચતુર્વિંશતિ પ્રબન્ધ ) | શ્રીરાજશેખરસૂરિ | ૩૧ |
| ૧૪–૧૫મીસદી | વસ્તુપાલ તેજપાલ પ્રબન્ધ | | ૩૨ |
| ૧૪૯૭ | વસ્તુપાલચરિત્ર | જિનહર્ષગણિ | ૧૮,૧૯, ૨૦,૨૧ |
| ૧૫ મી સદી ઉત્તરાર્ધ | જયાનંદકેવલીચરિત્ર પદ્ય | મુનિસુન્દરસૂરિ | ૧૭૨ |
| ૧૫૦૬ | શ્રાદ્ધવિધિ | રત્નશેખરસૂરિ | ૩૮ |
| ૧૫૫૫ | ઉપદેશકલ્પવલ્લી | ઇંદ્રહંસગણિ | ૨૩ |
| ૧૬૬૦ | પાંડવચરિત્ર, ગદ્ય | પં. દેવવિજયગણિ | ૩૯ |
| ૧૬૭૫ લગભગ | હીરસૌભાગ્ય મહાકાવ્ય | દેવવિમળ | ૨૪ |

| સંવત્ | ગ્રન્થનું નામ | કર્તા | સ્તોત્રાંક |
|---|---|---|---|
| ૧૬૮૮ લગભગ | વિજયપ્રશસ્તિ મહાકાવ્ય | હેમવિજયગણિ-ગુણવિજયગણિ | ૨૫ |
| ૧૬૮૯ | ઉત્તરાધ્યયન સૂત્રવૃત્તિ | પં. ભાવવિજયગણિ | ૧૭૮ |
| ૧૬૯૮ | નેમિનાથચરિત્ર, ગદ્ય | ગુણવિજય | ૩૪,૩૫ |
| ૧૭૦૭ | પાર્શ્વનાથચરિત્ર (શં. પા. પ્રબન્ધ) | જ્ઞાનકુશળ | ૧૩૯ |
| ૧૭૦૮ | દ્રવ્યલોકપ્રકાશ | ઉપા. વિનયવિજયજી | ૧૫૪,૧૬૫ |
| ૧૭૦૮ | ક્ષેત્રલોકપ્રકાશ | ,, | ૧૬૬,૧૬૭, ૧૬૮ |
| ૧૭૦૮ | કાલલોકપ્રકાશ | ,, | ૧૬૯ |
| ૧૭૦૮ | ભાવલોકપ્રકાશ | ,, | ૧૭૦,૧૭૧ |
| ૧૭૧૭ | ચંદરાજનો રાસ | વિદ્યારુચિ મુનિ | ૧૮૦ |
| ૧૭૧૭ | ચિત્રસેન પદ્માવતી રાસ | હસ્તિરુચિ મુનિ | ૧૮૧ |
| ૧૭૨૧ પહેલાં | રાજસાગરસૂરિનિર્વાણ-રાસ | મુનિ હેમસૌભાગ્ય | ૧૮૨ |
| ૧૭૨૧ | પાર્શ્વનાથ નામમાળા | ઉપા. મેઘવિજય | ૧૩૭,૧૩૮ |
| ૧૭૨૧ | વસ્તુપાલ-તેજપાલ રાસ | મેરુવિજય | ૧૪૪ |
| ૧૭૨૨ | ચૈત્યપરિપાટી | પં. મહિમા | ૧૪૦ |
| ૧૭૨૭ | દેવાનંદ મહાકાવ્ય | ઉપા. મેઘવિજય | ૨૭,૨૮, ૧૭૫ |
| ,, આસપાસ | ઉદયદીપિકા | ,, | ૩૦ |
| ,, ,, | દિગ્વિજય મહાકાવ્ય | ,, | ૧૫૬ |
| ૧૭૩૯ | ચિત્રસેન-પદ્માવતી ચોપાઈ | દીપસૌભાગ્યમુનિ | ૧૮૩ |
| ૧૮ મી સદીનો પ્રારંભ | શ્રી ભાનુચન્દ્રચરિત્ર | સિદ્ધિચન્દ્રગણિ | ૧૭૯ |

| સંવત્ | ગ્રન્થનું નામ | કર્તા | સ્તોત્રાંક |
|---|---|---|---|
| ૧૮ મી સદી પૂર્વાર્ધ | તપાગણપતિગુણપદ્ધતિ | ઉપા. ગુણવિજય | ૩૬–૩૭ |
| ૧૭૫૧ | ગુણાવલી રાસ | જિનવિજય | ૧૮૪ |
| ૧૭૫૯ | અમરસેન જયસેન રાસ | જિનહર્ષ | ૧૪૧ |
| ૧૭૬૯ | શ્રી વૃદ્ધિવિજયજી રાસ | સુખસાગર | ૧૪૫ |
| ૧૭૮૨ | શ્રી શત્રુંજયમાહાત્મ્ય, ગદ્ય | હંસરત્નકવિ | ૩૩ |
| ૧૮૪૩ | ઉપદેશપ્રાસાદ | વિજયલક્ષ્મીસૂરિ | ૧૫૫,૧૭૬ |
| ૧૮૮૨ | પૃથ્વીચન્દ્રચરિત્ર, ગદ્ય | પં.રૂપવિજયગણિ | ૧૭૪ |
| ,, આસપાસ | પદ્મવિજયજીનિર્વાણ રાસ | ,, | ૧૪૨ |
| ૧૯ મી સદી | જ્યાનંદકેવલિચરિત્ર, ગદ્ય | પં.પદ્મવિજયગણિ | ૧૭૩ |
| | સુક્તસંચય | સગ્રા. મંગલવિજયજી | ૧૭૭ |
| | કેવલનાણી બૃહત્ ચૈત્યવંદન | | ૧૪૬ |

# આ પુસ્તકમાં શંખેશ્વર પાર્શ્વનાથ સંબંધી જે કૃતિઓ આપી છે, તેની સાલવાર ( કર્તાનાં નામ સાથે ) અનુક્રમણિકા

| સંવત્ | કૃતિનું નામ | કર્તા | સ્તોત્રાંક |
|---|---|---|---|
| ૧૩મી સદીની આસપાસ | શ્રી પાર્શ્વનાથસ્તોત્રમ્ | આહ્લાદન મંત્રી | ૨૬ |
| ૧૪મી સદી | શં. પા. સ્તવન | મુનિચન્દ્રસૂરિ | ૩ |
| ૧૭મી સદી (?) | શં. પા. સ્તવન | મુનિ લાલવિજય | ૬૫ |
| ૧૬૧૦ | શં. પા. ઉત્પત્તિ સ્ત૦ | હંસભુવનસૂરિ | ૫૬ |
| ૧૬૪૭ | શં. પા. સ્તવન | વિદ્યાચન્દ્રગણિ | ૧૧૨ |
| ૧૬૫૪ | શં. પા. સ્તવન | જયવિમલગણિ | ૬૦ |
| ૧૬૬૦ | શં. પા. સ્તવન | મુનિ વિદ્યાચન્દ્ર | ૬૧ |
| ૧૬૬૦ | શં. પા. છંદ | સુખસાગર (?) | ૧૬૧ |
| ૧૬૭૧ | શં. પા. ચંદ્રાઉલા સ્ત૦ | કવિ રાજપાલ | ૫૪ |
| ૧૬૮૭ | શં. પા. સ્તવન | પં. શુભવિજય | ૬૩ |
| ૧૭મી સદી | શં. પા. સ્તવન | મુનિ વિજય (?) | ૫૯ |
| ,, ઉત્તરાર્ધ | શ્રી પાર્શ્વ સમતીર્થી સ્તવન | સંઘવિજયગણિ | ૨૯ |
| ,, ,, | શં. પા. સ્તુતિ | ધનહર્ષવિજય | ૧૨૪ |
| ૧૭૦૮ | શં. પા. સ્તવન | પુણ્યકલશ | ૧૧૩ |
| ૧૭૧૨ | શં. પા. છંદ | લબ્ધિરુચિ | ૧૫૮ |
| ૧૭૩૨ પહેલાં | શં. પા. સ્તવન | ગુણવિજય | ૬૪ |
| ૧૭૪૨ | શં. પા. છંદ | નિત્યવિજય | ૪૬ |
| ૧૭૫૦ આસપાસ | શં. પા. છંદ | ઉપા૦ ઉદયરત્નગણિ | ૪૩,૪૪ |
| ૧૮મી સદી પૂર્વાર્ધે | શં. પા. સ્તવન | મુનિ ઉદય | ૮૧ |

| સંવત્ | કૃતિનું નામ | કર્તા | સ્તોત્રાંક |
|---|---|---|---|
| ૧૮મી સદી પૂર્વાર્ધ | શ૦. પા. સ્તવન | મુનિ ધર્મવન્ત | ૫૮ |
| ,, ,, | શ૦. પા. સ્તવન | પં. ચારિત્રસાગર | ૮૦ |
| ,, ,, | શ૦. પા. રાજગીતા | વાચક ઉદયવિજય | ૧૩૨ |
| ૧૭૫૯ની આસ-પાસ (?) | શ૦. પા. છંદ | જિનહરખ | ૪૫ |
| ,, ,, (?) | શ૦. પા. સ્તોત્ર | ,, | ૫૨ |
| ,, ,, (?) | શ૦. પા. સ્તવન | ,, | ૧૬૪ |
| ૧૭૬૧ | શ૦. પા. સ્તવન | મુનિ અમરચંદ્ર | ૧૧૧ |
| ૧૭૬૯ | શ૦. પા. શલોકો | ઉપા. ઉદયરત્ન | ૪૧ |
| ,, | શ૦. પા. અષ્ટક | મુનિ સુખસાગર | ૧૫૦ |
| ૧૭૭૯ પહેલાં | શ૦. પા. સ્તવન | વિજયાણંદસૂરિશિષ્ય– | ૬૮ |
| ૧૭૮૨ આસપાસ | શ૦. પા. સ્તોત્ર | હંસરત્ન | ૫ |
| ,, ,, | શ૦. પા. છંદ | ,, | ૭ |
| ૧૭૮૪ લગભગ | શ૦. પા. સ્તવન | મુનિ દીપવિજય | ૭૧ |
| ૧૭૮૪ | શ૦. પા. શલોકો | મુનિ દીપવિજય | ૪૨ |
| ૧૭૮૬ પહેલાં | શ૦. પા. છંદ | શીલમુનિ | ૧૫૭ |
| ૧૭૮૯ | શ૦. પા. છંદ | જીવનવિજય | ૪૭ |
| ૧૭૯૦ | શ૦. પા. સ્તવન | મુનિ લબ્ધિવિજય | ૮૨ |
| ૧૮મી સદી | શ૦. પા. સ્તોત્ર | ઉપા. યશોવિજય | ૬ |
| ,, ,, (?) | શ૦. પા. સ્તવન | ,, ,, (?) | ૮ |
| ,, ,, | શ૦. પા. સ્તવન | ઉપા. ઉદયવિજયગણિ | ૧૬ |
| ,, ,, | શ૦. પા. સ્તવન | જ્ઞાનવિમલસૂરિ | ૭૩ થી ૭૯ |
| ,, ,, | શ૦. પા. સ્ત૦ (હિન્દી) | ઉપા. યશોવિજય | ૧૧૪ |
| ,, ,, | શ૦. પા. સ્તુતિ | નયવિમલ | ૧૨૬ |

| સંવત્ | કૃતિનું નામ | કર્તા | સ્તોત્રાંક |
|---|---|---|---|
| ૧૮મી સદી ઉત્તરાર્ધ | શં. પા. ચોઢાળિયું સ્તવન | રત્નવિજય | ૫૫ |
| ,, ,, | શં. પા. સ્તવન | ,, | ૮૪ |
| ૧૮૧૮ | શં. પા. છંદ | કનકરત્ન | ૫૦ |
| ૧૮૩૦ | શં. પા. સ્તવન | ઉપા૦ રાજવિજયગણિ | ૬૭ |
| ૧૮૩૪ | શં. પા. સ્તવન | પં. પદ્મવિજયગણિ | ૮૫ |
| ૧૮૪૬ | શં. પા. સ્તવન | પં. મનુકચંદ | ૮૭ |
| ૧૮૫૨ | શં. પા. સ્તવન | રંગવિજયમુનિ | ૯૧ |
| ૧૮૫૨ આસપાસ | શં. પા. સ્તુતિ | ,, | ૧૨૯ |
| ,, ,, | શં. પા. સ્ત૦ (હિન્દી) | માણિક્યવિજય | ૧૧૫ |
| ,, ,, (?) | શં. પા. કવિત્ત | રંગવિજય | ૧૩૫ |
| ૧૮૭૭ | શં. પા. સ્તવન | પં. વીરવિજયગણિ | ૯૩ |
| ૧૮૭૭ આસપાસ | શં. પા. પદ | ,, | ૧૩૩ |
| ૧૮૭૭ ,, | શં. પા. સ્તવન | ,, | ૯૨,૯૫ |
| ૧૮૭૮ | શં. પા. સ્તવન | ,, | ૯૪ |
| ૧૮૮૧ | પાર્શ્વનાથજી છંદ | ઉત્તમવિજય | ૧૪૮ |
| ૧૮૮૨ આસપાસ | શં. પા. લાવણી | પં. રૂપવિજયગણિ | ૧૩૧ |
| ,, ,, | શં. પા. સ્તવન | ,, | ૯૬ થી ૯૯ |
| ,, ,, | શં. પા. સ્તવન | ,, | ૬૯,૧૧૭ |
| ,, ,, | શં. પાં. ચૈત્યવંદન | ,, | ૫૩ |
| ૧૮૮૮ પહેલાં | શં. પાં. સ્તવન | કુંવરવિજયશિષ્ય | ૬૨ |
| ૧૮૮૯ | પંચકલ્યાણકપૂજાનો કલશ | પં. વીરવિજયગણિ | ૧૪૭ |
| ૧૯મી સદી | શં. પા. સ્તવન | કૃષ્ણવિજયશિષ્ય | ૧૦૦ |
| ૧૯મી સદી ઉત્તરાર્ધ | શં. પા. સ્તવન | મોહનવિજય | ૭૨ |

| સંવત્ | કૃતિનું નામ | કર્તા | સ્તોત્રાંક |
|---|---|---|---|
| ૧૯૦૦ આસપાસ | શં. પા. સ્ત૦ (હિન્દી) | ચિદાનંદજી | ૧૧૯ |
| ૧૯૪૪ | શં. પા. સ્ત૦ (હિન્દી) | હર્ષવિજયજી | ૧૨૩ |
| ૨૦મી સદી પૂર્વાર્ધ | શં. પા. સ્તવન (હિન્દી) | વિજયાનંદસૂરિ (આત્મારામજી મ.) | ૧૨૦, ૧૨૧,૧૨૨ |
| ૧૯૬૦ | શં. પા. અષ્ટક | વિજયધર્મસૂરિજી | ૧૨ |
| ૧૯૭૭ | શં. પા. સ્તવન | " | ૧૦૭ |
| | શં. પા. જિનસ્તવ | | ૯,૧૦ |
| | ચૈત્યવંદન | | ૧૧ |
| | શં. પા. સ્તુતિ શ્લોક | | ૧૩ |
| | શં. પા. છંદ | પં. સુખચંદ | ૪૮ |
| | શં. પા. છંદ | મુનિ મેઘરાજ | ૪૯ |
| | શં. પા. છંદ | | ૫૧ |
| | શં. પા. સ્તવન | સકલચંદ્ર | ૫૭ |
| | શં. પા. સ્તવન | મોતિસાગરમુનિ | ૬૬ |
| | શં. પા. સ્તવન | દાનવિજય | ૭૦ |
| | શં. પા. સ્તવન | અમરરત્નસૂરિ | ૮૩ |
| | શં. પા. સ્તવન | કાંતિવિજય | ૮૬ |
| | શં. પા. સ્તવન | મુનિ રંગવિજય | ૮૮, ૮૯,૯૦ |
| | શં. પા. સ્તવન | ન્યાયસાગર | ૧૦૧ |
| | શં. પા. સ્તવન | પુણ્યસાગરસૂરિ | ૧૦૨ |
| | શં. પા. સ્તવન | દેવો | ૧૦૪ |
| | શં. પા. સ્તવન | ધર્મચન્દ્ર | ૧૦૫ |
| | શં. પા. સ્તવન | ખુશાલચંદ | ૧૦૬ |
| | શં. પા. સ્તવન | | ૧૦૮ |
| | શં. પા. સ્તવન | | ૧૦૯ |

| સંવત્ | કૃતિનું નામ | કર્તા | સ્તોત્રાંક |
|---|---|---|---|
| | શં. પા. સ્તવન | | ૧૧૦ |
| | શં. પા. સ્તવન (હિન્દી) | રંગવિજય | ૧૧૬ |
| | શં. પા. સ્તવન (હિન્દી) | શ્રી પ્રભુ | ૧૧૮ |
| | શં. પા. સ્તુતિ | હંસરત્ન (?) | ૧૨૫ |
| | શં. પા. સ્તુતિ | ઉપા. તેજરુચિ | ૧૨૭ |
| | શં. પા. સ્તુતિ | નયવિજય | ૧૨૮ |
| | શં. પા. સ્તુતિ | તત્ત્વવિજય | ૧૩૦ |
| | શં. પા. વિનતિ | | ૧૩૪ |
| | શં. પા. અષ્ટક | ભાવપ્રભસૂરિ | ૧૪૯ |
| | શં. પા. સ્તુતિ | | ૧૫૧ |
| | શં. પા. સ્તુતિ | | ૧૫૨ |
| | શં. પા. સ્તવ | | ૧૫૩ |
| | શં. પા. છંદ | નયપ્રમોદ | ૧૫૯ |
| | શં. પા. છંદ | મુનિ લાભવર્દ્ધ | ૧૬૦ |
| | શં. પા. છંદ | | ૧૬૨ |
| | શં. પા. સ્તુતિ | લક્ષ્મીરતન | ૧૬૩ |
| | શં. પા. સ્તવન | ભાવપ્રભસૂરિશિષ્ય પુણ્ય | ૧૪૩ |

# ઉપયોગમાં લીધેલા ગ્રન્થોની યાદી


૧ અષ્ટોત્તરી તીર્થમાળા
૨ અમરસેન જયસેન રાસ
૩ અભિધાનચિન્તામણિ સટીક
૪ અંચળગચ્છીય પંચપ્રતિક્રમણસૂત્ર
૫ અંચળગચ્છીય બૃહત્ પટ્ટાવલી, ભાષાન્તર
૬ ઉપદેશકલ્પવલ્લી
૭ ઉપદેશપ્રાસાદ, ભા૦ ૧
૮ ઉપદેશપ્રાસાદ ભા૦ ૪
૯ ઉદયદીપિકા
૧૦ ઉત્તરાધ્યયન સૂત્રવૃત્તિ (પં૦ ભાવવિજય ગણી)
૧૧ ઐતિહાસિક રાસ સંગ્રહ, ભા. ૩ (ય. વિ. ગ્રં.)
૧૨ કલ્પસૂત્ર મૂળ, પાર્શ્વ. ચં.
૧૩ કાલલોકપ્રકાશ
૧૪ ગુર્જર સાહિત્ય સંગ્રહ
૧૫ ગુજરાતનાં ઐતિહાસિક સાધનો, વિભાગ ૧–૨
૧૬ ચઉપન્ન મહાપુરિસ ચરિયં પ્રાકૃત (શીલાંગાચાર્ય)
૧૭ ચૈત્યવંદન સ્તુતિ સ્તવનાદિ સંગ્રહ ભા. ૧ (શિ. સુ.)
૧૮ ચૈત્યવંદન સ્તુતિ સ્તવનાદિ સંગ્રહ ભા. ૩ (શિ. સું.)
૧૯ ચૈત્યવંદન સમુચ્ચય (જાલોર)
૨૦ ચૈત્યપરિપાટી
૨૧ જગડુચરિત્ર મહાકાવ્ય
૨૨ જયાનંદકેવલિચરિત્ર, ગદ્ય
,, પદ્ય
૨૩ જેસલમેર શિલાલેખ સંગ્રહ (પૂ. ના.)
૨૪ જૈન સ્તોત્ર સંગ્રહ, ભા. ૨ (ય. વિ. ગ્રં.)
૨૫ જૈન પ્રબોધ, ભા. ૧
૨૬ જૈન ગુર્જર કવિઓ, ભા. ૧
૨૭ ,, ભા. ૨
૨૮ જૈન રાસમાળા, ભા. ૧ (સં. મો. દ. દે.)
૨૯ જૈન સાહિત્ય સંશોધક, ભા. ૧ અંક ૧–૪ (ત્રિમાસિક)
૩૦ જૈન સત્ય પ્રકાશ વર્ષ ૧, અંક ૫ (માસિક)
૩૧ જૈન શ્વે. કો. હેરલ્ડ, સચિત્ર ખાસ ઐતિહાસિક–સાહિત્ય અંક, જુલાઈ–ઑક્ટોબર. ૧૯૧૫.
૩૨ જૈન સ્તોત્ર સંદોહ, ભા. ૧ (પ્રા. સા. ન.)

૩૩ જૈન સ્તોત્ર સંદોહ, ભા. ૨ (પ્ર. સા. ન.)
૩૪ જૈન કાવ્ય પ્રકાશ, ભા. ૧ (ભી. મા.)
૩૬ જૈન વાર્ષિક ઉત્તમ પર્વો (મા. ઉ. રા.)
૩૭ જૈન યુગ,પુસ્તક ૪ (માસિક)
૩૭ જૈન સાહિત્ય સંશોધક, ખંડ ૧ અંક ૨ (માસિક)
૩૮ જૈન સાહિત્ય સંશોધક, ખંડ ૧ અંક ૩ (માસિક)
૩૯ જૈન પ્રશસ્તિ સંગ્રહ, ભા.૧
૪૦ „ „ „ ભા. ૨
૪૧ જૈન ધર્મ પ્રકાશ પુ. ૫૬, અંક ૧૦ (માસિક)
૪૨ ટ્રીગ્નોમેટ્રીકલ સર્વેનો અંગ્રેજી નકશો ( English Map)
૪૩ તપાગણપતિગુણપદ્ધતિ
૪૪ તપાગચ્છ પટ્ટાવલી
૪૫ તીર્થંકર ચરિત્ર (અમરચંદ્રસૂરિ)
૪૬ તીર્થ ગાઈડ
૪૭ ત્રિ. શ. પુ. ચ. મહાકાવ્ય, પર્વ ૧ (હેમચંદ્રાચાર્ય)
૪૮ ત્રિ. શ. પુ.ચ. મહાકાવ્ય, પર્વ ૮ (હેમચંદ્રાચાર્ય)
૪૯ ત્રિ. શ. પુ. ચ. મહાકાવ્ય, પર્વ ૯ (હેમચંદ્રાચાર્ય)
૫૦ ત્રૈલોક્યપ્રકાશ (હેમપ્રભસૂરિ)
૫૧ દિગ્વિજયમહાકાવ્ય (અપ્રકટ)
૫૨ દીક્ષાવિધિ (ય. વિ. ગ્રં.)
૫૩ દેવવંદનમાળા
૫૪ દેવાનંદ મહાકાવ્ય (સં. બે. જી. દોસી)
૫૫ દ્રવ્યલોકપ્રકાશ
૫૬ નાભિનંદનજિનોદ્ધાર પ્રબંધ
૫૭ નેમિનાથચરિત્ર, પ્રાકૃત, હસ્તલિખિત (મલધારી હેમચંદ્ર)
૫૮ નેમિનાથ ચરિત્ર, ગદ્ય (ગુણવિજય)
૫૯ નેમિનાથ ચરિત્ર, પદ્ય (ઉપા. કીર્તિવિજયજી)
૬૦ નેમિનિર્વાણ (વાગ્ભટ)
૬૧ પટ્ટાવલીસમુચ્ચય ભા. ૧
૬૨ પત્તનસ્થ જૈન ભાંડાગારીય ગ્રન્થસૂચિ
૬૩ પદ્મવિજયજી નિર્વાણ રાસ
૬૪ પંચ પ્રતિક્રમણ સૂત્ર (અ. જ્ઞા. પ્ર. મં.)
૬૫ પાંડવચરિત્ર મહાકાવ્ય (પં. શુભવર્ધન ગણી)

૬૬ પાંડવચરિત્ર મહાકાવ્ય (મલધારી શ્રીદેવપ્રભસૂરિ) પાર્શ્વનાથ નામમાળા
૬૭ પાંડવચરિત્ર, ગદ્ય (ય.વિ.ગ્રં.)
૬૮ પાર્શ્વનાથચરિત્ર ( શં. પા. પ્રબન્ધ) ( જ્ઞાનકુશળ )
૬૯ પુરાતન પ્રબન્ધ સંગ્રહ (સં. જિ. વિ.)
૭૦ પૃથ્વીચંદ્રચરિત્ર, ગદ્ય
૭૧ પ્રબન્ધ કોશ–ચતુર્વિંશતિ પ્રબન્ધ ( સં. જિ. વિ.)
૭૨ પ્રબન્ધચિન્તામણિ, ભા. ૧ ( સં. જિ. વિ. )
૭૩ પ્રકરણાદિ વિચારગર્ભિત સ્તવન સંગ્રહ(જૈ. ધ. પ્ર. સ.)
૭૪ પ્રદ્યુમ્નચરિત્ર (રત્નચંદ્રગણી)
૭૫ પ્રવચનસારોદ્ધાર સટીક
૭૬ પ્રગટપ્રભાવી પાર્શ્વનાથ
૭૭ પ્રાચીન જૈન લેખ સંગ્રહ, ભા. ૨ (સં. જિ. વિ.)
૭૮ પ્રાચીન ગુર્જર કાવ્ય સંગ્રહ
૭૯ પ્રાચીન સ્તવન રત્નસંગ્રહ, ભા. ૧ ( શેઠ જ. ભ. )
૮૦ પ્રાચીન તીર્થમાળા સંગ્રહ, ભા. ૧ ( ય. વિ. ગ્રં. )
૮૧ ભાવલોકપ્રકાશ
૮૨ ભાનુચંદ્ર ચરિત્ર ( સં. મો.દ. દે. )
૮૩ મણિભદ્રાદિકોના છંદો,ભા. ૧
૮૪ મન્ત્રાધિરાજ ચિન્તામણિ ( પ્ર. સા. ન.)
૮૫ માધવાનલ ચતુષ્પદી
૮૬ રત્નસાગર, ભા. ૧
૮૭ રાસમાળા (ડૉ. ફાર્બસ)
૮૮ વસ્તુપાલચરિત્ર ( જિન-હર્ષગણિ )
૮૯ વસ્તુપાલપ્રબન્ધ
૯૦ વસ્તુપાલ–તેજપાલ રાસ ( મેરુવિજય )
૯૧ વિજયપ્રશસ્તિ મહાકાવ્ય
૯૨ વિજયદેવસૂરિ માહાત્મ્ય,ભા.૧
૯૩ વિચાર સાર પ્રકરણ ( પ્રદ્યુમ્નસૂરિ )
૯૪ વિવિધતીર્થકલ્પ (એ. સો. બેંગાલ, સિં. ગ્રં.)
૯૫ વિવિધ પૂજા સંગ્રહ
૯૬ વિહાર વર્ણન, ભા. ૨ (જ.વિ. અપ્રકટ)
૯૭ વીરવિજય રાસ
૯૮ વીરવંશાવળી
૯૯ વૃદ્ધિવિજયજી રાસ ( કવિ સુખલાલ )
૧૦૦ વૈરાગ્ય ભાવના
૧૦૧ શત્રુંજયમાહાત્મ્ય, ગદ્ય
૧૦૨ શત્રુંજય માહાત્મ્ય, પદ્ય

## સાંકેતિક શબ્દોનો ખુલાસો

અ. – અક્ષર
અ. જ્ઞા. પ્ર. મં. – અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ
અં. – અંક
આ. મ. – આચાર્ય મહારાજ
આ. શ્રી. – આચાર્યજી શ્રીમાન્
ઉ.; ઉપા. – ઉપાધ્યાય
એ. સો. બં. – એસિયાટીક સોસાયટી ઑફ્ બેંગાલ
ઐ. ગુ. હ. વિ. – ઐતિહાસિક ગુજરાતી હસ્તલિખિત વિષયાદિ
કા. – કારતક માસ
ગ. – ગણિ
ગ્રં. – ગ્રંથાગ્રં–કુલ શ્લોક સંખ્યા.
ગા. ઓ. સિ. – ગાયકવાડ ઓરિયન્ટલ સીરીઝ.
ચ. – ચરિત્ર
જ. ભ. – શેઠ જમનાભાઈ ભગુભાઈ
જ. વિ. – જયન્તવિજય
જિ. વિ. – શ્રીમાન્ જિનવિજયજી
જૈ. ધ. પ્ર. સ. – જૈનધર્મ પ્રસારક સભા
જૈ. શ્વે. મૂ. – જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક
જૈ. શ્વે. કૉ. – જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ
ઠે. – ઠેકાણું
તા. – તારીખ
ત્રિ. શ. પુ. ચ. – ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર.
નં. – નંબર
પરિ. – પરિશિષ્ટ
પં. – પંડિત, પંન્યાસ.
પા. જૈ. ભં. ડી. ક્યૉ. વૉ. – પાટણ જૈન ભંડાર ડીરેક્ટરી કૅટલૉગ વૉલ્યુમ.
પુ. – પુસ્તક
પૂ. ના. – બાબૂ પૂરણચંદ્રજી નાહર
પૃ. – પૃષ્ઠ
પો. સા. – પોપટલાલ સાકરચંદ શાહ

પ્ર.; પ્રકા. – પ્રકાશક
ખે. જી. – પં. ખેચરદાસ જીવ-રાજ દોસી
ભ. – ભગવાન્
ભા. – ભાગ.
ભી. મા. – ભીમસિંહ માણેક
મ. – મહારાજ
મ. ન્યા. – મણિલાલ ન્યાલચંદ શાહ
મા. ઉ. રા. – માસ્તર ઉમેદચંદ રાયચંદ
મુ.; મુ. મ. – મુનિમહારાજ
મૂ. ના. – મૂળ નાયકજી
મો. દ. દે. – શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ
ય. વિ. ગ્રં. – યશોવિજય જૈન ગ્રંથમાળા.
રૂ. – રૂપિયા
લિ. – લિખિતં
લે.; લે. નં. – લેખ નંબર
વ. – વદિ
વા. – વાચનાચાર્ય, વાચક
વિ. – વિજય
વિ. સં. – વિક્રમ સંવત્
શં.; શંખે. – શંખેશ્વર
શં. પા.; શંખે. પાર્શ્વ. – શંખેશ્વર પાર્શ્વનાથજી
શં. મ. પ્ર. ભા. શંખેશ્વર મહાતીર્થ પ્રથમ ભાગ
શા.; સા. – શાહ
શિ. લુ. – શા. શિવનાથ લુંબાજી
શ્લો. – શ્લોક
શ્રી. – શ્રીમાન્, શ્રીયુત
સં. – સપાદક
સં. – સંવત્
સંગ્રા. – સંગ્રાહક
સા. ન. – સારાભાઈ મણિલાલ નવાબ
સિં. ગ્ર. – સિંઘી જૈન ગ્રન્થમાળા
સુ. – સુદિ
સ્ત. – સ્તવન
સ્તો. – સ્તોત્રાંકગ્રંથોના ઉતારા અને કૃતિઓને આપેલ નંબર
સ્વ. – સ્વર્ગસ્થ
હ. લિ. – હસ્તલિખિત
જ્ઞા. વિ. સૂ. જ્ઞા. ભં. – શ્રી જ્ઞાનવિમલસૂરિ જ્ઞાનભંડાર



મહાતીર્થનાં વિવિધ જાતનાં મનોહર શિખરો [ મંદિરના મુખ્ય પ્રવેશદ્વારની છત ઉપરથી લીધેલ બન્ને સભામંડપો, ગૂઢ મંડપ મૂળ મંદિર તથા ભમતીની દેરીઓ ઉપરના વિવિધ શિખરોનું દૃશ્ય જુઓ પ્ર ૧૧ પૃ ૮૪ ]



श्रीशंङ्खेश्वरपार्श्वनाथाय नमो नमः ।
श्रीमद्‌विजयधर्मसूरिगुरुभ्यो नमः ।

# शङ्खेश्वर महातीर्थ

## [ भाग प्रथम ]

### ॥ પ્રકરણ પહેલું : તીર્થ

જે તારે તે તીર્થ અથવા જેનાથી તરીને સામે કિનારે પહોંચાય તેનું નામ તીર્થ. જેમ સરોવર કે નાની નદીઓ ત્રાપા કે તુંબડાથી પાર કરી શકાય છે, મોટી નદીઓ કે સમુદ્ર ઉપર બાંધેલા પુલ મારફત તેને સામે કાંઠે પહોંચી શકાય છે તેમ ભવ્ય પ્રાણીઓ જેનાથી સંસારરૂપી સમુદ્રને તરીને સામે કાંઠે અર્થાત્ મોક્ષમાં પહોંચી શકે તેનું નામ **તીર્થ** કહેવાય છે. તીર્થ બે પ્રકારનાં છે : એક જંગમ તીર્થ અને બીજું સ્થાવર તીર્થ. શ્રી તીર્થંકર ભગવંતોએ સ્થાપન કરેલ ગણધર ભગવંતો અને ચતુર્વિધ શ્રીસંઘ એ જંગમતીર્થ છે, જ્યારે ચોવીશે તીર્થંકર ભગવંતોનાં પાંચે કલ્યાણકની ભૂમિઓ, તીર્થંકર મહારાજાઓનાં ચરણકમળોથી પવિત્ર થયેલી

ભૂમિઓ, ઘણા જીવોના આત્મકલ્યાણમાં સાધનભૂત બનેલી ભૂમિઓ અને જિનેશ્વર ભગવંતોનાં મંદિરો વગેરે સ્થાવર તીર્થ છે. સ્થાવર તીર્થોમાં અત્યારે ૧ શત્રુંજય, ૨ ગિરિનાર, ૩ અર્બુદાચળ (આબુ), ૪ સમ્મેતશિખર અને ૫ અષ્ટાપદ–આ પાંચ સર્વશ્રેષ્ઠ મહાતીર્થો ગણાય છે; જ્યાંથી ઘણા તીર્થંકર ભગવંતો, ગણધર મહારાજો અને મુનિમતંગજો મોક્ષે ગયા છે અને ઘણા ભવ્ય પ્રાણીઓએ પોતાનું આત્મકલ્યાણ સાધ્યું છે.

તે ઉપરાંત જે મંદિરોમાંની શ્રી જિનેશ્વર ભગવંતોની મૂર્તિઓ ઘણા કાળની જૂની હોય, દેવોથી પ્રાપ્ત થઈ હોય, જેના અધિષ્ઠાયક દેવો જાગતા હોય અર્થાત્ ભક્તોનાં વિઘ્નોને દૂર કરીને તેમના ઇચ્છિત મનોરથોને પૂર્ણ કરતા હોય તે પણ મહાતીર્થો કહેવાય છે. ભારતવર્ષમાં આ કાળમાં આવાં મહાતીર્થોમાં **શ્રી શંખેશ્વર** મહાતીર્થ અગ્ર સ્થાન ભોગવે છે. આ તીર્થ ક્યાં આવ્યું છે અને એ શાથી મહાતીર્થ મનાય છે? વગેરે હકીકત આગળનાં પ્રકરણો વાંચવાથી જાણવામાં આવશે.

## પ્રકરણ બીજું : શંખેશ્વર ગામ

ઉત્તર ગુજરાતમાંનો થોડો ભાગ વઢિયાર[1] (વૃદ્ધિકાર) દેશ એ નામથી બહુ પ્રસિદ્ધિમાં આવેલો છે. તેનું મુખ્ય શહેર **રાધનપુર** છે. તે રાધનપુર સ્ટેટના મુંજપુર મહાલમાં **શંખેશ્વર** નામનું પ્રાચીન, સુંદર અને રળિયામણું ગામ આવેલું છે. આ ગામનું શંખપુર એવું નામ ઘણા પ્રાચીન શિલાલેખો અને ગ્રંથોમાં[2] મળે છે. એટલે મૂળ તો આ ગામનું નામ **શંખપુર** હોવું જોઇએ, પરંતુ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનો મહિમા બહુ વિસ્તાર પામવાથી આ ગામનું નામ પાછળથી **શંખપુરને** બદલે **શંખેશ્વર** પડી ગયું હોય એમ લાગે છે. **શંખેશ્વર** નામ ક્યારથી પડ્યું તે નક્કી કહી શકાય તેમ નથી; કેમકે છેલ્લા કેટલાક સૈકાઓથી આ ગામનું નામ **શંખેશ્વર** ચાલુ હોવા છતાં પણ આનું શાસ્ત્રીય નામ **શંખપુર** હોવાથી આધુનિક લેખકો પણ પોતાના ગ્રંથો કે સ્તવનાદિમાં **શંખપુર** તરીકે પણ આ ગામનો ઉલ્લેખ કરે છે.

**ગામની પ્રાચીનતા અને જાહોજલાલી–**

શ્રી શંખેશ્વર મહાતીર્થનો ઐતિહાસિક કાળ, મહામંત્રી **સજ્જનશાહે** વિ. સં. ૧૧૫૫ માં શંખેશ્વરજીમાં મંદિર

---

૧ 'અંચળગચ્છીય બૃહત્ પટ્ટાવલી' ભાષાન્તર. પૃ. ૭૪, તથા સ્તોત્રાંક–૪૧, ૪૨, ૪૭, ૫૦, ૫૩, ૫૪, ૯૮, ૧૬૩ વગેરે અનેક સ્તોત્રો અને ગ્રંથોમાં **વઢીઆર** દેશનો ઉલ્લેખ મળી આવે છે.

૨ સ્તોત્રાંક–૧, ૨, ૩૫, ૧૩૯, ૧૪૮, ૧૫૧, ૧૫૩, ૧૫૮ વગેરે ઘણે ઠેકાણે **શંખપુર** નામ આપેલ છે.

બંધાવ્યું ત્યારથી શરૂ થાય છે. પરંતુ તે પહેલાં પણ શંખેશ્વર ગામની જાહોજલાલી બહુ સારી હતી, એમ નીચેની બીનાથી જાણી શકાય છે.

ચરમ તીર્થનાયક, શ્રી **વીર** ભગવાનથી ૩૫મી પાટે થયેલા અને જેઓ વિ. સં. ૯૯૪ માં વિદ્યમાન હતા તે શ્રીમાન્ **ઉદ્યોતનસૂરિજી**ના પરિવારમાંના, ચોરાસી આચાર્યોમાંથી તેમના મુખ્ય પટ્ટધર શ્રીમાન્ **સર્વદેવસૂરિજી** સપરિવાર વિહાર કરતા કરતા અહીં (શંખેશ્વર) આવીને (લગભગ વિ. સં. ૧૦૨૦માં) ચોમાસું રહ્યા હતા. તેમણે પોતાની છેલ્લી જીંદગી કદાચ **શંખેશ્વર**માં જ વીતાવી હશે, અથવા તો ત્યાંના શ્રાવકોના આગ્રહથી તેઓ વખતોવખત ત્યાં પધારતા હશે. તેથી તેમની પરંપરાના મુનિઓ **શંખેશ્વરગચ્છીય** તરીકે ઓળખાવા લાગ્યા. અર્થાત્ આ **શંખેશ્વર** ગામના નામ ઉપરથી **શંખેશ્વર ગચ્છ** નીકળ્યો.

આ શ્રીમાન્ **સર્વદેવસૂરિજી** શ્રી શંખેશ્વરજીમાં ચોમાસું રહ્યા હતા, તે વખતે તેમણે **લોહિયાણપુર** (મારવાડ)ના ત્યાં આવેલા રાજાને ચમત્કાર દેખાડી, પ્રતિબોધ કરી શ્રાવક બનાવીને બાર વ્રત ઉચ્ચરાવ્યાં હતાં.

પાંચ વર્ષ બાદ તે રાજા પાછો મિથ્યાત્વી થઈ જવાનું સાંભળવાથી શ્રી **સર્વદેવસૂરિજી** મહારાજે પોતાની આકર્ષણી વિદ્યાના બળથી તે રાજાને **શંખેશ્વર** ગામમાં પોતાના ઉપાશ્રયમાં આકર્ષી મંગાવીને ઉપદેશ આપી તેનું મિથ્યાત્વ દૂર કરાવી ફરીને તેને જૈનધર્મમાં દૃઢ કર્યો. પછી તેણે સારાં સારાં ધર્મકાર્યો કર્યાં.

એ ચાલ્યા આવતા શંખેશ્વર ગચ્છના, સો એક વર્ષ પછી, નાણક ગચ્છ અને વલ્લભી ગચ્છ એમ બે વિભાગો થયા [1]

**યશોધન** ભણશાલીના વશના **શંખેશ્વરીયા**ની ઓડકવાળાઓ, જ્યારે પોતાને ત્યા પુત્ર જન્મે ત્યારે, શ્રી શખેશ્વરજીના જિનમદિરમા ત્રણ ગજ કપડાની ઝોળી બાધી તેમા એક શ્રીફળ, સાત સોપારી, બે માણા ચોખા નાખી તેમા તે બાળકને હીંચોળે છે અને તે બાળકના મસ્તક ઉપર સાથીઓ કરી ચોખાથી વધાવે છે મોટા પુત્રનો એક કાન વીંધે છે ફઈને ચાર રૂપીયા (પૈસા) તથા સાત સોપારી આપે છે અને ગોરણીઓ (કન્યાઓ) જમાડે છે [2]

આ ઉપરથી, શ્રમણ ભગવાન્ શ્રી **વીર** પ્રભુની ૩૬ મી પાટે થયેલા શ્રીમાન્ **સર્વદેવસૂરિજી** મહારાજ (જેમનો સત્તાસમય વિ સ ૧૦૨૦ આસપાસનો છે) પરિવાર સાથે અહીં વખતોવખત પધારતા હતા અને ચોમાસા પણ કરતા હતા અને તેમના પરિવારના મુનિઓનો શ ખેશ્વર ગચ્છ

---

૧ જુઓ 'અચળગચ્છીય બૃહત્ પટ્ટાવલી' ભાષાતર, પૃ ૭૪, ૭૫, ૭૬, ૧૧૭ આ પટ્ટાવલીના ભાષાતરમા આચાર્ય મહારાજાઓના જીવનપ્રસગોમા જે સંવતો આપ્યા છે તેમા ઐતિહાસિક વિદ્વાનોની અત્યારની ચાલુ માન્યતા પ્રમાણે લગભગ ૩૦૦ વર્ષનો ફરક પડે છે જેમકે શ્રી **સર્વદેવસૂરિજી**એ લોહીઆણપુરના રાજાને પ્રતિબોધીને વિ. સ ૭૨૩ના માગશર સુદ ૧૦ ને દિવસે શ્રાવક બનાવ્યાનુ તેમા લખ્યુ છે, પરતુ ત્યા લગભગ વિ. સ ૧૦૨૩ જોઇએ એ અરસામા ઉક્ત આચાર્યે મહારાજ વિદ્યમાન હતા

૨ 'અંચળગચ્છીય બૃહત્ પટ્ટાવળી' ભાષાતર, પૃ૦ ૮૭

✓ થયો હતો. એટલે ૧૧મી શતાબ્દિમાં પણ અહીં શ્રાવકોનાં ઘણાં ઘર, દેરાસર, ઉપાશ્રય અને જૈન ધર્મશાળા વગેરે પણ હશે, તથા શ્રાવકો ભક્તિવાળા હશે એમ સહેજે જાણી શકાય છે. વળી **યશોધન** ભણશાળીના વંશના માણસોની શંખેશ્રીયાની ઓડક થઈ હતી, એટલે ૧૧મી સદી પછી પણ અહીં શ્રાવકોની વસ્તી સારા પ્રમાણમાં હશે, અને શંખેશ્વર ગામની જાહોજલાલી પણ સારી હશે, એ વાત સમજી શકાય તેવી છે.

**શંખેશ્વરની વસ્તી**

**ફાર્બસ ગુજરાતી સભા** મુંબઈ તરફથી સંવત્ ૧૯૮૪માં પ્રકટ થયેલ "ગુજરાતનાં ઐતિહાસિક સાધનો" ભાગ ૧–૨, પૃ. ૨૨૦ માં શંખેશ્વર ગામની જાતિવાર ઘરની સંખ્યા આપેલી છે, તે આ પ્રમાણે છે:–

| ઘર | જાતિ | ઘર | જાતિ |
|---|---|---|---|
| ૨૫ | વાણિયાનાં | ૪ | કુંભારનાં |
| ૪૦ | બ્રાહ્મણનાં | ૧ | ઘાંચીનું |
| ૪૦ | નાડોદાનાં | ૧ | ભાડભુંજાનું |
| ૧૨ | કણબીનાં | ૪ | સુતારનાં |
| ૧૨ | ગોસાઈનાં | ૧ | દરજીનું |
| ૭ | ચારણના | ૩ | લુહારનાં |
| ૧૦ | રજપુતનાં | ૬ | હજામનાં |
| ૧૦ | ભરવાડનાં | ૫ | સીપાઈનાં |
| ૨૫ | ભાટનાં | ૩૦ | ઢેઢ, ચમાર, વાઘરી, તૂરીનાં |
| ૧૦૦ | કોળીનાં | | |
| | | | કુલ ઘર–૩૩૬ |

ઉપરોક્ત ગ્રંથના લેખક નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદીએ ઉપરની હકીકત, બારોટ કૃત્તેસિંહે ફાર્બસ સાહેબ યા અન્ય કોઈને લખાવેલી નોંધને આધારે, લખી હોય તેમ જણાય છે, અને તે પચાસેક વર્ષ પહેલાંની વાત હોય તેમ લાગે છે. અત્યારે **શંખેશ્વર** ગામમાં છેલ્લી સન ૧૯૪૧ ની વસ્તી-ગણત્રી પ્રમાણે કુલ ૩૮૦ ઘર અને લગભગ ૧૨૫૦ માણસની વસ્તી છે. તેમાં શ્રાવક વાણિયાનાં માત્ર દસ જ ઘર છે. તે બધાં વીશા શ્રીમાળી છે.

તેમાં શાહ **નાગજી ઉગરચંદ** મુખ્ય છે. દસ ઘરમાં પણ ૫-૬ ઘર તો એકલ-ડોકલ જેવાં છે. મતલબ કે અહીં શ્રાવક વાણિયાની વસ્તી સાવ ઘટી ગઈ છે. આગળ કોઇ જમાનામાં શ્રી શંખેશ્વર તીર્થનો વહીવટ અહીંના શ્રાવકો જ કરતા હશે, જ્યારે અત્યારે અહીંના જૈનોની આવી સ્થિતિ છે. અને ગામની વસ્તી પણ ઘણી જ ઘટી ગઇ છે, તોપણ અહીં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુનું તીર્થધામ હોવાથી અત્યારે **શંખેશ્વર** ગામ ૩૮૦ ઘરનું ગામડું હોવા છતાંય બીજાં ગામોની અપેક્ષાએ પૂર્વકાળની માફક તેની આબાદી સારી છે, લોકો સુખી છે અને વેપાર-વણજ પણ સારો છે.

આ શ્રી **શંખેશ્વર** ગામના મધ્ય ભાગમાં શ્રી **શંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુના પશ્ચિમ સન્મુખ જૂના મંદિરનું એક વિશાળ ખંડિયેર ઊભું છે, અને ગામના પશ્ચિમ તરફના ઝાંપામાં શ્રી **શંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુનું તીર્થધામ આવેલું છે. તેમાં શ્રી **પાર્શ્વ** પ્રભુજીનું પૂર્વ સન્મુખ નવું મંદિર દેવ-વિમાન જેવું શોભી રહ્યું છે ( સ્તો. ૧૨૯ ). તેનું વિશેષ વર્ણન આગળ આપવામાં આવશે.

## પ્રકરણ ત્રીજું : રસ્તા

**શંખેશ્વર** મધ્યવર્તી ગામ હોવાથી પગે ચાલીને કે ગાડારસ્તે જનારાઓ માટે સર્વ દિશાઓમાંથી **શંખેશ્વર** જવાના રસ્તા છે. [૧]

---

૧ આમાંથી કેટલાક રસ્તાઓ મારા 'વિહારવર્ણન' ભાગ બીજામાં ઘણી માહિતી સાથે આપ્યા છે. જેમકે–

૧ રાધનપુરથી માંડવી, સમી, મુંજપુર થઇને શ્રી શંખેશ્વરજીનો.
૨ રાધનપુરથી ગોચનાથ, કનીજ, દુધકા, લોલાડા થઈને શંખેશ્વરજીનો.
૩ રાધનપુરથી નજુપુરા, ગોધાણા, ચંદુર (નાની), લોલાડા થઇને શંખે૦ નો.
૪ ડીસાથી ભીલડિયા, થરા, ઊણુ, સમી થઇને શંખે૦નો.
૫ પાલણપુરથી પાટણ, હારીજ, મુંજપુર થઇને શંખે૦નો.
૬ ભોયણીથી રાંતેજ, શખલપુર, દુવડ, કુંવારદ થઇને શંખે૦નો.
૭ ઉપરીઆળાથી માંડલ, દસાડા, વડગામ, પચાસર થઇને શંખે૦નો.
૮ ઉપરીઆળાથી પાટડી, દસાડા, પચાસર થઇને શંખે૦નો.
૯ વઢવાણ કૅમ્પથી બજાણા, પાટડી, જૈનાબાદ, વડગામ, પંચાસર થઈને શંખેશ્વરજીનો.
૧૦ સાંતલપુરથી વારાહી, ગોતરકા, વેડ, રાફુ, ચંદુર (નાની) લોલાડા થઇને શંખેશ્વરનો.
૧૧ ઝીંઝુવાડાથી ધામા, આદરિયાણા થઇને શંખે૦નો.

'વિહારવર્ણન'નો આ બીજો ભાગ ઘણું કરીને સં. ૧૯૯૮ માં પ્રગટ થશે.

પરંતુ રેલ્વે કે મોટરસર્વીસ મારફત **શંખેશ્વર** જનારાઓ માટે મુખ્ય પાંચ રસ્તા છે, તે અનુક્રમે નીચે આપવામાં આવ્યા છે :

(૧–૨) બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેના **વીરમગામ** સ્ટેશનથી **શંખેશ્વર** થઇને **રાધનપુર** સુધીની મોટર સર્વીસ ચાલુ છે. **વીરમગામ** સ્ટેશનથી વાયવ્ય ખૂણામાં ૩૧ માઈલ અને **રાધનપુર**થી અગ્નિ ખૂણામાં ૩૦ માઇલની દૂરીપર **શંખેશ્વર** ગામ આવેલું છે. **વીરમગામ** સ્ટેશનથી મોટરસર્વીસનો ખટારો હમેશાં સવારે લગભગ નવ વાગ્યે ઉપડી **માંડલ, પંચાસર** થઈને બપોરે લગભગ ૧૧ાા વાગ્યે **શંખેશ્વરજી** પહોંચી ત્યાંના પેસેંજરોને ઉતારીને ત્યાંથી લગભગ ૧૧ાા વાગ્યે ઉપડીને **મુંજપુર, સમી** થઈને **રાધનપુર** આશરે ૨ાા વાગ્યે પહોંચે છે.

**રાધનપુર**થી બીજો ખટારો શિયાળામાં બપોરે ૧૨ વાગ્યે ઉપડી **સમી, મુંજપુર** થઇને લગભગ ૨ાા વાગ્યે **શંખેશ્વરજી** પહોંચી ત્યાંના પેસેન્જરોને ઉતારી **વીરમગામ**ના પેસેંજરોને લઈને ત્યાંથી ૨ાા વાગ્યે ઉપડી **પંચાસર, માંડલ** થઈને **વીરમગામ** સ્ટેશને લગભગ ૪ાા વાગ્યે પહોંચે છે. એટલે ત્યાંથી કાઠીઆવાડ અને ગુજરાત તેમજ મુંબાઈના પેસેંજરોને રેલ્વે બરાબર લાગુ થાય છે.

આથી શિયાળામાં **વીરમગામ**થી આવતા પેસેંજરોને **શંખેશ્વરજી**માં ત્રણ કલાક રોકાઇ દર્શન સેવા પૂજા કરીને એ જ દિવસે પાછા જવું હોય તો જવાની અનુકૂળતા રહે છે. પરંતુ ઉનાળામાં તેમ બનતું નથી. કારણ કે–ઉનાળામાં **રાધનપુર**થી ખટારો સવારે ૯ વાગ્યે ઉપડીને **શંખેશ્વરજી**

બપોરે લગભગ ૧૧॥ વાગ્યે પહોંચીને ત્યાંથી ૧૧॥ વાગ્યે ઊપડીને લગભગ ૨॥ વાગ્યે **વીરમગામ** સ્ટેશને પહોંચી જાય છે. ઉનાળામાં બન્ને ખટારા શંખેશ્વરજીમાં બપોરે ૧૧॥ વાગે ભેગા થાય છે.

**વીરમગામથી** શંખેશ્વરજી સુધીનું મોટરભાડું રૂ. ૧-૮-૦ છે. તેમજ **રાધનપુરથી** શંખેશ્વરજી સુધીનું મોટરભાડું પણ રૂ. ૧-૮-૦ છે. પરંતુ જો વીરમગામથી રાધનપુર સુધીની અથવા તો રાધનપુરથી વીરમગામ સુધીની સળંગ ટીકીટ લીધી હોય તો રૂ. ૨-૮-૦ લાગે છે. સળંગ ટીકીટ લીધી હોય તો વચ્ચે શંખેશ્વરજીમાં ઊતરીને રોકાઈ શકાતું નથી. પરંતુ પેસેંજરોની દર્શન કરવાની ઇચ્છા હોય તો શંખેશ્વરજીમાં આવતા અને જતા બન્ને ખટારા વીશ મીનીટ ઊભા રાખે છે. તેથી પેસેંજરો દર્શનનો લાભ લઈ શકે છે.

વરસાદના દિવસોમાં મોટરસર્વીસ બંધ રહે છે. આ મોટરસર્વીસમાં ફર્સ્ટ ક્લાસ કે સેકંડ ક્લાસ નથી; બધી બેઠકો સરખી જ હોય છે. તેમ રીટર્ન ટીકીટ મળતી નથી.

**વીરમગામ** મોટું શહેર છે. સ્ટેશન ઉપર સાર્વજનિક ધર્મશાળા અને વીશીઓ છે. ગામમાં શ્રાવકોનાં ઘર ૪૦૦, ભવ્ય દેરાસરો ૬, મોટા ઉપાશ્રયો ૨, ( ઉપરાંત નાના ઉપાશ્રયો ઘણા છે.) પૂજ્યપાદ ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી સ્થપાયેલ શ્રી જૈનધર્મવિજય પુસ્તકાલય અને જૈનપાઠશાલા, ઝવેરી તરફથી નવી થયેલી જૈનધર્મશાલા (ઉપાશ્રય)માં જૈન સંસ્કૃત પાઠશાલા, જૈનધર્મશાલા, મોટી પાંજરાપોળ વગેરે છે. દેરાસરો દર્શન કરવા યોગ્ય છે.

**માંડલ** વીરમગામ તાણાનું સારુ ગામ છે વેપારનું સામાન્ય મથક છે અહીં વીશા શ્રીમાળી શ્રાવકોના ઘર ૩૦૦, ભવ્ય દેરાસરો ૫, નાના મોટા ઉપાશ્રયો ૭, જૈન સંસ્કૃત પાઠશાલા, જૈનશાલા, જૈન ધર્મશાલા, મોટી પાંજરાપોળ વગેરે છે દેરાસરો દર્શન કરવા લાયક છે

**પંચાસર** રાધનપુર સ્ટેટનું ઘણું પ્રાચીન, ઐતિહાસિક ગામ છે અહી હાલમા વીશા શ્રીમાળી શ્રાવકોના ઘર ૧૯, દેરાસર ૧, ઉપાશ્રય ૨ વગેરે છે ગામના પશ્ચિમ તરફના આપામા એક જૂનું જૈન દેરાસર જીર્ણ દશામા ખાલી ઊભું છે આ દેરાસર પણ અર્વાચીન છે પાટણમા પચાસર પાર્શ્વનાથ પ્રભુનું જિનાલય છે, તે મૂર્તિ પચાસરના ભગ વખતે અહીંથી ત્યા લઈ જઈને બિરાજમાન કરવામા આવી હતી[1]

[1] **પચાસર**થી પૂર્વ દિશામા ચાર માઈલ દૂર **એરવાડા** નામનુ ગામ છે તે ગામમા એક મકાનનો પાયો ખોદતા લગભગ દશેક વર્ષ ઉપર જમીનમાથી શ્રી **આદીશ્વર** ભગવાનની મોટી મૂર્તિ પચતીર્થી પરિકર સાથે નીકળી છે તે મૂર્તિની ગાદી પર વિ સ ૧૧૦૭નો સુસ્પષ્ટ લેખ છે તે લેખ પરથી જણાય છે કે તે મૂર્તિ એરવાડા ગામના દેરાસરમા જ મૂલનાયક તરીકે પહેલા બિરાજમાન હતી મુસલમાની રાજ્યઅમળમા લડાઈના ભયને લીધે જમીનમા ભડારી દીધી હશે આ મૂર્તિ જમીનમાથી કાઢતી વખતે ગામડાના લોકોથી ગરદનથી ખડિત થયેલી છે પણ કાઉસગ્ગીયા તથા પરિકર બરાબર સાબુત છે એરવાડામા અત્યારે શ્રાવકનુ એકે ઘર નથી ઉક્ત મૂર્તિ એરવાડાના ઠાકરમદિરમાની એક ઓરડીમા ગામના લોકોએ રાખી છે ત્યાનો પૂજારી ધૂપ–દીપની પૂજા કરે છે એરવાડા વણોદ સ્ટેટનુ ગામ છે. સાભળ્યુ છે કે–વણોદના નવાબ ઉક્ત મૂર્તિને બહારગામ લઈ જવાની ના કહે છે, એરવાડામા જ દેરાસર કરીને પધરાવવાનુ કહે છે

બપોરે લગભગ ૧૧।। વાગ્યે પહોંચીને ત્યાંથી ૧૧।।। વાગ્યે ઊપડીને લગભગ ૨।। વાગ્યે **વીરમગામ** સ્ટેશને પહોંચી જાય છે. ઉનાળામાં બન્ને ખટારા શંખેશ્વરજીમાં બપોરે ૧૧।। વાગે ભેગા થાય છે.

**વીરમગામથી** શંખેશ્વરજી સુધીનું મોટરભાડું રૂા. ૧–૮–૦ છે. તેમજ **રાધનપુરથી** શંખેશ્વરજી સુધીનું મોટર-ભાડું પણ રૂા. ૧–૮–૦ છે. પરંતુ જો વીરમગામથી રાધનપુર સુધીની અથવા તો રાધનપુરથી વીરમગામ સુધીની સળંગ ટીકીટ લીધી હોય તો રૂા. ૨–૮–૦ લાગે છે. સળંગ ટીકીટ લીધી હોય તો વચ્ચે શંખેશ્વરજીમાં ઊતરીને રોકાઈ શકાતું નથી. પરંતુ પેસેંજરોની દર્શન કરવાની ઇચ્છા હોય તો શંખેશ્વરજીમાં આવતા અને જતા બન્ને ખટારા વીશ મીનીટ ઊભા રાખે છે. તેથી પેસેંજરો દર્શનનો લાભ લઈ શકે છે.

વરસાદના દિવસોમાં મોટરસર્વીસ બંધ રહે છે. આ મોટરસર્વીસમાં ફર્સ્ટ કલાસ કે સેકંડ કલાસ નથી; બધી બેઠકો સરખીજ હોય છે. તેમ રીટર્ન ટીકીટ મળતી નથી.

**વીરમગામ** મોટું શહેર છે. સ્ટેશન ઉપર સાર્વજનિક ધર્મશાલા અને વીશીઓ છે. ગામમાં શ્રાવકોનાં ઘર ૪૦૦, ભવ્ય દેરાસરો ૬, મોટા ઉપાશ્રયો ૨, ( ઉપરાંત નાના ઉપાશ્રયો ઘણા છે.) પૂજ્યપાદ ગુરુદેવ શ્રી **વિજયધર્મસૂરીશ્વરજી** મહારાજના ઉપદેશથી સ્થપાયેલ શ્રી જૈનધર્મવિજય પુસ્તકાલય અને જૈનપાઠશાલા, ઝવેરી તરફથી નવી થયેલી જૈનધર્મશાલા (ઉપાશ્રય)માં જૈન સંસ્કૃત પાઠશાલા, જૈનધર્મશાલા, મોટી પાંજરાપોળ વગેરે છે. દેરાસરો દર્શન કરવા યોગ્ય છે.

**માંડલ** વીરમગામ તાબાનું સારું ગામ છે. વેપારનું સામાન્ય મથક છે. અહીં વીશા શ્રીમાળી શ્રાવકોનાં ઘર ૩૦૦, ભવ્ય દેરાસરો ૫, નાના મોટા ઉપાશ્રયો ૭, જૈન સંસ્કૃત પાઠશાલા, જૈનશાલા, જૈન ધર્મશાલા, મોટી પાંજરાપોળ વગેરે છે. દેરાસરો દર્શન કરવા લાયક છે.

**પંચાસર** રાધનપુર સ્ટેટનું ઘણું પ્રાચીન, ઐતિહાસિક ગામ છે. અહીં હાલમાં વીશા શ્રીમાળી શ્રાવકોનાં ઘર ૧૯, દેરાસર ૧, ઉપાશ્રય ૨ વગેરે છે. ગામના પશ્ચિમ તરફના ઝાંપામાં એક જૂનું જૈન દેરાસર જીર્ણ દશામાં ખાલી ઊભું છે. આ દેરાસર પણ અર્વાચીન છે. **પાટણ**માં પંચાસર પાર્શ્વનાથ પ્રભુનું જિનાલય છે, તે મૂર્ત્તિ પંચાસરના ભંગ વખતે અહીંથી ત્યાં લઈ જઈને બિરાજમાન કરવામાં આવી હતી.[1]

---

[1] **પંચાસર**થી પૂર્વ દિશામાં ચાર માઈલ દૂર **એરવાડા** નામનું ગામ છે. તે ગામમાં એક મકાનનો પાયો ખોદતાં લગભગ દશેક વર્ષ ઉપર જમીનમાંથી શ્રી **આદીશ્વર** ભગવાનની મોટી મૂર્ત્તિ પચતીર્થી પરિકર સાથે નીકળી છે. તે મૂર્ત્તિની ગાદી પર વિ. સં. ૧૧૦૭નો સુસ્પષ્ટ લેખ છે. તે લેખ પરથી જણાય છે કે તે મૂર્ત્તિ એરવાડા ગામના દેરાસરમાં જ મૂલનાયક તરીકે પહેલાં બિરાજમાન હતી. મુસલમાની રાજ્યકાળમાં લડાઈના ભયને લીધે જમીનમાં ભંડારી દીધી હશે. આ મૂર્ત્તિ જમીનમાંથી કાઢતી વખતે ગામડાના લોકોથી ગરદનથી ખંડિત થયેલી છે. પણ કાઉસગ્ગીયા તથા પરિકર બરાબર સાબુત છે. એરવાડામાં અત્યારે શ્રાવકનું એક ઘર નથી. ઉક્ત મૂર્ત્તિ એરવાડાના ઠાકરમંદિરમાંની એક ઓરડીમાં ગામના લોકોએ રાખી છે. ત્યાંનો પૂજારી ધૂપ-દીપની પૂજા કરે છે. એરવાડા વણોદ સ્ટેટનું ગામ છે. સાંભળ્યું છે કે-વણોદના નવાબ ઉક્ત મૂર્ત્તિને બહારગામ લઈ જવાની ના કહે છે; એરવાડામાં જ દેરાસર કરીને પધરાવવાનું કહે છે.

**રાધનપુર** રાધનપુર સ્ટેટનું મુખ્ય શહેર છે. સામાન્ય શહેર છે. અહીં પહેલાં શ્રાવકોની વસ્તી વધારે હતી. અત્યારે પણ શ્રાવકોનાં ઘર ૭૦૦, દેરાસર ૨૬, ઘણા ઉપાશ્રયો, જૈન પાઠશાલાઓ, જૈન કન્યાશાલાઓ, શ્રાવિકાશાલા, જૈન વિદ્યાર્થીભવન, આયંબિલ–વર્ધમાનતપ ખાતું, જૈન દવાખાનું, જૈન સેનેટોરીયમ, જૈન ધર્મશાલા, જૈન જ્ઞાનભંડારો, વિજયગચ્છ અને સાગરગચ્છની પેઢીઓ વગેરે છે. ખાસ યાત્રા કરવા લાયક છે.

**સમી** રાધનપુર સ્ટેટના એક મહાલનું મુખ્ય ગામ છે. અહીં શ્રાવકનાં ઘર ૮૫, શ્રી મહાવીરસ્વામી ભગવાનનું ભવ્ય દેરાસર ૧, ઉપાશ્રયો ૪, જૈન પાઠશાલા ૧, જૈન શ્રાવિકા અને કન્યાશાલા ૧, શ્રી જૈન ધર્મભક્તિ જ્ઞાનમંદિર વગેરે છે. યાત્રા કરવા યોગ્ય છે.

**મુંજપુર** રાધનપુર સ્ટેટના એક મહાલનું મુખ્ય ગામ છે. અહીં શ્રાવકનાં ઘર ૨૨, દેરાસર ૨, ઉપાશ્રય ૧, જૈન ધર્મશાલા ૨ છે. બન્ને જૈન ધર્મશાળાનું સમારકામ થવાની જરૂર છે. ગામ પ્રાચીન છે. દેરાસરો દર્શન કરવા લાયક છે.

(૩) હારીજ સ્ટેશનથી નૈઋત્ય ખૂણામાં **શંખેશ્વરજી** ૧૫ માઈલ દૂર થાય છે. હારીજથી **મુંજપુર** થઈને શંખેશ્વર જવાય છે.

**હારીજ** ગાયકવાડ સ્ટેટના તાલુકાનું ગામ છે. ગામ ઠીક છે. વેપારનું મથક છે. અહીં જૈન ધર્મશાલા એક છે, તેમાં એક દેરાસર અને એક ઉપાશ્રય છે. યાત્રાળુઓને માટે સર્વ પ્રકારની સગવડ છે. અહીં શ્રાવકોનાં ઘર ૪૦ છે. અહીંથી

ગાડાં, ઊંટ, ઘોડા વગેરે વાહનોની સગવડ સારી થઈ શકે છે. સ્પેશીયલ મોટર પણ મળી શકતી નથી. જૂના હારીજમાં પડી ગયેલાં મોટાં બે જૈન મંદિરોનાં ખંડિયરો છે.

( ૪ ) **બહુચરાજી** સ્ટેશનથી પશ્ચિમ દિશામાં શંખેશ્વર ૧૮ માઈલ થાય છે. બહુચરાજીથી **શંખલપુર, ટુવડ. કુંવારદ** થઈને શંખેશ્વર જવાય છે.

**બહુચરાજી** હિંદુઓનું તીર્થ છે. ત્યાં મૂળીવાળા શ્રાવક શા. મોહનલાલ માધવજીની દુકાન છે. તે સિવાય ત્યાં શ્રાવકોનાં ઘર, દેરાસર, ઉપાશ્રય વગેરે કંઈ પણ નથી.

**શંખલપુર** ગાયકવાડ સ્ટેટના ચાણસ્મા તાલુકાનું ગામ છે. ગામ પ્રાચીન છે. પહેલાં શંખલપુર મોટું નગર હતું એમ કહેવાય છે. અહીં હાલમાં શ્રાવકોનાં ઘર ૪૦, ભવ્ય દેરાસર ( ભોંયરું અને બે માળવાળું ) ૧ શિખરબંધી, ઉપાશ્રય ૨ વગેરે છે. અહીં પહેલાં દેરાસર નહિ હોવાથી સં. ૧૮૪૯ માં ઈંટોના મકાનના કોઈ ખંડિયેરમાંથી ખોદીને ઈંટો કાઢતાં એક ભોંયરું નીકળ્યું, જેમાંથી ૧૫૦–૨૦૦ જિન-મૂર્તિઓ, ૨૦૦–૩૦૦ પરિકર અને કાઉસગ્ગીયા વગેરે તથા દીવીઓ, અંગલુહણાં, ઓરસીઆ, સુખડ વગેરે નીકળ્યું. ત્યારપછી અત્યારે વિદ્યમાન છે તે દેરાસર બંધાવવાનું શરૂ કરીને ત્રણ માળનું દેરાસર તૈયાર થતાં સં. ૧૯૦૫ ના જેઠ વદિ ૮ ને દિવસે પ્રતિષ્ઠા કરાવીને તેમાં ૫૪ મૂર્ત્તિઓ બિરાજમાન કરી બાકીની મૂર્ત્તિઓ બહાર ગામોમાં આપી અને પરિકરો તથા કાઉસગ્ગીયા વધ્યા હતા તે બધા કદંબગિરિમાં આપ્યા. આવું મોટું ભોંયરું અને આટલી મૂર્ત્તિઓ વગેરે

નીકળ્યું તે ઉપરથી જણાય છે કે **શંખલપુર**માં પહેલાં ભવ્ય દેરાસરો હશે. પરંતુ મુસલમાની રાજ્યકાળમાં લડાઈના ભયથી બધી મૂર્તિઓ વગેરે ભોંયરામાં સંતાડી દીધું હશે. ખાસ યાત્રા કરવા યોગ્ય છે. બહુચરાજી સ્ટેશનથી શંખલપુર લગભગ બે માઇલ થાય છે.

**ડુવડ**માં દશા શ્રીમાલી શ્રાવકોનાં ઘર ૮, દેરાસર ૧, ઉપાશ્રય ૨ છે.

**કુંવારદ**માં શ્રાવકનાં ઘર ૪, દેરાસર ૧, ઉપાશ્રય ૧ છે. આ બન્ને ગામો નાનાં છે, પણ તેમાં દેરાસરો સારાં છે.

(૫) **પાટડી** સ્ટેશનથી **શંખેશ્વર** ઉત્તર દિશામાં ૨૨ માઈલ થાય છે. પાટડીથી **દસાડા પંચાસર** થઈને શંખેશ્વર જવાય છે.

**પાટડી**[1] નાનું સ્ટેટ છે. ગામ ઠીક છે. વેપારનું સામાન્ય મથક છે. અહીં શ્રાવકોનાં ઘર ૭૨ દેરાસર ૨ શિખર-

---

૧ **પાટડી**થી પૂર્વ દિશામાં સાત માઈલ દૂર **ઉપરીઆળા** તીર્થ આવેલ છે. આ ગામ બજાણા સ્ટેટનું છે. ગામ પ્રાચીન છે. અહીં **શ્રી આદીશ્વર** ભગવાનનું શિખરબંધી દેરાસર એક છે. તેમાં મૂળ-નાયકજી વગેરે ત્રણ મૂર્તિઓ પીળા આરસની અને એક મૂર્તિ શ્યામ આરસની છે. મૂર્તિઓ મનોહર છે. એ ચારે મૂર્તિઓ સં. ૧૯૧૯માં જમીનમાંથી પ્રગટ થઈ હતી. ત્યારપછી દેરાસર કરાવીને તેમાં પધરાવેલ છે. અઢારમી શતાબ્દિની બનેલી તીર્થમાળાઓમાં ઉપરીઆ-ળામાં દેરાસર હોવાનું લખ્યું છે. એટલે ઉક્ત મૂર્તિઓ અહીંના જ દેરાસરની હશે, એમ માની શકાય છે. અહીં ધર્મશાળા અને કારખાનું છે, યાત્રાળુઓને સર્વ પ્રકારની સગવડ છે. શ્રાવકનું ઘર એક જ છે. અવશ્ય યાત્રા કરવા લાયક છે.

બંધી, ઉપાશ્રય ૩, જૈન પાઠશાલા અને કન્યાશાલા, પાંજરા-પોળ વગેરે છે. યાત્રા કરવા લાયક છે.

**દસાડા** કાઠીઆવાડમાં આવેલું નવાબોનું એક સ્ટેટ છે. દસાડામાં વીશા શ્રીમાળી શ્રાવકોનાં ઘર ૪૦, દેરાસર ૧, ઉપાશ્રય ૨, જૈન ધર્મશાળા ૧, જૈન પાઠશાલા ૧ વગેરે છે.

આ પાંચ રસ્તાઓમાંથી **વીરમગામ, રાધનપુર,** અને હારીજના રસ્તાજ યાત્રાળુઓને વધારે અનુકૂળ થઈ પડે, કેમકે વીરમગામ અને રાધનપુરથી મોટરસર્વીસ ચાલુ છે અને હારીજથી વાહનોની સગવડ મળી શકે છે. પાટડી અને બહુચરાજીમાં વાહનો મેળવવામાં મુશ્કેલી નડે છે.

---

૨ **પંચાસર**થી ૪॥ માઈલ અને દસાડાથી ૪ માઈલ દૂર **વડગામ** તીર્થ આવેલું છે. વડગામ દસાડા સ્ટેટનું ગામ છે. અહીં શ્રાવકોનાં ઘર ૪, ભવ્ય શિખરબંધી દેરાસર ૧, ઉપાશ્રય ૧ અને ધર્મશાલા ૧ છે. યાત્રાળુઓને માટે સગવડ છે. મૂળનાયક શ્રી **આદીશ્વર** ભગવાનની મૂર્ત્તિ ચમત્કારિક મનાય છે. એવી દંતકથા છે કે-અહીં મૂળનાયકજી પાસે એક હજાર વરસથી અખંડ દીવો બળે છે. એટલે આ ગામ એથી પ્રાચીન હોવું જોઈએ. વિદ્યમાન દેરાસરની પ્રતિષ્ઠા સં. ૧૯૦૫ માં થઈ છે. તીર્થ અવશ્ય યાત્રા કરવા લાયક છે.

# પ્રકરણ ચોથું : તીર્થની ઉત્પત્તિ

આજથી ૮૭૪૦૭ વર્ષ પહેલાં શ્રી **અરિષ્ટનેમિકુમાર** (શ્રી **નેમિનાથ** ભગવાન)ના કાકા **વસુદેવ**ના પુત્ર નવમા વાસુદેવ શ્રીકૃષ્ણને **રાજગૃહી**ના મહારાજા નવમા પ્રતિ-વાસુદેવ **જરાસંધ** સાથે, **દ્વારિકા** નગરીથી ઈશાન ખૂણામાં આવેલા વઢિયાર દેશમાં શ્રીકૃષ્ણના તાબાના દેશને સીમાડે સરસ્વતી નદીની નજીકમાં આવેલ **સેનપલ્લી**[1] ગામની પાસે મહાભયંકર યુદ્ધ થયું હતું[2]. **શ્રીદીપવિજયજી**કૃત 'શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ શલોકા' (સ્તો૦ ૪૨)ની કડી ૨૫, ૨૬, ૨૭ માં; **ઉંડુ** (ઓડુ), **પંચાસર**, **જિંજપર** (ઝીંઝુવાડા), **ધામા**, **મેમાણું**, (મેમણ), **લોલાણું** (લોલાડા)

---

૧ ટ્રીગ્નોમેટ્રીકલ સર્વેના ઈંગ્લીશ નકશામાં શંખેશ્વરની પાસે અત્યારે **સેનપલ્લી** અથવા તેને મળતા નામનું કોઈ ગામડું નથી. ફક્ત આદરિયાણાથી ઈશાન ખૂણામાં બે માઈલ અને શંખેશ્વરથી નૈઋત્ય ખુણામાં ૭ માઈલ દૂર **સલી** નામનું એક ગામ છે. એ જ કદાચ આગળનું **સેનપલ્લી** હોય. અથવા તો એ **સેનપલ્લી** ગામને ઠેકાણે જ શંખપુર (શંખેશ્વર) નગર વસાવ્યું હોય.

૨ 'શ્રી પાંડવ ચરિત્ર મહાકાવ્ય'માં લખ્યું છે કે—શ્રીકૃષ્ણના તાબાના દેશને સીમાડે **સરસ્વતી** નદીના કિનારે આ મહાયુદ્ધ થયું હતું. સરસ્વતી નદી **સમી** ગામની નજીકમાં વહે છે. એટલે આ યુદ્ધ **સમી**, **હારીજ** અને **શંખેશ્વર**ની આસપાસમાં થયાની ખાત્રી થાય છે. યુદ્ધના વર્ણન માટે જુઓ સ્તોત્રાંક-૧૭, ૩૩, ૪૧, ૪૨.

આવરિયાણા (આદરિયાણા), જાડીયાણા, મહુઆ, રાણી વગેરે ગામોની પાસે શ્રીકૃષ્ણના લશ્કરનો પડાવ હોવાનું; વાઘેલ ગામની પાસે જરાસંધના લશ્કરનો પડાવ હોવાનું અને મુંજપર, સમી,[1] લુંટાના (લોટી) વગેરે ગામો પાસે બન્ને સૈન્યોએ સામસામા યુદ્ધ કર્યાનું લખ્યું છે. આમાંથી ફક્ત મહુઆ અને રાણી[2] એ બે ગામો સિવા-

૧ ઉપરોક્ત બધાં ગામો ટ્રીગ્નોમેટ્રિકલ સર્વેના નકશામાં આ પ્રમાણે આપેલાં છેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઓડુ | શંખેશ્વરથી | દક્ષિણ દિશામાં | ૨૦ાા | માઇલ | દૂર છે. |
| પંચાસર | ,, | ,, | ૬ | ,, | ,, |
| ઝીંઝુવાડા | ,, | નૈઋત્ય ખૂણામાં | ૧૪ | ,, | ,, |
| ધામા | ,, | ,, | ૧૦ાા | ,, | ,, |
| આદરિયાણા | ,, | ,, | ૭ાા | ,, | ,, |
| જાડિયાણા | ,, | ,, | ૬ | ,, | ,, |
| લોલાડા | ,, | પશ્ચિમ દિશામાં | ૬ાા | ,, | ,, |
| મેમણા | ,, | વાયવ્ય ખૂણામાં | ૭ | ,, | ,, |
| સમી | ,, | ઉત્તર દિશામાં | ૧૨ | ,, | ,, |
| મુજપુર | ,, | ઇશાન ખૂણામાં | ૬ાા | ,, | ,, |
| વાઘેલ | ,, | ,, | ૧૩ | ,, | ,, |

૨ મહુઆ અને રાણી આ બે ગામોનો યા તો સાવ નાશ થઇ ગયો હોય અથવા તો તેનાં નામોનું સંપૂર્ણ પરિવર્તન થઇ ગયું હોય. શ્રી શંખેશ્વરથી ઉત્તરમાં પાંચ માઇલ દૂર અને મુંજપુરથી દક્ષિણમાં ૧ાા માઇલ દૂર લોટી નામનું ગામ છે. તેની પાસે લોટેશ્વર મહાદેવનું સ્થાન છે. એ જ લુંટાના ગામ હશે એમ લાગે છે.

યનાં બધાં ગામો અત્યારે વિદ્યમાન છે જે ગામનાં નામોમાં થોડા ફેરફાર થયો છે, તે કોંસમાં આપેલ છે.

આ ઉપરથી જણાય છે કે–તે સ્થાનની પશ્ચિમ અને દક્ષિણ દિશામાં શ્રીકૃષ્ણના લશ્કરનો પડાવ તથા પૂર્વ અને ઉત્તર દિશામાં **જરાસંધ**ના લશ્કરનો પડાવ હતો

**જરાસંધ** પ્રતિવાસુદેવ હોવાથી ભરતક્ષેત્રના લગભગ તમામ રાજાઓ અને **વૈતાઢ્ય** પર્વતના વિદ્યાધરો પણ તેના પક્ષમાં હતા જ્યારે શ્રીકૃષ્ણના પક્ષમાં ૫૬ કુળકોટી યાદવો, પાંડવો, કેટલાક રાજાઓ અને કેટલાક વિદ્યાધરો હતા ઘણા લાંબા વખત સુધી ખૂનખાર લડાઈ ચાલ્યા પછી શ્રીકૃષ્ણના સૈન્યે જરાસંધના લશ્કરને પરાસ્ત કરી નાખ્યું, તેથી જરાસંઘે બળથી નહીં પહોચી શકવાથી પ્રપંચ કરીને વગર મહેનતે વિજય મેળવવાની ઇચ્છાથી પોતે પહેલાં સાધી રાખેલી **જરા** નામની વિદ્યાને શ્રીકૃષ્ણના સમસ્ત સૈન્ય ઉપર મોકલી **જરા** વિદ્યાના પ્રભાવથી શ્રીકૃષ્ણના સૈન્યના તમામ માણસો વૃદ્ધ અને રોગી થઇ ગયા ખાધું પચે નહી, વારંવાર જંગલ ( દિશાએ ) જવું પડે, કોઇ પણ શસ્ત્રો ઉપાડી શકે નહીં અને કોઇ પણ લડવાની હિમ્મત કરી શકે નહીં શ્રીકૃષ્ણ વાસુદેવ, **રામ** બળદેવ અને **શ્રીઅરિષ્ટનેમિ** કુમાર આ ત્રણે મહાપુણ્યશાળી પુરુષો હોવાથી જરા વિદ્યાની તેમના ઉપર કશી અસર થઈ ન હતી પ્રાતઃકાળમાં શ્રીકૃષ્ણને, પોતાના સૈન્યની આવી સ્થિતિ જોઈ, ઘણી ચિંતા થવાથી તેમણે **શ્રીઅરિષ્ટનેમિ** કુમારને પૂછ્યું કે "ભાઇ! આ શું થયું? આનું નિવારણ કરવાનો ઉપાય કઈ છે? આપણો જય કેવી રીતે થશે?

આના ઉત્તરમાં શ્રી અરિષ્ટનેમિકુમારે કહ્યું કે-"હે ભાઇ! જરાસંધે પ્રપંચ કરીને જય મેળવવા માટે જરા વિદ્યા તમારા સૈન્ય ઉપર મોકલી છે. નાગરાજ ધરણેન્દ્રના ભવન (આવાસ)માંના જિનાલયમાં ભાવી તીર્થંકર **શ્રીપાર્શ્વનાથ** પ્રભુની પ્રાચીન અને મહાપ્રભાવશાળી મૂર્તિ છે. અઠ્ઠમની તપસ્યા કરી ધરણેન્દ્રને આરાધી તેમની પાસેથી તે મૂર્તિ મેળવો. તે મૂર્તિનું સ્નાત્રજળ (સ્નાનજળ) આપણા સૈન્ય ઉપર છાંટો. તેનાથી જરા વિદ્યા પ્રશસ્ત થઇને નાસી જશે, અને તમોને જય મળશે." આ સાંભળી ખુશી થયેલ શ્રીકૃષ્ણે ફરીને પૂછયું કે-"હું અઠ્ઠમ કરીને ધરણેન્દ્રની આરાધના કરું ખરો, પણ એ ત્રણ દિવસમાં આપણા સૈન્યની શી દશા થાય? તેનું રક્ષણ કોણ કરશે?" એટલે શ્રી અરિષ્ટનેમિકુમારે કહ્યું કે "ત્રણ દિવસ સુધી આપણા સૈન્યની હું રક્ષા કરીશ." આ ઉત્તરથી આનંદ પામેલા શ્રીકૃષ્ણે પોતાના નિવાસસ્થાનની અંદર એકાંતમાં જઈ ડાભનું આસન લગાવી અઠ્ઠમ (ત્રણ ઉપવાસ) કરીને શાંત ચિત્તથી નાગરાજ ધરણેન્દ્રનું આરાધન કરવા માંડયું.

આ તરફથી શ્રીકૃષ્ણના સૈન્યને વૃદ્ધ અને રોગી થઈ ગએલું જાણીને **જરાસંધે** પોતાના તાબાના સૈન્ય સહિત લાખો રાજાઓને દુશ્મનોના સૈન્ય ઉપર તૂટી પડવાની આજ્ઞા કરી. એટલે સુધર્મ (પહેલા) દેવલોકથી સૌધર્મેન્દ્રે મોકલેલા માતલી-સારથી સાથેના રથમાં બેસીને શ્રી અરિષ્ટનેમિકુમારે જબર-દસ્ત શંખનાદ કર્યો. તેના નાદમાત્રથી દુશ્મનોના સૈન્ય સહિત લાખો રાજાઓ અત્યંત ક્ષોભ પામ્યા. માતલી સારથીએ શ્રી કૃષ્ણના સૈન્યની ચારે તરફ પોતાનો રથ અતિ ઝડપથી

ફેરવવા માંડયો. અને શ્રીઅરિષ્ટનેમિકુમારે લઘુ-લાઘવી કળાથી હજારો બાણોનો વરસાદ વરસાવી તે રાજાઓમાંથી કેટલાકનાં મુગટ, કુંડળ, છત્ર, ચામર અને કેટલાકનાં રથનાં પૈડાં, કળશ, ધજા વગેરે છેદી નાંખ્યાં. પણ અરિષ્ટનેમિકુમાર મહાદયાળુ હોવાથી કોઇ પણ મનુષ્ય કે પશુઓના શરીરને નુકશાન પહોંચાડયું નહીં. શ્રીઅરિષ્ટનેમિકુમારનો તાપ સહન નહીં કરી શકવાથી થાકીને તેઓ પોતાના પડાવમાં પાછા ગયા. એમ ત્રણ દિવસ સુધી તેમણે શ્રીકૃષ્ણના સૈન્યની રક્ષા કરી. ત્રીજા દિવસની મધ્ય રાત્રિએ ધરણેન્દ્રની આજ્ઞાથી **પદ્માવતી** દેવીએ પ્રત્યક્ષ થઇને શ્રીકૃષ્ણની યાચના મુજબ **શ્રીપાર્શ્વનાથ** ભગવાનની પ્રાચીન પ્રતિમા ( પોતે તેની પૂજા કરતી હોવાથી પોતાની ઇચ્છા નહીં હોવા છતાં શ્રીકૃષ્ણના આગ્રહથી ) તેમને આપી.[1] આ મૂર્તિના દર્શનથી શ્રીકૃષ્ણને અત્યંત આનંદ થયો. પ્રાતઃકાળમાં તે મૂર્તિનું બહુ ભક્તિપૂર્વક પ્રક્ષાલન કરીને તે સ્નાનનું જળ શ્રીકૃષ્ણે પોતાના આખા સૈન્ય

---

૧ આ મૂર્તિ શ્રીકૃષ્ણને નાગરાજ ધરણેન્દ્રે આપ્યાનું સ્તો. ૨, ૩૪, ૩૮, ૪૧, ૪૨, ૪૬, ૫૦, ૫૪, ૫૬, ૯૮, ૧૦૨, ૧૦૩, ૧૦૬ વગેરે ઘણાં સ્તોત્રોમાં લખ્યું છે. સ્તો. ૧૭, ૩૩, ૩૯, ૬૬, ૯૩, ૯૪, ૧૪૧ વગેરે સ્તોત્રોમાં ધરણેંદ્રની આજ્ઞાથી પદ્માવતી દેવીએ પ્રકટ થઇને આપ્યાનું તથા સ્તોત્રાંક ૧૮માં શ્રીકૃષ્ણને તપના પ્રભાવથી પાતાળમાંથી પ્રાપ્ત થયાનું લખ્યું છે. જ્યારે ફક્ત એક જ સ્તોત્ર (નં. ૧) માં લખ્યું છે કે—આ મૂર્તિ સૌધર્મ દેવલોકમાં પૂજાતી હતી. શ્રીઅરિષ્ટનેમિ કુમાર શ્રીકૃષ્ણને આ મૂર્તિ સંબંધી વાત કરતા હતા, તે અવધિજ્ઞાનથી જાણીને સૌધર્મેન્દ્રે માતલી સારથી અને રથ સાથે આ મૂર્તિ શ્રીકૃષ્ણને મોકલી આપી.

ઉપર છંટાવ્યું, જેથી જરા વિદ્યા નાસી ગઈ.[૨] શ્રીકૃષ્ણનું આખું સૈન્ય હતું તેવું તૈયાર થઇ ગયું. ફરી મહાભયંકર યુદ્ધ

૨ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય મહારાજે 'ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર,' પર્વ ૮, સર્ગ ૭-૮માં શ્રીકૃષ્ણજરાસંધના યુદ્ધના પ્રસંગમાં શ્રીકૃષ્ણે દ્વારિકાથી ઈશાન ખૂણામાં ૪૫ યોજન× (યોજન=ચાર ગાઉ) દૂર જઈને **સેનપલ્લી** ગામની પાસે પોતાના સૈન્યનો પડાવ નાખ્યો. તેનાથી એક યોજન દૂર **જરાસંધ**ના સૈન્યનો પડાવ હતો. મહાભયંકર યુદ્ધ થયું. પાંડવોએ કૌરવોને માર્યા. **અરિષ્ટનેમિ** કુમારે લાખો રાજાઓને હરાવ્યા. જરાસંધના પક્ષની ઘણી જ અને શ્રીકૃષ્ણના પક્ષની પણ થોડીક ખુવારી થઇ. અંતે જરાસંધ શ્રીકૃષ્ણના હાથે મરાયો, અને શ્રીકૃષ્ણનો જય થયો. તેથી તેના સૈન્યના માણસો ત્યાં આનંદથી કૂદવા લાગ્યા, એટલે શ્રીકૃષ્ણે ત્યાં **આનંદપુર** નામનું નગર વસાવ્યું-વગેરે લખ્યું છે. પણ જરાસંધે **જરા** વિદ્યા મૂકયાની, જરાનું નિવારણ કર્યાની અને **શ્રીશંખેશ્વર** તીર્થની ઉત્પત્તિ સંબંધીની વાત અંશમાત્ર પણ આમાં લખી નથી.

તેમજ (૧) શ્રીમાન્ **શીલાંકાચાર્ય**વિરચિત 'ચઉપન્ન મહાપુરિસચરિયં' નામના પ્રાકૃત ગ્રંથમાંના **શ્રીનેમિનાથ** પ્રભુ તથા શ્રીકૃષ્ણ ચરિત્રમાં (૨) **મલધારી શ્રીદેવપ્રભસૂરિ**જીકૃત 'પાંડવ ચરિત્ર પદ્ય મહાકાવ્ય'માં; અને (૩) **મલધારી શ્રીહેમચંદ્રસૂરિ**-રચિત પ્રાકૃત 'શ્રીનેમિનાથચરિત્ર'માં શ્રીકૃષ્ણ અને જરાસંધના યુદ્ધના પ્રસંગમાં **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ** તીર્થની ઉત્પત્તિ સંબંધી કંઈ પણ ઉલ્લેખ નથી. પ્રથમના બે ગ્રંથોમાં શ્રીકૃષ્ણ-યાદવોનો વિજય થયો તે સ્થાનનો **આનંદપુર** તરીકે ઉલ્લેખ કર્યો છે. અર્થાત્ આનંદપુર પાસે વિજય પ્રાપ્ત થયાનું લખ્યું છે.

× ગુજરાતમાં પાટણ તરફમાં ૧॥ માઈલનો ગાઉ અને કોઈ કોઈ ઠેકાણે તો એક માઈલનો ગાઉ ગણાતો હોવાથી તે હિસાબે ૪૫ યોજન ઘટી શકે છે.

ચાલ્યું. અંતે પ્રતિવાસુદેવ **જરાસંધ**, તેના પુત્રો અને કેટલાક રાજાઓ મરાયા. શ્રીકૃષ્ણનો વિજય થયો, એટલે તે ઠેકાણે શ્રીકૃષ્ણે હર્ષને જણાવનારો શંખનાદ કર્યો. શ્રીકૃષ્ણના સૈન્યના બધા માણસો આનંદને લીધે નાચવા કૂદવા લાગ્યા.

શ્રીકૃષ્ણે ઉદારતા રાખી **જરાસંધ**ના પુત્રો **કુમુદ, સહદેવ** વગેરેને **રાજગૃહી**નું રાજ્ય આપ્યું.

મહાપ્રાભાવિક **પાર્શ્વનાથ** પ્રભુની મૂર્તિના માહાત્મ્ય-પ્રભાવથી **જરા** નષ્ટ થઈ હોવાથી **શ્રીઅરિષ્ટનેમિ** કુમાર (શ્રીનેમિનાથ ભગવાન્)ની સૂચનાથી[1] (સ્તો. ૧) **સેનપલ્લી**[2] ગામને ઠેકાણે, જ્યાં પોતાનો જય થયો હતો તેની પાસે એક નવું નગર વસાવ્યું. જય થવાથી પોતે ત્યાં શંખ વગાડેલો[3] તેથી તે નગરનું નામ **શંખપુર** રાખ્યું. તેમાં

---

૧ 'પદ્માવતી દેવીની સૂચનાથી' સ્તો૦ ૮૦

૨ સ્તો૦ ૩૫માં **સેનપલ્લી** ગામને ઠેકાણે જ **શંખપુર** નગર વસાવ્યાનું લખ્યુ છે. અત્યારે **શંખેશ્વર**ની આસપાસમાં **સેનપલ્લી** નામનું કોઇ ગામ વિદ્યમાન નથી. તેથી સેનપલ્લીને ઠેકાણે જ શંખપુર વસાવ્યું હોય એ વધારે બંધબેસતું જણાય છે.

૩ સ્તો૦ ૩૩, ૪૨, ૪૫, ૬૭, ૯૪, ૧૦૩, ૧૦૬, ૧૪૧ વગેરેમાં શ્રીકૃષ્ણે વગાડેલા શંખના નિમિત્તે અને સ્તો૦ ૨, ૧૮, ૨૨, ૨૪ વગેરેમાં **શ્રીઅરિષ્ટનેમિ** કુમારે સૈન્યનું રક્ષણ કરતી વખતે વગાડેલ શંખના નિમિત્તે નવા વસાવેલા નગરનું નામ **શંખપુર** પાડયાનું લખ્યું છે. એ બેમાંથી ગમે તેણે પણ જીતની ખુશાલીના પ્રસંગે વગાડેલા શંખના નિમિત્તે નવીન વસાવેલ નગરનું નામ **શંખપુર** રાખવામાં આવ્યું હતું, અને એ જ કારણથી ધરણેન્દ્ર નાગરાજે આપેલ મહાપ્રાભાવિક **શ્રીપાર્શ્વનાથ** પ્રભુજીની આ મૂર્તિનું **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ** નામ પ્રસિદ્ધિમાં આવ્યું (સ્તો૦ ૬૭, ૮૦, ૯૮, ૧૦૩).

શ્રીકૃષ્ણે અતિ મનોહર નવીન જિનાલય[૪] બંધાવીને તેમાં **શ્રી નેમિનાથ** ભગવાનની સૂચનાથી[૫] ઉક્ત, શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની મહાપ્રાભાવિક મૂર્તિને પોતે બિરાજમાન કરી.[૬]

---

૪ સ્તો૦ ૨૪ માં લખ્યું છે કે-શ્રીકૃષ્ણે **શંખેશ્વર** ગામમાં **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ**નું જિનાલય ઘણા પરિશ્રમપૂર્વક એવી બાંધણીથી બંધાવ્યું હતું કે પોતે **દ્વારિકા** નગરીના પોતાના મહેલમાંથી શ્રીશંખેશ્વર પાર્શ્વનાથજીનાં હમેશાં દર્શન કરી શકતા હતા. તેમજ સ્તો૦ ૮૦ માં લખ્યું છે કે-શ્રીકૃષ્ણે શંખેશ્વરમાં શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુનુ મંદિર એવી બાંધણીથી બધાવ્યું હતું કે તે મંદિરની ઉપર ફરકતી ધજા શ્રીકૃષ્ણ દ્વારિકા નગરીમાંના પોતાના મહેલમાં બેઠા બેઠા જોઇ શકતા હતા. ઉપર આવેલી બન્ને સ્તોત્રોની વાત મહાપ્રાભાવિક તીર્થ ઉપરની પવિત્ર ભક્તિને લીધે ઉત્પન્ન થયેલી-ચાલી આવતી દંતકથાઓ સાંભળીને તેના લેખકોએ લખી હશે, એમ જણાય છે.

૫ 'યાદવોની પ્રેરણાથી'. સ્તો. ૩૯

૬ ધરણેન્દ્રે શ્રીકૃષ્ણને આપેલી શ્રીપાર્શ્વપ્રભુની અસલ મૂર્તિને **શંખપુર** (શંખેશ્વર)માં સ્થાપન કર્યાનું ઘણાં જ સ્તોત્રો વગેરેમાં લખ્યું છે. જ્યારે ફક્ત એક જ કલ્પ (સ્તોત્ર નં. ૧)માં લખ્યું છે કે શ્રીકૃષ્ણે **શંખપુર** નગર વસાવી, તેમાં નવીન જિનાલય બંધાવીને તેમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની નવી મૂર્ત્તિ કરાવીને સ્થાપન કરી, અને સૌધર્મેન્દ્રે આપેલી અસલ મૂર્તિને પોતાની સાથે લઇ જઇને **દ્વારિકા** નગરીમાં મનોહર નવીન જિનાલય બધાવીને તેમાં સ્થાપન કરીને ૭૦૦ વર્ષ સુધી તેમણે અતિ ભક્તિપૂર્વક પૂજી. આ ઉપરાંત આ કલ્પમાં લખ્યું છે કે-આ મૂર્તિએ અનેક ઠેકાણે દર્શન દીધાં છે, અનેક ઠેકાણે પૂજાણી છે, હજી પણ અનેક ઠેકાણે પૂજાશે. અને આ મૂર્તિથી જ **સ્તંભન** પાર્શ્વનાથ અને **શંખેશ્વર** પાર્શ્વનાથ વગેરે તીર્થો થયાં છે, વગેરે. પરંતુ શ્રી**નેમિનાથ** પ્રભુજીએ અવધિજ્ઞાનથી દ્વારિકા નગરીનો નાશ

તેની સામે ભક્તિથી નમ્ર એવી પોતાની મૂર્તિ પણ ત્યાં શ્રીકૃષ્ણે સ્થાપન કરી (સ્તો ૧૭-૩૩-૩૯), અને તે શંખપુર નગર શ્રીપાર્શ્વપ્રભુજીની પૂજા વગેરેના ખર્ચ માટે શ્રીપાર્શ્વપ્રભુજીને અર્પણ કર્યું (સ્તો ૧૭, ૩૩, ૩૯)

ઉક્ત **શ્રીપાર્શ્વનાથ** પ્રભુજીની આ મૂર્તિ સાત ફણાવાળી હતી,[૭] અને અત્યારે પણ સાત ફણાવાળી છે

શ્રીકૃષ્ણે આ **શંખપુર** નગર ગઢ, મઠ, મંદિરો, ધર્મશાળાઓ, પોળોની લાઇનો, દરવાજા અને તોરણોથી યુક્ત વસાવ્યું હતું ગામની બહાર બાગ-બગીચા, વાડીઓ, મોટાં વૃક્ષોનાં વનો, અને તે બધામાં લોકોને બેસવા માટે સ્થાનો પણ કરાવ્યાં હતાં જેથી ત્યા દેવ જેવા શોભતા મોટા ધનાઢ્ય વહેપારીઓ અને બીજા પણ મીર, પીર, હમીર, મોટા વીર, સુભટો વગેરે લોકો પણ ત્યાં રહેવા આવ્યા (સ્તો ૮૦) ત્યારપછી દિન પ્રતિદિન **શંખપુર** નગરની જાહોજલાલી વધતી ગઈ અને **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથજીના** ઉપરોક્ત ચમત્કારની વાત ચારે દિશામા ફેલાઇ જવાથી દેશોદેશથી તે

થવાનુ જાણીને ધરણેન્દ્રે આપેલી અસલ મૂર્તિને શ્રી શખેશ્વરજીમા જ પધરાવવાની સૂચના કરી હોય અને તેથી અસલ મૂર્તિ શખેશ્વરજીમા જ પધરાવી હોય એ વધારે સગત-ઠીક જણાય છે સ્તો ૯૮ની ૧૦મી કડીમા પણ એ જ પ્રમાણે લખ્યુ છે કે-દ્વારિકાની અસ્થિરતા જાણીને શ્રીકૃષ્ણે વઢીઆર દેશમા શખેશ્વર ગામમા ઉક્ત અસલ મૂર્તિને બિરાજમાન કરી

૭ આ મૂર્તિ સ્તો ૬, ૪૬, ૫૧, ૧૦૩મા પણ સાત ફણાવાળી અને સ્તો ૧૩૬ માં ઘણી ફણાવાળી હોવાનુ લખ્યુ છે

તીર્થની યાત્રા કરવા માટે સંઘો આવવા લાગ્યા. શ્રી **શંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુની વિવિધ પ્રકારે પૂજા થવા લાગી. હમેશાં, ગીત, ગાન, સંગીત, નૃત્ય વગેરે થવા લાગ્યું.[1] આ પ્રમાણે ઘણા કાળ સુધી ચાલતું રહ્યું.

---

૧ આ "તીર્થની ઉત્પત્તિ" નામક પ્રકરણમાં ઉપર જે હકીકત આપેલી છે તેમાંથી કોઈ કોઈમાં કાંઇક કાંઇક ઓછા–વધતા પ્રમાણમાં પણ લગભગ તેને મળતી જ હકીકત નીચે આપેલા નંબરોવાળાં બધાં સ્તોત્રોમાં આપેલી છે: સ્તો. નં. ૧, ૨, ૩, ૭, ૧૭, ૧૮, ૨૨, ૩૩, ૩૪, ૩૫, ૩૮, ૩૯, ૪૧, ૪૨, ૪૩, ૪૬, ૪૮, ૫૦, ૫૧ થી ૫૪, ૫૬, ૬૦, ૬૧, ૬૩, ૬૬, ૭૦, ૭૧, ૭૩, ૭૮, ૮૦, ૮૩, ૮૪, ૮૬, ૮૮, ૯૨ થી ૯૪, ૯૭, ૯૮, ૧૦૦, ૧૦૨, ૧૦૩, ૧૦૫, ૧૦૬, ૧૦૮, ૧૨૦, ૧૨૩, ૧૨૯, ૧૩૧, ૧૩૪, ૧૪૧, ૧૪૭, ૧૪૮, ૧૪૯, ૧૫૫, ૧૫૭, ૧૬૦, ૧૬૧.

## પ્રકરણ પાંચમું

# મૂર્તિની ઉત્પત્તિ અને તેનો પ્રાચીન ઇતિહાસ

### આ મૂર્તિની ઉત્પત્તિ

ગુજરાતમાં આવેલા વઢીઆર દેશમાં શ્રીશંખેશ્વર-તીર્થની ઉત્પત્તિ ક્યારે અને શા કારણથી થઈ તે આપણે ગયા પ્રકરણમાં જોયું. હવે મૂળનાયક શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીની મૂર્તિની ઉત્પત્તિ ક્યારે થઈ?, તે કેટલી પ્રાચીન છે?, તે ક્યાં ક્યાં પૂજાણી?, અને તે સંબંધમાં ગ્રંથકારો શું કહે છે? તે આપણે આ પ્રકરણમાં જોઈએ.

આ પુસ્તકના સ્તોત્રાંક ૪૬, ૫૦, ૫૫, ૬૬, ૭૧, ૮૬, ૯૩, ૯૪, ૯૮, ૧૦૨માં લખ્યું છે કે–ગઈ ચોવીશીમાં થયેલા નવમા[1] તીર્થંકર શ્રીદામોદર જિનેશ્વર પ્રભુને તેમના ભક્ત સમકિતી અને વ્રતધારી આષાઢી નામના શ્રાવકે પોતાને સંસારમાં કેટલા કાળસુધી ભ્રમણ કરવાનું બાકી છે, તે જાણવાની ઇચ્છાથી પૂછ્યું કે "હે ભગવન્! મારી મુક્તિ ક્યારે અને કોના સમયમાં થશે?" ત્યારે તે દયાળુ પ્રભુએ ઉત્તર આપ્યો

---

[1] સ્તો. ૪૬ માં ગઈ ચોવીશીના શ્રીદામોદરજિનને આઠમા લખ્યા છે, તે ઠીક નથી. સ્તો. ૫૦, ૯૮, ૧૦૨ માં તથા 'અભિધાન ચિન્તામણિ' કોષ, દેવાધિદેવકાંડ, શ્લો. ૫૧; 'પ્રવચનસારોદ્ધાર' દ્વાર ૭, ગાથા ૨૯૦; શ્રીપ્રદ્યુમ્નસૂરિકૃત 'વિચારસારપ્રકરણ' ગાથા ૫૧ વગેરે ગ્રંથોમાં પણ નવમા જણાવેલ છે.

કે "આવતી ચોવીશીમાં ચોથા આરામાં ત્રેવીશમા તીર્થંકર **શ્રીપાર્શ્વનાથ** પ્રભુ થશે તેમના તમે **આર્યઘોષ**[1] નામના ગણધર થઇને એ જ ભવમાં મોક્ષે જશો." આ વાત સાંભળીને અત્યંત ખુશી થયેલા **આષાઢી** શ્રાવકે ભાવી ત્રેવીશમા તીર્થંકર **શ્રીપાર્શ્વનાથ** પ્રભુ પોતાના ખાસ ઉપકારી થશે એમ સમજીને તેમની સુંદર મનોહર પ્રતિમા નવી કરાવી અને પોતે બંધાવેલા જિનાલયમાં શુભ મુહૂર્તે પ્રતિષ્ઠિત કરાવીને પોતે હમેશાં તેમની ભક્તિપૂર્વક ત્રિકાળ પૂજા કરવા માંડી. કાળાન્તરે તેમણે, વૈરાગ્ય ઉત્પન્ન થવાથી, ગૃહસ્થાશ્રમ છોડી ચારિત્ર લીધું. નિરતિચાર (શુદ્ધ) ચારિત્ર પાળી અનશન

---

૧ 'ત્રિ૦ શ૦ પુ૦ ચરિત્ર', પર્વ ૯, સર્ગ ૩જામાં શ્રી **પાર્શ્વનાથ** પ્રભુના ગણધરોનાં નામો આપ્યાં છે તેમાં, પ્રથમ ગણધરનું નામ **આર્યદત્ત** જણાવ્યું છે. પણ **આર્યઘોષ** નામ આપેલ નથી. 'શ્રી કલ્પસૂત્ર', સપ્તમ ક્ષણ, 'શ્રી પાર્શ્વનાથચરિત્ર' મૂળ સૂત્રમાં **શ્રીપાર્શ્વનાથ** પ્રભુના આઠે ગણધરોનાં નામો આપેલાં છે. તેમાં **આર્યઘોષ** નામ બીજું આપેલું છે. અર્થાત્ તેમને બીજા ગણધર કહ્યા છે. જ્યારે આ પુસ્તકના સ્તો. ૫૪ માં "તમો આઠમા ગણધર થઇને મુક્તિમાં જશો," અને સ્તો. ૪૬માં "તમે **આર્યઘોષ** નામના ગણધર થઈને મુક્તિમાં જશો," એમ કહેલું છે. આ ઉપરથી **આષાઢી** શ્રાવકનો જીવ સુધર્મ દેવલોકમાં વૈમાનિકદેવ અને ત્યાર પછી સૌધર્મેન્દ્ર થઈને પછી શ્રીપાર્શ્વનાથ ભગવાનના **આર્યઘોષ** નામના ગણધર થઇને મુક્તિમાં ગયા જણાય છે.

સ્તો. ૭૧માં ગઈ ચોવીશીમાં થયેલા શ્રી **દામોદરજિન**ના સમયમાં **તેસલી જીવ ગણધરે** આ મૂર્તિ ભરાવ્યાનું અને સ્તો. ૯૮ માં પેઢાલ શ્રાવકે ભરાવ્યાનું લખ્યું છે, પરંતુ તે બરાબર ઠીક જણાતું નથી.

(આહાર–પાણીના ત્યાગ) પૂર્વક મૃત્યુ પામીને પહેલા દેવલોકમાં તે વૈમાનિકદેવપણે ઉત્પન્ન થયા. ત્યાં તેમણે અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જોઈ **આષાઢી** શ્રાવકના ભવમાં પોતે કરાવેલી શ્રીપાર્શ્વનાથ ભગવાનની તે પ્રતિમાને ત્યાંથી દેવલોકમાં લાવીને પોતાના વિમાનમાં રાખીને હમેશાં ઘણા કાળસુધી ભક્તિ પૂર્વક ત્યાં પૂજી.

જ્યારે સ્તોત્રાંક ૪૧, ૪૨, ૫૪, ૫૬, ૮૦, ૧૪૧ માં લખ્યું છે કે–વર્તમાન ચોવીશીમાં થયેલા આઠમા તીર્થંકર **શ્રીચંદ્રપ્રભ** ભગવાનને પહેલા દેવલોકના તેમના સમયના સૌધર્મેન્દ્રે પૂછયું કે–"હે ભગવન્! મારો મોક્ષ ક્યારે થશે?" તેના જવાબમાં ભગવાને કહ્યું કે–"ચાલુ ચોવીશીમાં ત્રેવીશમા તીર્થંકર **શ્રીપાર્શ્વનાથ જિનેશ્વર** થશે તેમના તમે આઠમા ગણધર થઈને એ જ ભવમાં મોક્ષે જશો." આ વાત સાંભળીને અત્યંત ખુશી થયેલા સૌધર્મેન્દ્રે દેવલોકમાં જઈને શ્રી પાર્શ્વનાથ પ્રભુની અતિ મનોહર મૂર્તિ નવી કરાવી અને પોતાના વિમાનમાં સ્થાપન કરીને હમેશાં ભક્તિપૂર્વક તેમની પૂજા કરવા માંડી. એમ ઇંદ્ર–ઈંદ્રાણી વગેરેએ ઘણા કાળ સુધી એ મૂર્તિને ત્યાં પૂજી.

ઉપર જણાવ્યા પ્રમાણે ગઈ ચોવીસીના નવમા શ્રી **દામોદર** જિનેશ્વર ભગવાનના સમયમાં આ મૂર્તિની ઉત્પત્તિ થયાનું જે જે સ્તોત્રોમાં લખ્યું છે, તેમાં સૌથી પ્રાચીન 'શ્રી શં. પા. છંદ' (સ્તો. ૪૬) વિ સં. ૧૭૪૫માં બનેલ છે. જ્યારે વર્તમાન ચોવીશીના આઠમા **શ્રીચંદ્રપ્રભ** પ્રભુજીના સમયમાં આ મૂર્તિની ઉત્પત્તિ થઈ, એમ જે જે સ્તોત્રોમાં

લખ્યું છે, તેમાં સૌથી પ્રાચીન ' શ્રી શં. પા. ઉત્પત્તિ સ્તવન ' (સ્તો. ૫૬) વિ. સં. ૧૬૧૦ માં બનેલ છે. એટલે સ્તોત્રાંક ૪૬વાળા છંદ કરતાં સ્તો. ૫૬વાળું સ્તવન ૧૩૫ વર્ષ પહેલાં બનેલું છે, તેથી તેને વધારે મહત્ત્વ આપી શકાય. છતાં અત્યારે જૈન સમાજમાં શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીની મૂર્તિ શ્રીદામોદર જિનેશ્વરના સમયમાં આષાઢી શ્રાવકે ભરાવ્યાની વાત વધારે પ્રસિદ્ધ હોવાથી તેને પ્રથમ સ્થાન આપ્યું છે.

વળી આ બન્ને વાતોનો સમન્વય પણ થઇ શકે એમ લાગે છે. પહેલા પ્રેરિઆફમાં **આષાઢી** શ્રાવકે અને બીજા પ્રેરિઆફમાં **સૌધર્મેન્દ્રે** મૂર્તિ ભરાવ્યાનું લખ્યું છે. એ **આષાઢી** શ્રાવક અનશન પૂર્વક મૃત્યુ પામીને વૈમાનિક દેવ થયેલ[1]. ત્યારપછી કેટલાક ભવો કરીને **શ્રીચંદ્રપ્રભ** ભગવાનના સમયમાં **આષાઢી** શ્રાવકનો જીવ સૌધર્મેન્દ્ર થયેલ હોય અને તેણે જ શ્રીચંદ્રપ્રભ ભગવાનને પોતાની મુક્તિસંબંધી પૂછ્યું હોય તો તે સંભવિત છે. અને તેથી સૌધર્મેન્દ્રના પૂર્વ ભવના જીવ **આષાઢી** શ્રાવકે **શ્રીદામોદર** જિનને પ્રશ્ન કરીને મૂર્તિ ભરાવેલી હોવાથી એ મૂર્તિ સૌધર્મેન્દ્રે પણ ભરાવેલી કહી શકાય.

જેમને પ્રશ્ન કર્યો છે તે તીર્થંકર પ્રભુની સંખ્યાનો નંબર એકમાં નવમો અને બીજામાં આઠમો છે, એટલે તેમાં

---

૧ આષાઢી શ્રાવક અનશનપૂર્વક મૃત્યુ પામીને સ્તો. ૫૦માં પહેલા–સૌધર્મ દેવલોકમાં દેવ થયાનું અને સ્તો. ૯૪માં તે વૈમાનિકદેવ થયાનું લખ્યું છે.

વધારે ફરક નથી ત્યારે ખાસ કરીને ફરક માત્ર "ગઇ ચોવીશીના કે વર્તમાન ચોવીશીના" એટલો જ રહ્યો છે. પરંપરા અને દંતકથાઓની સાંભળેલી વાતોના આધારથી લખવામાં એવો ફરક રહી જાય એ અસંભવિત નથી[1]

શ્રીમાન્ **જિનપ્રભસૂરિજી**એ વિ. સં. ૧૩૬૦ ની આસપાસમાં રચેલ 'श्रीपार्श्वनाथस्य कल्पसंक्षेपः" (સ્તો ૧)માં આ મૂર્તિની ઉત્પત્તિ વગેરે વિષયમાં ઉપર જણાવેલ બન્ને માન્યતાઓ કરતાં જુદી જ રીતે વર્ણન આપેલું છે તેમાં લખ્યું છે કે–" **શ્રીમુનિસુવ્રતસ્વામી**ના વખતમાં, **શ્રીપાર્શ્વનાથ** પ્રભુજીની સુંદર મનોહર કાંતિવાળી આ મૂર્તિ **ચંપાનગરી** પાસેના સમુદ્રના કિનારે જિનાલયમાં પૂજાતી

---

૧ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીની મૂર્તિની ઉત્પત્તિ સંબંધી બન્ને પ્રકારની માન્યતાઓ જે જે છંદ, રાસ, શ્લોકો અને સ્તવનોને આધારે ઉપર લખી છે, તે બધા છંદાદિ સ્તોત્રો, ગુજરાતી ભાષામાં વિ. સં. ૧૬૧૦માં અને ત્યારપછી બનેલા છે ઘણી તપાસ કરવા છતાં તેનાથી પ્રાચીન પ્રાકૃત, સંસ્કૃત કે અપભ્રંશ ભાષાના મૂળ ગ્રંથોમાં આ મૂર્તિની આષાઢી શ્રાવકથી થયેલી ઉત્પત્તિ સંબંધી કશો ઉલ્લેખ મારા જોવામાં આવ્યો નથી ગ્રંથો અપાર છે અને તે બધાય મારા જોવામાં ન આવે તે સ્વાભાવિક છે માટે ઉપર આપેલી ઉત્પત્તિની હકીકત પ્રાચીન મૌલિક ક્યા ગ્રંથોમાંથી આવી તે માટે વિદ્વાનોએ વિશેષ શોધખોળ કરવાની ખાસ જરૂર છે અને જેમના જાણવામાં આવે તેમણે આ પુસ્તકના લેખક કે પ્રકાશકને જણાવવા માટે અવશ્ય કૃપા કરવી

અલબત્ત, આ મૂર્તિ ઘણે ઘણે ઠેકાણે ઘણા કાળ સુધી પૂજાણી છે, એવા ઉલ્લેખો તો પ્રાચીન ગ્રંથોમાંથી પણ મળી આવ્યા છે જ.

હતી. શક્રેન્દ્રના કાર્તિકશેઠના ભવના એકસો અભિગ્રહો (સો વખત પડિમા વહન) આ મૂર્તિના ધ્યાનથી પૂર્ણ થયા હતા. કાર્તિક શેઠે દીક્ષા લીધા પછી શક્રેન્દ્ર, આ મૂર્તિને પ્રાભાવિક જાણીને પોતાના સ્થાનમાં લઈ જઇને ભક્તિથી પૂજવા લાગ્યા. દરમ્યાન **રામ લક્ષ્મણ** વનવાસમાં હતા તે વખતે તેઓને દર્શન–પૂજન કરવા માટે આ મૂર્તિ શક્રેન્દ્રે દંડકારણ્યમાં **શ્રીરામચંદ્રજી**ને મોકલી આપી. ત્યાં **સીતાજી** વગેરેએ પૂજી. તેમનો વનવાસ પૂરો થતાં આ મૂર્તિ શક્રેન્દ્ર સૌધર્મ દેવલોકમાં પાછી લઇ ગયા એ રીતે **શ્રીમુનિસુવ્રત** સ્વામીના નિર્વાણ (મોક્ષ) પછી લગભગ ૧૧ લાખ વર્ષ સુધી આ પ્રતિમાજીને શક્રેન્દ્રે સૌધર્મ દેવલોકમાં પૂજી. ત્યારપછી શક્રેન્દ્રે આ મૂર્તિ, **શ્રીકૃષ્ણ–જરાસંધ**ના યુદ્ધ પ્રસંગે શ્રી કૃષ્ણને મોકલી આપી. આ મૂર્તિના સ્નાનજળનો છંટકાવ કરવાથી શ્રીકૃષ્ણના સૈન્ય ઉપર મુકાયેલી **જરા** વિદ્યા નાસી ગઈ. યુદ્ધમાં **જરાસંધ** મરાયો. શ્રીકૃષ્ણનો જય થયો. તેથી ત્યાં **શંખપુર** નામનું નગર વસાવીને તેમાં પોતે કરાવેલા નવીન જિનાલયમાં **શ્રીપાર્શ્વ** પ્રભુજીની મનોહર નવી મૂર્તિ કરાવીને પોતે ભક્તિપૂર્વક પધરાવી, અને સૌધર્મેન્દ્રે આપેલી અસલ મૂર્તિ પોતાની સાથે લઇ ગયા. ત્યાં સુંદર નવીન મંદિર બંધાવીને તેમાં ઉક્ત મૂર્તિને સ્થાપન કરીને શ્રીકૃષ્ણે લગભગ સાતસો વર્ષ સુધી તેને ભક્તિથી પૂજી. પછી આખી **દ્વારિકા** નગરીનો દાહ થયો, ત્યારે આ મૂર્તિના પ્રભાવથી આ મંદિરનો નાશ ન થયો. પછી સમુદ્રના અધિષ્ઠાયક દેવે આ મંદિર, મૂર્તિ અને દ્વારિકાના સ્થાનને સમુદ્રના પાણીમાં ડૂબાડી દીધાં. ત્યાં સમુદ્રમાં આ મૂર્તિને નાગેન્દ્રે હજારો

વર્ષો સુધી અને ત્યાર પછી વરુણ દેવે ચાર હજાર વર્ષ સુધી પૂજી. કાળક્રમે એ મૂર્ત્તિ પદ્માવતીદેવીએ **ધનેશ્વર-સાર્થવાહને** આપી. તેણે **કાંતિનગરી**માં જિનાલય કરાવી સ્થાપન કરીને બે હજાર વર્ષ સુધી પૂજી. એ જ મૂર્ત્તિના પ્રભાવથી સ્તંભન તીર્થ થયું. **સ્તંભનતીર્થ** (ખંભાત)માં હાલ (સં. ૧૩૬૦ ની આસપાસમાં) તે પૂજાય છે, અને હવે પછી પણ આ મૂર્તિ ઘણા કાળ સુધી ઘણે ઠેકાણે પૂજાશે, વગેરે વગેરે."

પરંતુ એ જ શ્રીમાન્ **જિનપ્રભસૂરિજી**એ લગભગ એ જ અરસામાં રચેલ "श्रीशङ्खपुरकल्पः" (સ્તો૦ ૨)માં લખ્યું છે કે-"નાગરાજ ધરણેન્દ્રના આવાસમાં ઘણા કાળથી પૂજાતી મહાપ્રાભાવિક **શ્રીપાર્શ્વનાથ** પ્રભુની આ પ્રતિમા શ્રી કૃષ્ણ-જરાસંધના યુદ્ધ સમયે શ્રીકૃષ્ણે કરેલી આરાધનાથી સંતુષ્ટ થઈને ધરણેન્દ્રે શ્રીકૃષ્ણને આપી. આ મૂર્ત્તિના સ્નાન-જળનો છંટકાવ કરવાથી શ્રીકૃષ્ણના સૈન્ય ઉપર જરાસંધે મૂકેલી જરા કુળદેવી નાસી ગઈ. શ્રીકૃષ્ણનો જય થયો. તેથી શ્રીકૃષ્ણે ત્યાં **શંખપુર** નગર નવું વસાવ્યું. તેમાં મનોહર નવીન મંદિર બંધાવીને **ધરણેન્દ્રે આપેલી શ્રીપાર્શ્વ-પ્રભુજીની અસલ મૂર્ત્તિને તેમાં ભક્તિપૂર્વક પધરાવી.**

આમ એક જ આચાર્યે બનાવેલા બે કલ્પોમાંથી પહેલામાં 'શ્રી શંખપુરમાં નવી મૂર્ત્તિ કરાવીને પધરાવી અને અસલ મૂર્તિ સાથે લઈ જઈ દ્વારિકામાં પધરાવ્યાનું' અને બીજા 'શ્રીશંખપુર કલ્પ'માં 'અસલ મૂર્ત્તિ જ શંખપુરમાં પધરાવ્યાનું' લખેલું હોવાથી વાચકોને સંશય ઉત્પન્ન થાય એ

સ્વાભાવિક છે. પણ વાચકોએ ધ્યાનમાં રાખવું જોઇએ કે બીજા કોઈ પણ પૂર્વાચાર્ય મહારાજે બનાવેલ 'શ્રીપાર્શ્વનાથ પ્રભુજીના બૃહત્ કલ્પ'માંથી સારાંશ ગ્રહણ કરી શ્રીમાન્ **જિનપ્રભસૂરિજી**એ પહેલો સંક્ષિપ્ત કલ્પ બનાવેલો છે. એટલે મોટા કલ્પમાં જે વાત લખી હોય, તેને અનુસારે આ સંક્ષિપ્ત કલ્પમાં પણ તે વાત લખવામાં આવી હોય, તે બનવા યોગ્ય છે. જ્યારે બીજો 'શ્રીશંખપુર કલ્પ' શ્રીમાન્ **જિનપ્રભસૂરિજી**એ, ગુરુપરંપરાથી હકીકત જાણીને પોતે સ્વતંત્ર રીતે રચ્યો છે. એટલે આ બીજા કલ્પમાં જે વાત લખી છે, તે **શ્રીજિનપ્રભસૂરિજી** મહારાજને વધારે માનનીય હોય એ વાત સમજી શકાય તેવી છે.

'શ્રી જૈન સત્ય પ્રકાશ' (અમદાવાદ)ના વર્ષ ૧ અંક ૫ માં "શ્રીસ્તંભન પાર્શ્વનાથ" નામના લેખમાં તેના લેખક શ્રીમાન્ ઉ. **પદ્મવિજયજી** ગણી (હાલ આ. શ્રીવિજયપદ્મસૂરિજી) મહારાજે લખ્યું છે કે—"**ખંભાત**માં આવેલા **શ્રીસ્તંભન પાર્શ્વનાથ**પ્રભુજીના જિનાલયમાં બિરાજમાન મૂળનાયક શ્રીસ્તંભન પાર્શ્વનાથના નીલમ મણિમય બિંબની બાજુના શ્રીપાર્શ્વનાથજીના વિશાળ બિંબ પરના લેખથી જાણી શકાય છે કે–ગઇ ચોવીશીના સોળમા તીર્થંકર **શ્રીનમિનાથ** (નિમીશ્વર)[1] ભગવાનના નિર્વાણ પછી ૨૨૨૨ વર્ષ વીત્યા બાદ **આષાઢી** નામના શ્રાવક થયા. તેમણે **શ્રીપાર્શ્વનાથ**

---

૧ 'અભિધાન ચિંતામણિ', દેવાધિદેવકાંડ, શ્લોક ૫૨માં તથા શ્રી પ્રદ્યુમ્નસૂરિકૃત 'વિચારસારપ્રકરણ' ગાથા ૫૭માં સોળમા **નમિનાથ** નહીં પણ **નેમીશ્વર** કહેલ છે.

પ્રભુજીનાં ત્રણ બિંબો ભરાવ્યાં. જેમાંથી એક **ચારૂપ** તીર્થમાં, બીજું **શંખેશ્વર** તીર્થમાં, અને ત્રીજું **સ્તંભન** તીર્થમાં હાલ મોજૂદ છે.[1]

આમ આ મૂર્તિની ઉત્પત્તિના વિષયમાં ભિન્ન ભિન્ન મતો જોવાય છે. પરંતુ તેને ભરાવનાર તરીકેનો યશ, મારા સમજવા પ્રમાણે, વિશેષ રૂપમાં **આષાઢી** શ્રાવકને ફાળે જાય છે. છતાં આ મૂર્તિ ગમે તેણે અને ગમે ત્યારે ભરાવી હોય તો પણ ચૌદમી શતાબ્દિમાં થયેલા શ્રી**મુનિચંદ્રસૂરિ**જીએ રચેલ 'શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ સ્તવનમ્' ( સ્તો૦ ૩ ); ચૌદમી શતાબ્દિમાં થયેલ શ્રી**જિનપ્રભસૂરિ**જીએ રચેલ 'શ્રીશંખપુરકલ્પ' ( સ્તો. ૨ ) અને 'શ્રીશત્રુંજય માહાત્મ્ય' ( સ્તો. ૧૭ ) વગેરે અનેક ગ્રંથો, કલ્પો, શલોકા, છંદો, સ્તોત્રો સ્તવનાદિ ઉપરથી એ તો સ્પષ્ટ જાણી શકાય છે કે—આ મૂર્તિ ઘણી પ્રાચીન અને પ્રભાવશાલી હોવા સાથે ઘણે ઘણે ઠેકાણે પૂજાણી છે, તેના પ્રભાવથી ઘણા ઘણાનાં કષ્ટો દૂર થયાં છે અને ઘણા ઘણાના મનોરથો પૂર્ણ થયા છે.

## ઈતિહાસ

ગઈ ચોવીશીમાં થયેલા નવમા શ્રી**દામોદર** જિનેશ્વર ભગવાનના સમયમાં **આષાઢી** શ્રાવકે શ્રી**પાર્શ્વનાથ** પ્રભુજીનું આ બિંબ ભરાવ્યા પછી પોતે ગૃહસ્થાશ્રમમાં રહ્યા ત્યાં સુધી

---

[1] ખંભાતનો આ શિલાલેખ માગ વાંચવામાં આવ્યો નથી. જો ઉક્ત લેખ પૂરો વાંચવામાં આવે તો તેમાં આપેલી બીના માટે પાકી ખાત્રી થાય. અને તેમાંથી કાંઈક વિશેષ જાણવાનું પણ મળી શકે.

તેણે તે બિંબની ભક્તિપૂર્વક ત્રિકાલપૂજા કરી. ત્યારપછી આષાઢી શ્રાવક દીક્ષા લઈ, શુદ્ધ ચારિત્ર પાળી અનશનપૂર્વક કાળધર્મ (મૃત્યુ) પામીને પહેલા (સુધર્મ) દેવલોકમાં વૈમાનિક દેવપણે ઉત્પન્ન થયા. ત્યાં તેમણે અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જોઈ, પોતાના પરમ ઉપકારી **શ્રીપાર્શ્વનાથ** પ્રભુજીના પોતે ભરાવેલ બિંબને દેવલોકમાં લાવીને પોતાના વિમાનમાં રાખીને યાવજ્જીવ સુધી તેણે તે બિંબની પૂજા કરી. ત્યારપછી સૌધર્મેન્દ્રે તે બિંબની ઘણા કાળ સુધી પૂજા કરી. ત્યારબાદ તેમણે તે બિંબ સૂર્યને આપ્યું. શ્રી **સુરેન્દ્રજિન**ના વચનથી આ બિંબને પ્રાભાવિક જાણીને સૂર્યે પોતાના વિમાનમાં ૫૪ લાખ વર્ષ સુધી તેની પૂજા કરી. ત્યારપછી ચંદ્રે પોતાના વિમાનમાં ૫૪ લાખ વર્ષ સુધી પૂજા કરી. પછી આ બિંબ પહેલા (સુધર્મ) દેવલોકમાં, બીજા (ઈશાન) દેવલોકમાં, દશમા (પ્રાણત) દેવલોકમાં, બારમા (અચ્યુત) દેવલોકમાં, લવણોદધિ સમુદ્રમાં, ભવનપતિઓના આવાસમાં, વ્યંતરોના નગરોમાં, **ગંગા** નદીમાં, **યમુના** નદીમાં વગેરે અનેક ઠેકાણે પૂજાણું. લવણ સમુદ્રમાં વરુણદેવ અને નાગકુમારો વગેરેએ પૂજ્યું. કાળક્રમે **શ્રીઋષભદેવ** ભગવાનના સમયમાં નાગરાજ **ધરણેન્દ્રે** આ મૂર્તિ ચમત્કારિક જાણીને **નમિ–વિનમિ** વિદ્યાધરોને આપી. તેમણે વૈતાઢ્ય પર્વત ઉપર આ મૂર્તિની યાવજ્જીવ સુધી પૂજા કરી.

**શ્રીચંદ્રપ્રભ** ભગવાનના સમયમાં તે વખતના **સૌધર્મેન્દ્રે** શ્રીચંદ્રપ્રભસ્વામીના વચનથી **શ્રીપાર્શ્વનાથ** ભગવાનના સમયમાં પોતાની મુક્તિ સાંભળીને તથા શ્રીપાર્શ્વનાથ પ્રભુ-

જીની ઉક્ત મૂર્ત્તિ ઘણી પ્રાભાવિક જાણીને તે મૂર્ત્તિને પોતાના વિમાનમાં લાવીને તેમણે તથા ઇંદ્રાણીઓએ ૫૪ લાખ વર્ષ સુધી પૂજી. ત્યારપછી તે મૂર્તિને તેમણે રેવંત-ગિરિ (ગિરિનાર પર્વત)ની **કંચનબલાનક** નામની સાતમી ટૂંક પર સ્થાપન કરી. ત્યાં નાગકુમાર વગેરે દેવોએ ઘણાં વર્ષો સુધી તેની પૂજા કરી. વર્તમાન સમયના સૌધર્મેન્દ્રના પૂર્વભવમાં-**કાર્ત્તિક** શેઠના ભવમાં કાર્તિક શ્રેષ્ઠીએ આ મૂર્ત્તિના પ્રભાવ-માહાત્મ્યથી શ્રાવકોની ૧૧ પ્રતિમાનું એક સો વખત વહન-આરાધન નિર્વિઘ્નપણે કર્યું હતું.

**શ્રીમુનિસુવ્રતસ્વામી** તીર્થંકર ભગવાનના સમયના **સૌધર્મેન્દ્રે** ઉક્ત પ્રતિમાજીને લાવીને પોતાના વિમાનમાં પધરાવીને તેમને ઘણા કાળ સુધી પૂજી. પછી **શ્રીરામચંદ્રજી**ના વનવાસ વખતે તેમને દર્શન-પૂજાદિ કરવા માટે સૌધર્મેન્દ્રે આ મૂર્ત્તિને રથમાં પધરાવીને બે દેવોની સાથે દંડકારણ્યમાં **શ્રીરામચંદ્રજી**ને મોકલી આપી. ત્યાં રામચંદ્રજી અને **સીતાજી**એ આ પ્રતિમાજીને ભાવપૂર્વક પૂજી. વનવાસ પૂરો થતાં આ પ્રતિમાજીને સૌધર્મેન્દ્રે પાછી મંગાવી લઈ પોતાના વિમાનમાં બિરાજમાન કરીને ઘણા કાળ સુધી ત્યાં પૂજી. ત્યાંથી તેમણે પાછી ગિરિનાર પર્વતની **કંચનબલાનક** નામની સાતમી ટૂંકે પધરાવી. ત્યાં નાગકુમાર વગેરે દેવો તેની પૂજા કરતા હતા. ત્યારપછી કોઇ જ્ઞાની પુરુષના વચનથી આ મૂર્ત્તિને ઘણી જ ચમત્કારિક જાણીને તે સમયના નાગરાજ **ધરણેન્દ્રે** ઉક્ત પ્રતિમાજીને લાવીને પોતાના આવાસમાંના જિનભવનમાં પધરાવી. ત્યાં

પોતે તથા **પદ્માવતી** દેવી વગેરે દેવ-દેવીઓ ભક્તિ સહિત તેની પૂજા કરતાં હતાં.[૧]

ત્યારપછી કાળક્રમે **શ્રીકૃષ્ણ-જરાસંધના** યુદ્ધ પ્રસંગે **શ્રીઅરિષ્ટનેમિકુમારના** વચનથી શ્રીકૃષ્ણે અઠ્ઠમ કરીને **ધરણેન્દ્રની** આરાધના કરીને તે પ્રતિમાજીની માગણી કરવાથી નાગરાજ ધરણેન્દ્રે પ્રસન્ન થઇ તે મૂર્ત્તિ શ્રીકૃષ્ણને આપી. આ મૂર્ત્તિનાં દર્શનથી શ્રીકૃષ્ણ આદિ તમામ યાદવો ખુશી થયા. શ્રીકૃષ્ણે ભક્તિપૂર્વક વિધિ પ્રમાણે પૂજા કરીને પારણું કર્યું. આ પ્રતિમાજીના સ્નાત્ર (સ્નાન) જળનો તેના આખા સૈન્યમાં છંટકાવ કરવાથી જરાસંધે મૂકેલી **જરા** વિદ્યા નાસી ગઈ. યુદ્ધમાં જરાસંધ મરાયો. શ્રીકૃષ્ણનો જય થયો. જયના હર્ષથી ત્યાં તેણે શંખ વગાડયો. **શ્રીનેમિનાથ** પ્રભુ (શ્રી **અરિષ્ટનેમિકુમાર**)ના કહેવાથી શ્રીકૃષ્ણે ત્યાં જ જયના સ્થાને **શંખપુર** નામનું નવીન નગર વસાવીને તેમાં મનોહર નવું

---

૧ આ મૂર્ત્તિ કયે કયે ઠેકાણે અને કેટલા કેટલા કાળસુધી પૂજાણી છે?-તે માટે આ પુસ્તકના સ્તોત્રાંક-૧, ૩, ૨૨, ૨૪, ૪૨, ૪૬, ૫૦, ૫૪, ૫૬, ૬૬, ૮૦, ૮૬, ૯૩, ૯૪, ૯૮, ૧૦૨, ૧૪૧, ૧૫૫ વગેરેમાં થોડા થોડા ફેરફાર સાથે અને કાંઈક ઓછા વધતા પ્રમાણમાં વર્ણન આપેલ છે; તેમાંનાં કેટલાંકમાં તો વિસ્તારથી આપેલ છે. એ બધાનો ધ્વનિ એક જ છે કે આ મૂર્ત્તિ ઘણે ઠેકાણે ઘણા કાળ સુધી પૂજાણી છે. ત્યારપછી **શ્રીકૃષ્ણની** આરાધનાથી નાગરાજ **ધરણેન્દ્રે** શ્રીકૃષ્ણને આપી અને શ્રીકૃષ્ણે શ્રી **શંખપુર** (**શંખેશ્વર**) ગામમાં નવીન પ્રાસાદ બંધાવીને તેમાં તેને બિરાજમાન કરી. વિશેષ જાણવાની ઇચ્છાવાળાઓએ આ પ્રકરણમાં સ્તોત્રોના જેટલા નંબરો આપેલા છે, તે નંબરોવાળાં સ્તોત્રો જોઇ લેવાં.

જિનાલય બંધાવીને તેમાં તેમણે ઉક્ત મૂર્ત્તિને ભક્તિથી પધરાવી. શંખ વગાડવાના કારણે આ નગરનું નામ **શંખપુર** અને ઉક્ત પ્રતિમાજીનું નામ **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ** લોકોમાં પ્રસિદ્ધ થયું. ત્યારપછી આ પ્રતિમાજી લગભગ સાડી છયાસી હજાર વર્ષો સુધી **શ્રીશંખેશ્વર** ગામમાં રહી. કાળક્રમે વિક્રમ સંવત્ ૧૧૫૫માં શ્રીમાન્ **સજ્જન** શેઠે નવીન જિનપ્રાસાદ બંધાવીને **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથજી**ની ઉક્ત પ્રતિમાજીને તેમાં પધરાવી, જે અત્યાર સુધી ત્યાં ભવ્ય પ્રાણીઓથી પૂજાય છે. વિ. સં. ૧૧૫૫ પછી આ જિનાલયના જીર્ણોદ્ધારો થયા છે. તેની હકીકત આગળ ઉપર 'જીર્ણોદ્ધાર' પ્રકરણમાં વિસ્તારથી આપી છે.

આ મૂર્ત્તિને ગઈ ચોવીશીમાં **આષાઢી** શ્રાવકે અથવા તો **સૌધર્મેન્દ્રે** ભરાવ્યાનું ઉપર જણાવવામાં આવ્યું છે પણ તેમાં એક પ્રશ્ન અવશ્ય ઊભો થાય છે અને તે એ કે–"ઔદારિક પૃથ્વીકાયનાં પુદ્ગલોથી બનેલી આ મૂર્ત્તિ લગભગ અઢાર કોડાકોડી સાગરોપમ કાળ સુધી રહી કેમ શકે? આનો ખુલાસો, **તપાગચ્છીય મુનિ રત્નવિજયજી**એ રચેલ 'શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ ચોઢાળિયું સ્તવન' (સ્તો૦ ૫૫)ની ચોથી ઢાળમાં સ્પષ્ટ રીતે આપ્યો છે કે–(૧) અધિષ્ઠાયક દેવોના પ્રભાવ–સંરક્ષણથી, (૨) તેવા પ્રકારના પ્રયોગો–પ્રયત્નોથી, (૩) લેપ વગેરે કરતા રહેવાથી અને (૪) પ્રાયોગિક પ્રદેશમાં (તેની રક્ષા થઇ શકે તેવા ભિન્ન ભિન્ન સ્થાનોમાં) જવાથી મૂર્તિઓ ઘણા કાળ સુધી પણ રહી શકે છે. ઉપર્યુક્ત પ્રશ્નનો ઉત્તર, ઉક્ત સ્તવનમાં આપેલા ખુલાસાથી સ્પષ્ટ રીતે મળી જાય છે.

# પ્રકરણ છઠ્ઠું : પ્રભાવ–માહાત્મ્ય

વર્તમાનકાળની ચોવીશીના ચોવીશે તીર્થંકરોમાં **શ્રીપાર્શ્વનાથ** પ્રભુ વ્યાવહારિક અથવા લૌકિક દૃષ્ટિથી વિશેષ પ્રભાવશાળી ગણાય છે, અને તેથી તેમના નામની સાથે શાસ્ત્રોમાં પણ ‘પુરુષાદાનીય’ (જેમનું વચન લોકો માન–પ્રેમપૂર્વક સ્વીકારે તે) અને ‘પ્રગટપ્રભાવી’ વગેરે વિશેષણો વિશેષ પ્રકારે લગાડવામાં આવે છે. **શ્રીપાર્શ્વનાથ** ભગવાનનાં ૧૦૮ નામો છે.[1] ૧૦૦૮ નામો હોવાનું અને તે કોઈ ચોપડીમાં છપાયેલ હોવાનું પણ સાંભળ્યું છે. શ્રી પાર્શ્વનાથ પ્રભુનાં ઘણાં તીર્થો વિદ્યમાન છે, તેમાં **શ્રીશંખેશ્વર** તીર્થ ઘણું પ્રાચીન અને મહાપ્રભાવશાળી છે.

યદ્યપિ સર્વ તીર્થંકરોની જેમ શ્રીપાર્શ્વપ્રભુજી પણ

---

૧ **શ્રીપાર્શ્વનાથ** ભગવાનનાં ૧૦૮ નામો ‘પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ’ નામની ચોપડીમાં વિસ્તૃત હકીકત સાથે પ્રગટ થયાં છે, તેમજ હાલમાં ‘જૈન ધર્મ પ્રકાશ’ (ભાવનગર) પુ. ૫૬, અં. ૧૦, પૃ. ૩૩૦માં પં. શ્રીખુશાલવિજયજીના શિષ્ય પં. શ્રીઉત્તમવિજયજીએ સં. ૧૮૮૧ ના ફાગણ વદિ ૨ ને દિવસે રચેલ ‘શ્રીપાર્શ્વનાથજીનાં ૧૦૮ નામોનો છંદ’ પ્રગટ થયેલ છે, તેમાં થોડા ફેરફાર સાથે ૧૦૮ નામો આપેલાં છે. તે બન્નેમાં **શંખેશ્વર પાર્શ્વનાથ** નામ ગણાવેલ છે. હાલમાં જ વળાનિવાસી કવિ દુર્લભદાસ ગુલાબચંદે શ્રીપાર્શ્વનાથ પ્રભુજીનાં ૧૦૮ નામો અકારાદિ અનુક્રમથી ગોઠવીને એક સુંદર છંદ બનાવેલ છે, જે કોઈ માસિક આદિમાં પ્રગટ થશે.

રાગ, દ્વેષ, મોહ, મમત્વાદિ સર્વ દૂષણોથી સર્વથા રહિત છે; અન્યતીર્થંકરોની જેમ તેઓ પણ કોઈના ઉપર પ્રસન્ન કે અપ્રસન્ન થતા નથી, તેમ કોઇને સુખી કે દુઃખી કરતા નથી, છતાં તેઓની નિરુપાધિમય વીતરાગપણાની મૂર્તિનું શુદ્ધ અંતઃકરણથી ધ્યાન કરવાથી આપણું મન પવિત્ર થાય છે, અને તેથી જ આત્મકલ્યાણ થવા સાથે અનુક્રમે મોક્ષ પણ મેળવી શકાય છે. મોક્ષના અભિલાષી મુમુક્ષુ આત્માઓને પોતાનું ધ્યેય સિદ્ધ કરવા માટે આ સ્થાન શ્રેષ્ઠ છે. કેમકે–શંખેશ્વર ગામ નાનું અને રેલ્વેથી દૂર હોવાથી યાત્રાળુઓની અવરજવર ઘણી ઓછી, વળી સ્થાનિક શ્રાવકોની વસ્તી પણ થોડી, તેમજ આ ધામ ગામની મધ્યમાં નહીં પણ પશ્ચિમ તરફના ઝાંપામાં આવેલ હોઈ આ તીર્થધામ મુમુક્ષુ જનોને માટે બહુ જ ઉપકારક છે. બપોરના સમયે એકાંત શાંતિ મળતી હોવાથી દેરાસરમાં જઈ મૂળનાયકજી ભગવાનની સમીપે બેસી ધ્યાનમાં તલ્લીન થવાથી આત્મકલ્યાણની પ્રાપ્તિ સહજમાં થઈ શકે તેમ છે. આ રીતે આ સ્થળેથી ઘણા મુમુક્ષુઓનું આત્મકલ્યાણ થયું પણ છે. સ્તો. ૧૮માં લખ્યું છે કે–'આ તીર્થની સેવાથી ઘણા મુનિઓ મોક્ષે ગયા છે.'

જેમ આ તીર્થની સેવાથી મુમુક્ષુજનોને આત્મકલ્યાણની પ્રાપ્તિ થઈ છે અને થાય છે, તેમ પૌદ્‌ગલિક વસ્તુમાં–સાંસારિક સુખમાં આનંદ માનનારા લોકોને પણ આ તીર્થની સેવા–ભક્તિથી અભીષ્ટ પદાર્થોની પ્રાપ્તિ થઈ છે અને થાય છે.

આ તીર્થના પ્રભાવ–માહાત્મ્ય વિષે અનેક ગ્રંથો, કલ્પો સ્તવનો આદિમાં ઘણું ઘણું લખેલું છે. જેમકે-( ૧ ) પાવા-

પુરી, અષ્ટાપદ, રૈવતગિરિ, સમ્મેતશિખર, વિમલાચલ, કાશી, નાસિક, રાજગૃહી, મીથિલા પ્રમુખ તીર્થોની યાત્રા-પૂજાથી મનુષ્ય જેટલું ફળ પામી શકે, તેટલું ફળ **પાર્શ્વનાથ** પ્રભુની આ મૂર્તિનાં દર્શન કરવાથી પામી શકે. તેમજ આ મૂર્તિનાં દર્શન, પૂજા, પુષ્પપૂજા, અષ્ટપ્રકારી પૂજા વગેરે કરવાથી અગણિત પુણ્ય, ફળ, લાભ થાય છે. વગેરે. (સ્તો૦ ૧); (૨) મુસલમાન રાજાઓ પણ આ તીર્થનો મહિમા કરે છે, કામિત તીર્થ છે. વગેરે. (સ્તો૦ ૨); (૩) કોઈ દિવસે શ્રાવક દેલ્હણને **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુએ (તેમના અધિષ્ઠાયકદેવોએ) સ્વપ્ન આપ્યું કે " **પાટણમાં** કોકાવસતિના મૂળનાયક **શ્રીપાર્શ્વનાથ** પ્રભુની ૩૩ આંગળની મૂર્તિ છે, તેની સન્નિહિત-તેમાં અધિષ્ઠિત-થઇને હમેશાં સૂર્યોદયથી ચાર ઘડી (લગભગ ૧॥ કલાક) સુધી હું રહીશ. માટે હમેશાં સૂર્યોદયથી ચાર ઘડીની અંદર ઉક્ત દેરાસરમાંની કોઇ પણ પ્રતિમાની પૂજા કરવાથી મારી પૂજા કરી એમ માનવું. " આથી (શંખેશ્વરજી જવાની અશક્તિવાળા) લોકો, શંખેશ્વરજીની યાત્રા, પૂજા વગેરેના અભિગ્રહો ત્યાં જ પૂર્ણ કરવા લાગ્યા અને કોકા પાર્શ્વનાથજીના (અધિષ્ઠાયક દેવો) પણ શંખેશ્વરજીની માફક લોકોને પરચા પૂરવા લાગ્યા (સ્તો. ૧૫) (આ ઉપરથી જાણી શકાય છે કે તે સમયમાં શંખેશ્વરજીનો પ્રભાવ જગતમાં ઘણો જ પ્રસરેલો હશે અને તેથી શંખેશ્વરજીનું અવતરણ બીજાં તીર્થોમાં પણ થવા લાગ્યું હતું.) (૪) આ તીર્થ પ્રાચીન છે, આ તીર્થની સેવા કરવાથી અનેક મુનિઓ મોક્ષે ગયા છે, આ મૂર્તિ શાશ્વતપ્રાય: કહેવાય છે, દરેક પર્વોમાં **ધરણેન્દ્ર પદ્માવતી**

આવીને પૂજન કરે છે, શ્રીનેમિનાથ પ્રભુ અનેક મુનિઓ સાથે અહીં સમવસર્યા હતા, આ તીર્થની છ માસ સુધી નિરંતર એકાગ્ર મનથી સેવા કરવાથી અભીષ્ટ ફળ મળે છે, વગેરે. (સ્તો. ૧૮); (૫) શંખેશ્વરજીની સેવાભક્તિ કરવાવાળા શંખેશ્વરનિવાસી સાધુ–સંતો પણ હજુ સુધી સારી રીતે સુખી છે. (સ્તો૦ ૫૦); (૬) આ મૂર્તિના પ્રભાવથી શ્રીઅભયદેવસૂરિજી મહારાજના કોઢ રોગનો નાશ થયો હતો. (સ્તો. ૬૩); (૭) અઢારે વર્ણના લોકો પૂજાની સામગ્રી લઈને આવીને સેવા કરે છે. (સ્તો. ૧૧૧, ૧૧૨); (૮) જગતની આશા પૂરવામાં ચિંતામણિરત્ન સમાન છે. (સ્તો. ૧૦૦); (૯) સ્તો૦ ૧૫૮ માં આપેલા ૩૧ કડીવાળા આખા છંદમાં પ્રાભાવિકતાનું આબેહૂબ રીતે વર્ણન આપેલું છે. આ ઉપરાંત, પ્રત્યક્ષ પરચા પૂરનાર, પરચાપૂરણપાસ, રોગાદિ સાત અથવા આઠ ભય નિવારક, પુરુષાદાણી,કામઘટ, ભવતારણ, ભયવારણ, સુખકારણ, અશરણશરણ, મનોરથપૂરક, શોક ભય મોહાદિ નાશક, પતિતપાવન, ભીડભંજન, કલ્પતરુ, ચિંતામણિ, કામકુંભ, કામધેનુ, મનોરથ પૂર્ણ કરનાર, સર્વનાં દુઃખ હરનાર, સમરતાં હમેશાં સહાય આપનાર, જેમને સુર નર વિદ્યાધર પૂજે છે, દેશોદેશના તથા ગામોગામના સંઘો અને જગતના અસંખ્ય મનુષ્યો જેમની યાત્રાએ આવે છે; વગેરે વગેરે તો ઘણાં જ ગ્રંથો સ્તોત્રો સ્તવનો આદિમાં લખ્યું છે.[1] આ ઉપરથી જણાય છે કે–આગળના લોકોની તો

[1] જુઓ સ્તોત્રાંક ૧, ૨, ૩, ૫, ૮ થી ૧૨, ૧૫, ૧૭, ૧૮, ૨૧, ૨૪, ૪૧, ૪૬, ૪૭, ૪૮, ૫૦, ૫૧, ૫૪, ૫૬ થી ૬૧, ૬૩ થી ૬૮, ૭૦, ૭૭ થી ૮૧, ૮૩, ૮૮, ૯૨, ૯૩, ૧૦૧, ૧૦૨, ૧૦૩,

આ તીર્થ ઉપર અપૂર્વ ભક્તિ-શ્રદ્ધા હતી જ, પરંતુ સં. ૧૧૫૫ પછી પણ સારી આલમની આ તીર્થ ઉપર શ્રદ્ધા-ભક્તિ એક-ધારી આજ સુધી ચાલી આવી છે. તો પછી આ તીર્થને પોતાનું માનનાર તમામ જૈનોની ભક્તિ હોય તેમાં તો આશ્ચર્ય જ શું છે ? આમાં આપેલાં સ્તોત્રો જ એ ભક્તિને પુરવાર કરી આપે છે. આમાં આપેલાં સ્તોત્રો અને તે ઉપરાંત બીજા પણ અનેક ગ્રંથો સ્તોત્રો આદિના લેખકો આચાર્યો, મુનિરાજો અને ગૃહસ્થ કવિઓએ, કોઇએ આ તીર્થનો ઇતિહાસ લખીને, કોઈએ પ્રભાવ-માહાત્મ્ય લખીને, કોઈએ સ્તુતિ કરીને, કોઈએ વિસ્તૃત વર્ણન લખીને, કોઇએ નવાં સ્તોત્રો રચીને તો કોઈએ પોતાના ગ્રંથની આદિ, મધ્ય કે અંતમાં **શંખેશ્વરજી**નું સ્મરણ કરીને-નમસ્કાર કરીને-પોતાની ભક્તિ પ્રદર્શિત કરી છે. મહાસમર્થ વિદ્વાન્ શ્રીમાન્ **યશોવિજયજી** મહારાજે ભક્તિરસથી ભરપૂર સ્તુતિથી ભરેલું સંસ્કૃતમાં ૧૧૩ શ્લોકોનું મોટું સ્તોત્ર રચ્યું છે. આમાં તેમણે **શ્રી શંખેશ્વર** તીર્થની મુક્ત કંઠે સ્તુતિ કરી છે. વળી પ્રાયઃ એમણે જ સંસ્કૃતમાં રચેલ 'શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન' (સ્તો. ૮)માં શ્રી શંખેશ્વરજીની મૂર્ત્તિના પ્રભાવનું અદ્ભુત રીતે વર્ણન કરવા સાથે આખા સ્તોત્રમાં મૂર્ત્તિની જ સ્તુતિ કરેલી છે. આમાં આપેલાં સ્તોત્રાદિમાંથી કેટલાંકમાં વિશેષ-રૂપે તેમની પ્રાભાવિકતાનું વર્ણન કરેલું છે તો કેટલાંકમાં વિશેષ રૂપે સ્તુતિ કરેલી છે અને કેટલાંક સ્તોત્રોમાં

---

૧૦૮, ૧૦૯, ૧૧૧, ૧૧૨, ૧૨૩, ૧૨૯ થી ૧૩૨, ૧૩૪, ૧૩૫, ૧૩૮, ૧૪૧, ૧૪૫, ૧૪૮, ૧૪૯, ૧૫૦, ૧૫૨ થી ૧૫૫, ૧૫૭ થી ૧૬૨.

બન્ને બાબતો છે. પરંતુ લગભગ તે દરેક સ્તોત્રોમાં થોડે ઘણે અંશે સ્તુતિ તો અવશ્ય કરેલી છે જ.[1] આ પ્રમાણે મુનિવર્ગે ગ્રંથો-સ્તોત્રાદિ રચીને, યાત્રા કરીને તથા યાત્રા-જીર્ણોદ્ધાર વગેરે કાર્યો માટે ઉપદેશ આપીને આ તીર્થની ભક્તિ કરી છે, જ્યારે ગૃહસ્થવર્ગે આ તીર્થના જીર્ણોદ્ધારો કરીને, યાત્રાસંઘો કાઢીને, યાત્રાઓ કરીને, આ તીર્થને અંગે દ્રવ્ય ખર્ચીને તન-મન-ધનથી આ તીર્થની ભક્તિ કરી છે. આ બધું તીર્થની પ્રાભાવિકતા વિના ન જ બની શકે. આ બધા ઉપરથી આ તીર્થનો પ્રભાવ-માહાત્મ્ય દુનિયામાં કેટલો પ્રસરેલો હશે ? તે સહજમાં સમજી શકાય તેમ છે.

**શ્રીશંખેશ્વર પાર્શ્વ** પ્રભુજીનું માહાત્મ્ય દુનિયામાં વિશેષ વિસ્તાર પામ્યું છે તેને નીચેની વાત પણ સંપૂર્ણ પુષ્ટિ આપે છે.

જેમ **ગોડીજી પાર્શ્વ** પ્રભુનાં દેરાસરો, મૂર્તિઓ, પાદુકાઓ ગામોગામ-ઘણાં ગામોમાં છે, તેમ **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ**નાં પણ દેવાલયો, મૂર્તિઓ અને પાદુકાઓ બીજાં ઘણાં ગામોમાં હોવાનું સાંભળ્યું છે. તેમાંથી જેને માટે ગ્રંથોમાંથી ઉલ્લેખો મલ્યા છે અથવા તો જેને માટે પાકી ખાત્રી છે તેવા ૨-૪ દાખલા અહીં આપવા ઉચિત સમજું છું.

(૧) શ્રીસર્વાનંદસૂરિવિરચિત 'જગડૂચરિત' મહાકાવ્ય, સર્ગ ૬, શ્લોક ૫૭ માં લખ્યું છે કે-" પૂર્ણિમા-

---

[1] જુઓ સ્તોત્રાંક ૧, ૫, ૭ થી ૧૪, ૧૬, ૧૭, ૨૧, ૨૬ થી ૩૦, ૪૧, ૪૩ થી ૪૯, ૫૧ થી ૫૪, ૫૬ થી ૮૬, ૮૮ થી ૧૩૫, ૧૩૭, ૧૩૮, ૧૩૯, ૧૪૧, ૧૪૭ થી ૧૫૪, ૧૫૬ થી ૧૬૩.

પક્ષના આચાર્ય શ્રી **પરમદેવસૂરિજી** માટે જગડૂશાહે **ભદ્રાવતી**નગરી (કચ્છ–ભદ્રેશ્વર)મા બધાવેલી પૌષધશાલામા સૂરિજી વગેરેને દર્શન કરવા માટે ચાદિના બે પાયાવાળુ પિત્તલનું શ્રી શખેશ્વર પાર્શ્વનાથજીનું ગૃહચૈત્ય–ઘરદેરાસર શ્રીમાન્ જગડૂશાહે કરાવ્યું હતુ

(૨) **તપાગચ્છીય** શ્રીરંગવિજયજીએ સ ૧૮૪૯ મા રચેલ "શ્રી શખેશ્વર પાર્શ્વનાથ પચકલ્યાણક ગર્ભિત પ્રતિષ્ઠાકલ્પ સ્તવન" (ઢાળ ૧૯, કડી ૨૬૦ના વિસ્તૃત સ્તવન)મા લખ્યું છે કે–**ભરૂચ**મા ઊકેશ લઘુશાખાના (દશા ઓસવાળ) શાહ **પ્રેમચંદ્ર**ના પુત્ર **ખુશાલચદ્રે** અને તેના પુત્ર શાહ **સવાઇચંદ્રે** શ્રી**શખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુજીની મૂર્ત્તિ નવી કરાવીને, તે વગેરે બીજી ઘણી મૂર્તિઓની વિ સ ૧૮૪૯મા મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરાવીને ત્યા (ભરૂચમા) સ્થાપન કરી

(૩) **સૂરત**મા શ્રી**શખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુજીનું દેરાસર છે (સ્તો ૮૭, ૧૨૯)

(૪) **ઉદયપુર** (મેવાડ)થી ત્રણ માઈલ દૂર **આઘાટ** (આહડ) નામનું ગામ છે, જ્યા શ્રીમાન્ **જગતચદ્રસૂરિજીને તપા** બિરૂદ મળ્યું હતુ તે આઘાટમા શ્રી**શખેશ્વર પાર્શ્વ**પ્રભુજીનું મદિર સ ૧૮૦૫ મા બનેલુ મોજૂદ છે (એક જૂની તીર્થ ગાઈડ)

(૫) **સિરોહી** (રાજપુતાના)મા પણ શ્રી**શખેશ્વર પાર્શ્વ** પ્રભુજીનું એક મદિર છે

વિશેષ તપાસ કરવાથી જ્યા શ્રી**શખેશ્વર પાર્શ્વનાથજી**ના દેરાસરો, મૂર્તિઓ કે પાદુકા બિરાજમાન થયેલ હોય એવા બીજા ઘણા સ્થાનો મળી શકે

તેમજ પ્રગટપ્રભાવી શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીના પ્રભાવથી લોકોની તેમના ઉપર વિશેષ ભક્તિ અને શ્રદ્ધા હોઈ લોકોમાં તેમનાં જુદાં જુદાં નામોની પણ પ્રસિદ્ધિ થઈ છે. શ્રદ્ધાવાળા ભક્તો માને છે કે શંખેશ્વર પાર્શ્વ પ્રભુજી હમેશાં ત્રણ રૂપ કરે છે. પ્રભાતે કુમાર અવસ્થાનું, મધ્યાહ્ને યુવાવસ્થાનું અને સાયંકાળે વૃદ્ધાવસ્થાનું. અને એને લઈને જ ઘણા લોકો પ્રભુજીને 'બહુરૂપી' કહે છે; તેમજ સાંજે ચોઘડિયાં વાગતાં હોય, દીવાબત્તી થઈ હોય, ધૂપ ઉખેવાતો હોય અને પ્રભુજીની આંગી પણ સુંદર બનેલી હોય તેવે વખતે ઘણે ભાગે લોકો વધારે દર્શન કરવા આવે છે, અને તે વખતે ભગવાનનું રૂપ વૃદ્ધાવસ્થા જેવું લાગતું હોવાથી લોકો તેમને 'ડોસલા પ્રભુ' પણ કહે છે. આ વાત માત્ર લોકોમાં જ પ્રસિદ્ધ છે એમ નહીં, પણ શંખેશ્વરજીના છંદો અને સ્તવનોમાં પણ ગૂંથાઈ ગઈ છે. જુઓ સ્તો. ૫૦, ૬૬.

શ્રીમાન્ વિજયદેવસૂરિજી મહારાજના પટ્ટધર શ્રી વિજયસિંહસૂરિજી મહારાજના શિષ્ય ઉપાધ્યાય શ્રીઉદયવિજયજીએ, પહેલાં ઘણા સમય સુધી, શ્રીશંખેશ્વર પાર્શ્વ પ્રભુજીની વિઘ્નો દૂર કરવા માટે અથવા તો ઐહિક કાર્યસિદ્ધિની ઇચ્છાથી ખૂબ સેવા કરી હતી, પરંતુ પાછળથી તેમનાં જ્ઞાન-ચક્ષુ ખૂલી જવાથી ઐહિક કાર્યસિદ્ધિની ઇચ્છાને દૂર કરીને આત્મકલ્યાણ માટે જ ઘણા લાંબા કાળ સુધી તેમણે આ તીર્થની સેવા કરી. (સ્તો૦ ૧૩૨).

આ બધી બાબતો શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીના પ્રભાવવંતા માહાત્મ્યને સચોટ રીતે પુરવાર કરી આપે છે.

## પ્રકરણ સાતમું : ચમત્કાર

ગયા પ્રકરણમાં કહેવામાં આવ્યું તેમ શ્રીતીર્થંકર વીત-રાગ પ્રભુ તો રાગ, દ્વેષ, મોહ, કષાય, હાસ્ય, રતિ, અરતિ, ક્રીડા, ઇચ્છા વગેરે તમામ દૂષણોથી રહિત હોઈ તેઓ કોઇને સુખી કે દુઃખી કરતા નથી, તેમ કોઈને ચમત્કાર બતાવતા નથી કે પરચા પૂરતા નથી. પરંતુ જે તીર્થોના અધિષ્ઠાયક દેવો જાગતા–અપ્રમાદી હોય છે, તેઓ સ્વઅધિ-ષ્ઠિત તીર્થ-પ્રભુની સેવા–ભક્તિ થતી જોઇને સંતુષ્ટ થાય છે. અને તેથી તેઓ સેવા–ભક્તિ–ધ્યાન કરનાર ભક્તજનોના મનોરથો પૂર્ણ કરે છે, વિઘ્નો દૂર કરે છે અને ચમત્કારો પણ દેખાડે છે. આવાં જાગતા અધિષ્ઠાયક દેવોવાળાં તીર્થોમાં **શ્રીશંખેશ્વરજી પાર્શ્વનાથ** તીર્થ અગ્રગણ્ય ગણાય છે. અહીંના અધિષ્ઠાયક દેવોના ચમત્કારો સારી આલમમાં પ્રસિદ્ધ છે. તેમાંના કેટલાક ચમત્કારોને પ્રાચીન–અર્વાચીન અજૈન ગ્રંથકારોએ પોતાના ગ્રંથોમાં સ્થાન આપ્યું છે. તેમાંના ૨–૪ ઉલ્લેખો અહીં આપવા અનુચિત નહીં ગણાય.

(૧) આલા રજપૂત મહામંડલેશ્વર રાણા દુર્જનશલ્યને[1] તેના રાજ્યકાળમાં ભયંકર કોઢ રોગ થયો હતો તેથી તે

---

૧ 'જગડૂચરિત' મહાકાવ્યના આધારે મહામંડલેશ્વર રાણા દુર્જનશલ્યનો સત્તાસમય તેરમી સદીનો ઉત્તરાર્ધ અને ચૌદમી સદીનો પૂર્વાર્ધ હોવાનું અને તેનો કોઢ રોગ વિ૦ સં૦ ૧૩૦૨ની આસપાસમાં દૂર થયો હોવાનું જણાય છે. રાજા દુર્જનશલ્ય, કચ્છ

બહુ દુ:ખી-રોગન થઈ ગયો હતો તેણે અનેક ઉપચારો કરવા છતાં રોગ નહીં મટવાથી કોઇ દેવની આરાધના કર-

ગામનો હતો ?—તે ચોક્કસ જાણી શકાયુ નથી, પરંતુ તે ઝાલા રજપૂત હતો, ઝાલાવાડના ઝાલા રજપૂતો સાથે તેનો વિવાહ સબધ હતો, ઝીંઝુવાડાના સૂર્યદેવની તેણે પહેલા ઉપાસના કરી હતી અને ત્યારપછી તેની નજીકમા આવેલ શ્રીશંખેશ્વર તીર્થની ઉપાસના કરી, સ્તો૰ ૫૦મા તે ઝંઝુપુર (ઝીંઝુવાડા) નો રહેવાસી હોવાનો ઉલ્લેખ છે, આ વગેરે કારણોથી તે ઝીંઝુવાડાનો રાજા હશે, એમ જણાય છે.

ઉપરની બન્ને વાતોને નીચેના પ્રમાણથી વધારે પુષ્ટિ મળે છે.

ગાયકવાડ ઓરિયેંટલ સીરીઝ તરફથી પ્રગટ થયેલ 'पत्तनस्थ जैन भांडागारीय ग्रंथसूची' (પૃ૰ ૨૮૦-૨૮૧) મા પાટણ ખેતરવસીના પાડાના જૈન જ્ઞાનભંડારમા રહેલી તાડપત્ર ઉપર લખાયેલી એક હસ્તપોથી ('યોગશાસ્ત્ર' દ્વિ પ્ર વિવરણ)ની અંતિમ પ્રશસ્તિ પ્રગટ થઈ છે તેમા લખ્યુ છે કે-" વિધિપક્ષોદ્ધારક ચન્દ્રપ્રભસૂરિના પટ્ટધર ધર્મઘોષસૂરિના પટ્ટધર અભયઘોષસૂરિના મુખ્ય શિષ્ય વિદ્યાકુમારના પ્રતિબોધથી જે નીતલ્લદેવીએ આ પ્રતિ લખાવી હતી, તે નીતાદેવીએ પટ્ટરી (પાટડી)મા પાર્શ્વ પ્રભુનુ ચૈત્ય તથા પૌષધશાળા કરાવી હતી અને તે ક્ષત્રિયશિરોમણિ સૂરાકના ભાઈ શાંતિમદેવના પુત્ર ઝાલા વિજયપાલની પ્રિયતમા રાણી હતી તેમનો પુત્ર રાણો પદ્મસિંહ હતો, અને તેમની શરીર પુત્રી રૂપલાદેવી એ પ્રસ્તુત દુર્જનશલ્યની પ્રેમવતી પત્ની હતી આ દુર્જનશલ્યને શ્રીદેવી (બીજી રાણી)ની કુક્ષિથી થયેલો ઉદયસિંહ નામનો પરાક્રમી પુત્ર હતો આ ઘટના વિક્રમની તેરમી સદીના ઉત્તરાર્ધની છે. તેમજ ઉપર્યુક્ત વિદ્યાકુમારના દાદાગુરુ શ્રીધર્મઘોષ-



મહાતીર્થનું ભવ્ય શિખર

જિનમંદિરના મુખ્ય ગભારા ઉપરનુ શિખર તથા બન્ને બાજુના ગભાગ ઉપરના બે શિખરો. વિવિધ પ્રકારની કોરણીયુક્ત આ ભવ્ય શિખર જૈન શિલ્પશાસ્ત્રના આદર્શ નમૂના રૂપ દેખાય છે. જુઓ પ્રકરણ ૧૧, પૃષ્ઠ ૯૬

વાનો વિચાર કર્યો અને ઝંઝુપુર (ઝીંઝુવાડા)માંના સૂર્યનારાયણના મંદિરમાંના સૂર્યદેવની આરાધના કરવા માંડી.

---

**સૂરિજી** મહારાજા **સિદ્ધરાજ જયસિંહ**ના સમકાલીન અને સન્માનિત હતા, એવા ઉલ્લેખો મળે છે. **શંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુના મંદિરનો ઉદ્ધારક આ જ **દુર્જનશલ્ય** હોય તેમ જણાય છે. એટલે આ દુર્જનશલ્ય ઝીંઝુવાડાનો હોવાનું અને તેનો સમય વિક્રમની તેરમી સદીનો ઉત્તરાર્દ્ધ અને ચૌદમી સદીનો પૂર્વાર્દ્ધ હોવાનું માનવું ઉચિત જણાય છે.

ઝીંઝુવાડાનો પ્રાચીન કિલ્લો જે અત્યારે સાવ જીર્ણ દશામાં ઊભો છે, તે મહારાજા **સિદ્ધરાજ જયસિંહે** બંધાવ્યાનું ગુજરાતનાં ઐતિહાસિક ગુજરાતી પુસ્તકોમાં લખેલુ જોવાય છે. તે જો સાચું હોય તો એવા અનુમાન ઉપર આવી શકાય કે–રાજા **દુર્જનશલ્ય** અને તેના પૂર્વજો ગુજરાતના મહારાજાઓના સામંત અને નિકટના સંબંધીઓ હોવા જોઈએ.

રાણા **દુર્જનશલ્ય**નો સત્તાસમય તેરમી શતાબ્દિનો ઉત્તરાર્દ્ધ અને ચૌદમી સદીનો પૂર્વાર્ધ હોવામાં તથા તે મહામંડલેશ્વર હોવામાં નીચેનાં પ્રમાણોથી વધારે પુષ્ટિ મળે છે. તે મહામાત્ય **વસ્તુપાલ તેજપાલ**નો સમકાલીન હોવાથી તે ગુજરાતના મહારાજા **ભીમદેવ** (બીજો) અને મહારાજા **વીરધવલ**નો મહામંડલેશ્વર-મોટો સામંત હશે, એમ જણાય છે. વળી નીચે આપેલા પ્રમાણથી ચોકકસ રીતે સમજી શકાય છે કે–તેણે જૈનાચાર્ય **શ્રીદેવેન્દ્રસૂરિજી**ના શિષ્ય અને "ત્રૈલોકયપ્રકાશ" આદિ ગ્રંથોના કર્તા, જેમની ગ્રંથરચના વિ. સ. ૧૩૦૫ ની મળે છે, તે મહાપ્રતિભાશાળી શ્રીમાન્ **હેમપ્રભસૂરિજી**ને ગુરુ નિર્ધાર્યા હતા. એટલે પાછલી જિંદગીમાં (**શ્રીશંખેશ્વરજી**ના પ્રભાવથી તેનો કોઢ રોગ દૂર થયો ત્યારથી) તેણે **જૈનધર્મ** સ્વીકાર્યો હશે, એમ ચોકકસ માની શકાય છે. તે પ્રમાણો આ પ્રમાણે છેઃ—

તેની આરાધનાથી સંતુષ્ટ થયેલ સૂર્યદેવે કોઇ એક દિવસની મધ્યરાત્રિએ તેને ( સ્વપ્નમાં ) કહ્યું કે–"તારો રોગ અસાધ્ય છે, તેને મટાડવાની મારામાં શક્તિ નથી, પરંતુ જો તું **શંખેશ્વર પાર્શ્વનાથ**ની આરાધના કરીશ તો તારો રોગ મટશે " આથી રાજા **દુર્જનશલ્ય** બહુ ખુશી થયો અને પરિવાર સાથે શ્રી શંખેશ્વરજી જઈ ત્યાં અમુક સમય માટે પડાવ નાંખી પોતે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીની ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક ઉપાસના કરવા લાગ્યો તેમના પ્રભાવથી રાજા દુર્જનશલ્યનો કોઢ રોગ થોડા સમયમાં જ નષ્ટ થયો અને તેની કાયા કંચનવર્ણી થઈ ગઈ. તેથી ખુશી થયેલા રાજા દુર્જનશલ્યે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુના દેરાસરનો જીર્ણોદ્ધાર કરાવીને દેવવિમાન જેવું દેરાસર કરાવ્યું ( જુઓ સ્તો૦ ૩, ૨૪A, ૨૪B, ૪૬, ૫૦. )

---

" कृतोऽय [ केवला ]दर्शस्त्रैलोक्यस्य प्रकाशकः ।
श्रीमद्देवेन्द्रशिष्येण श्रीहेमप्रभसूरिणा ॥ ५७ ॥

इति प्रतिभासर्वज्ञ–त्रैविद्यवृन्दारक–महामण्डलेश्वरराणकशल्य–श्रीदुर्जन–शल्यदेव–गुरुभिः प्रणतपादश्रीदेवेन्द्रशिष्यैः श्रीहेमप्रभसूरिभिर्विरचिते त्रैलोक्यप्रकाशे ज्ञानदर्पणापरनाम्नि नव्यताजिके दिन–मास–वर्षार्घकाण्ड–**मण्डलपद्धतिः** समाप्ता । "

—પાટણ જૈન ભ. ડિ. કૅટૅ વૉ. ૨ ( ગા. ઓ. સિ )

" इति श्रीदेवेन्द्रसूरिशिष्यश्रीहेमप्रभसूरिविरचितमर्घकांडं ॥
सं. १३०५ माघशुदि १२ गुरौ निष्पन्नमिदं **ताजिकं** ॥
—વડોદરા–પ્રાચ્યવિદ્યામંદિરની નં. ૧૨૦૮૭
સં. ૧૫૪૫ ની હ. લિ. પ્રતિ પત્ર ૧૮

વિક્રમની ચૌદમી સદીમાં શ્રીસર્વાનંદસૂરિજીએ રચેલ 'જગડૂચરિત' મહાકાવ્યના છઠ્ઠા સર્ગમાં લખ્યું છે કે–પૂર્ણિમાપક્ષીય, ચારિત્રલક્ષ્મીથી વિભૂષિત શ્રીમાન્ **પરમદેવસૂરિજીએ**[1] શ્રી **શંખેશ્વર પાર્શ્વ**પ્રભુના આદેશ મેળવીને 'આચામ્લ વર્ધમાનતપ' કર્યું હતું અને તે નિર્વિઘ્ને પૂર્ણ કરીને તેનું પારણું વિ. સં. ૧૩૦૨ના માગશર સુ. ૫ ને દિવસે શ્રવણ નક્ષત્રમાં **કટપદ્ર** (કડોદ) ગામમાં **દેવપાલને** ઘેર કર્યું હતું. તેમણે શ્રીસંઘને વિઘ્ન કરનારા સાત યક્ષોને શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુના મંદિરમાં પ્રતિબોધ કર્યો હતો, અને એ જ સૂરિજીએ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુનું આરાધન કરીને **દુર્જનશલ્ય** રાજાના કોઢ રોગને દૂર કરાવ્યો હતો. તેથી ઉક્ત સૂરિજી મહારાજનો ઉપદેશ પ્રાપ્ત કરીને–સૂરિજીના ઉપદેશથી રાજા દુર્જનશલ્યે શ્રીશંખેશ્વર પાર્શ્વ પ્રભુના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. (જુઓ સ્તો૦ ૪૦).

(૨) **ઓસવાલજ્ઞાતીય**, સદાચરી, વ્રતધારી, ધનાઢ્ય શ્રાવક **સુભટ શાહ** નામનો એક ગૃહસ્થ **નાગપુર**માં રહેતો હતો. તેને **શંખેશ્વર** તીર્થની યાત્રા કરવાનો અભિગ્રહ હતો.

---

૧ શ્રીસર્વાનંદસૂરિજીએ વિક્રમની ચૌદમી સદીમાં રચેલ 'શ્રીજગડૂચરિત' મહાકાવ્યમાં લખ્યું છે કે–" આ **પરમદેવસૂરિજી** જગડુશાહના સમકાલીન હતા. તેણે તેઓશ્રીનો **ભદ્રાવતી** (કચ્છ–ભદ્રેશ્વર)માં પ્રવેશમહોત્સવ ધામધૂમથી કર્યો હતો, તેમની વિદ્યમાનતામાં જ તેમના પટ્ટપર **શ્રીપદ્મસૂરિજી**ને એ જ શાહે મહોત્સવ કરીને સ્થપાવ્યા હતા. જગડુશાહને ભાવી દુષ્કાળની સૂચના તથા ત્યારપછી સંઘપતિનું તિલક પણ એ જ સૂરિજીએ કર્યું હતું.

તેથી કોઈ વખતે તે પોતાના કુટુંબ સાથે પોતાને ઉપયોગી વસ્તુઓ અને પૂજાની સામગ્રી ગાડામાં લઈને શંખેશ્વરજીની યાત્રા કરવા માટે નીકળ્યો હતો. રસ્તામાં જતાં જતાં એક રાત્રે ચોરોએ તેની બધી સામગ્રી લૂંટી લીધી. છતાં પોતાનો અભિગ્રહ પૂર્ણ કરવા માટે તે જેમ તેમ કરીને શ્રી શંખેશ્વરજી પહોંચ્યો. ત્યાં જઇ ભક્તિપૂર્વક શ્રી પાર્શ્વપ્રભુજીની પૂજા કરીને પ્રભુસ્તુતિ કરતાં ભક્તિમાં મુગ્ધ બનેલ સુભટ શાહ કહેવા લાગ્યો કે–હે પ્રભુ! ભક્તોનાં તમામ વિઘ્નો દૂર કરનાર અને ઇચ્છિત મનોરથોને પૂર્ણ કરનાર આ કામિત તીર્થ છે, એવી તમારી ખ્યાતિ દેવતાઓ પણ ગાય છે. તમો સર્વનાં સંકટો દૂર કરવામાં સમર્થ છો. તમો દુનિયાના રોગ, શોક, આધિ, વ્યાધિ, ઉપાધિ, ચોર વગેરેના ભયો આદિનો નાશ કરવાની શક્તિ ધરાવો છો. છતાં તમો પોતાના ઘરની પણ રક્ષા કરી શકતા નથી. એટલે કામિતતીર્થપણાની તમારી જે ખ્યાતિ થઈ છે, તે નકામી છે–ખોટી પડે છે. જે મનુષ્ય કે દેવ પોતાના ઘરની રક્ષા કરી શકતા નથી તેની બહાર કંઇ પણ કિંમત અંકાતી નથી, બલ્કે પવન પણ તણખલાની માફક તેને ઉડાડી મૂકે છે.

સુભટશાહની ભક્તિ, શ્રદ્ધા અને ભક્તિમુગ્ધ સ્તુતિથી ખુશી થયેલ અધિષ્ઠાયક દેવે તેની ચોરાઈ ગયેલી બધી વસ્તુઓ ચોરો પાસેથી લાવીને તેના ગાડામાં મૂકી દીધી. એ જ વખતે સુભટશાહના પુત્રે આવીને વધામણી આપી કે પિતાજી! આપણી ચોરાઈ ગયેલી બધી વસ્તુઓ ગાડામાં જ છે. તે સાંભળીને શેઠ ઘણો જ ખુશી થયો. સાથે લાવેલ

સામગ્રી વડે ધામધૂમથી પ્રભુજીની પૂજા કરી. યાત્રા પૂર્ણ કરી તે કુટુંબ સાથે પોતાને સ્થાને ગયો અને જગતમાં **શંખેશ્વરજી**નો મહિમા વધ્યો (સ્તો. ૨૧).

(૩) વિ. સં. ૧૭૫૦માં **ખેડા**ના એક ગૃહસ્થે કાઢેલ સંઘ સાથે કવિવર ઉપાધ્યાયજી **શ્રીઉદયરત્નજી**[1] **શ્રીશંખેશ્વર** તીર્થની યાત્રાએ પધાર્યા હતા. તે વખતે શંખેશ્વર પાર્શ્વપ્રભુની મૂર્ત્તિ ત્યાંના ઠાકોરોના કબજામાં હોઈ તેઓ એક સોનામહોર (ગીની) લીધા સિવાય કોઇને દર્શન કરવા નહીં દેતા. તેથી અથવા તો તે વખતે પૂજારીઓનું પ્રાબલ્ય વધી જવાથી મોડા આવેલા સંઘને દર્શન કરવા માટે દરવાજા

---

૧ **તપાગચ્છીય** શ્રીમાન્ વિજયસેનસૂરિજીના બીજા પટ્ટધર શ્રીવિજયતિલકસૂરિના પટ્ટધર શ્રીવિજયાનંદસૂરિના પરિવારમાં **વિજયરાજસૂરિશિષ્ય વિજયરત્નસૂરિશિષ્ય હીરરત્નસૂરિશિષ્ય લબ્ધિરત્નશિષ્ય સિદ્ધરત્નશિષ્ય મેઘરત્નશિષ્ય અમરરત્નશિષ્ય શિવરત્ન**ના ઉપાધ્યાય શ્રીઉદયરત્નજી શિષ્ય થાય છે. અને તેઓ અઢારમા સૈકાના ઉત્તરાર્ધમાં થયા છે. તેઓ ખેડાના રહીશ હતા અને ઘણેભાગે **મીઆગામ**માં તેઓ સ્વર્ગવાસી થયા છે. તેઓ મોટા કવિ હતા. તેમણે રાસો, શલોકા, છંદો, સ્તવનો, ચૈત્યવંદનો, સ્તુતિઓ, સજ્ઝાયો વગેરે નાની મોટી અનેક કૃતિઓ ગુજરાતી ભાષામાં રચી છે. તેમનો કાવ્યરચનાકાળ સં. **૧૭૪૯થી ૧૭૯૯** સુધીનો જણાય છે. તેમનામાં ઇંદ્રજાળની તથા ઔપદેશિક શક્તિ પણ સુંદર હતી. તેમણે ઘણા માણસોને નવા જૈન બનાવ્યા હતા. તેમની કૃતિઓ તથા તેમની શક્તિ માટે જુઓ "જૈન ગુર્જર કવિઓ" ભાગ બીજો, પૃષ્ઠ ૩૮૬ થી ૪૧૫.

ઉઘાડી નહીં આપ્યા હોય અને કવિવર ઉદયરત્નજી તથા શ્રીસંઘને દર્શન કર્યા પછી જ ભોજનાદિ લેવાની પ્રતિજ્ઞા હોઇ કવિવર ઉદયરત્નજીએ એકાગ્ર ચિત્તથી ભક્તિમાં તલ્લાલીન થઇને ત્યાં જ ઊભા ઊભા “ પાસ સંખેસરા, સાર કર સેવકાં, દેવ કાં એવડી વાર લાગે;” (સ્તો. ૪૩) આ છંદની રચના કરીને સ્તુતિ કરવા લાગ્યા. તેમની ભક્તિ અને દૃઢતાથી પ્રસન્ન થઈને નાગરાજ ધરણેન્દ્રે તે પેટીનાં કમાડ અથવા તો દેરાસરનાં દરવાજાનાં કમાડ ઉઘાડી નાંખ્યાં.[1] સૌ સંઘે

---

[1] “શ્રીશખેશ્વર પાર્શ્વનાથ” નામની ચોપડીમાં લખ્યું છે કે “ કવિ ઉદયરત્નજી સંઘ સાથે જ્યારે શંખેશ્વરજી પહોંચ્યા ત્યારે દેરાસરનાં દ્વાર બંધ હતાં.” જ્યારે માસ્તર પોપટલાલ સાંકળચંદે છપાવેલ “સ્તવનાદિ સંગ્રહ” (અર્થ સાથે) નામની ચોપડીમાં ઉક્ત સ્તવન (છંદ) છાપેલ છે, તેની નીચે ફુટનોટમાં તેમણે લખ્યુ છે કે–“ કવિ ઉદયરત્નજી સંઘ સાથે શંખેશ્વરજી પહોંચ્યા, તે વખતે શંખેશ્વરજી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ ત્યાંના ઠાકોરોના કબજામાં હતી. તેઓ પેટીમાં રાખતા અને યાત્રાળુઓને એક સોનામહોર લઈને દર્શન કરાવતા.” આ વાત કદાચ સાચી પણ હોય. ઉક્ત સ્તવન (છંદ)ની રચના જોતાં આ વાતની છાયા તેમાં હોય એવો પ્રતિભાસ થાય છે. સંભવ છે કે–ગામમાં જૂના મંદિરનું જે ખંડિયેર ઊભું છે, તેનો નાશ મોગલ બાદશાહ ઔરંગઝેબની મુસલમાન ફોજે કર્યો હોય, તે વખતે ગામના ઠાકોરોએ બચાવ માટે કાંઇક પ્રયત્ન કર્યો હોય, લડ્યા હોય, અને ઉક્ત મૂર્તિને સંતાડી દીધી હોય અને મંદિર તોડીને મુસલમાની ફોજ ગયા પછી ઉક્ત મૂર્તિને થોડાં વરસો સુધી પોતાના કબજામાં રાખીને યાત્રાળુઓ પાસેથી દર્શન કરાવવાના બદલામાં દ્રવ્ય લેતા હોય.

આનન્દપૂર્વક દર્શન–યાત્રા–સેવા પૂજા કરી. આ ચમત્કારથી ઠાકોરો **શંખેશ્વરજી** ઉપર શ્રદ્ધાવાળા થયા, તેમજ ગામના તથા દેશના લોકોમાં તીર્થનો મહીમા વધ્યો, અને તેઓ પણ આ તીર્થની પ્રેમભક્તિપૂર્વક ભક્તિ કરવા લાગ્યા. કવિવરે દર્શન થતાંજ હર્ષિત થઇને જોડેલાં બે પદ આ છે :

" આજ મ્હારે મોતીડે મેહ વુઠયા,
**પ્રભુ પાસ સંખેસરો આપ તુઠયા.** "

તેજ વખતે અથવા પાછળથી તેમણેજ બનાવેલ–

" **સેવો પાસ સંખેસરો** મન્ન શુદ્ધે,
નમો નાથ નિશ્ચે કરી એક બુદ્ધે; " (સ્તો. ૪૪)

આ છંદની પાછળ તેમણે જોડી દીધાં હોય તેમ લાગે છે.

(૪) પં. શ્રીશુભવિજયજીના શિષ્ય કવિ પં. શ્રી વીરવિજયજીએ[1] રચેલ–

---

૧ પં. શ્રીશુભવિજયજીના શિષ્ય આ પં. વીરવિજયજી મહારાજ મોટા કવિ હતા. તેમણે ચોસઠપ્રકારી પૂજાઓ, નવાણુપ્રકારી પૂજા વગેરે અનેક પૂજાઓ, રાસો, ચૈત્યવંદનો, સ્તવનો, સજ્ઝાયો વગેરે અનેક સુંદર કૃતિઓ ગુજરાતી ભાષામાં રચી છે. તેમણે રચેલાં **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથજી**નાં ચાર સ્તવનો અમને મળ્યાં છે, તે અમે આમાં સ્તોત્રાંક ૯૨, ૯૩, ૯૪, ૯૫ માં આપ્યાં છે. સ્તો. ૯૫ વાળું સ્તવન બહુ ગૂઢાર્થવાળું છે. તેમનો કાવ્યરચનાકાળ સંવત ૧૮૫૭ થી ૧૯૦૮ સુધીનો હોવાનું જણાય છે. સાંભળવા પ્રમાણે પાટણમાં શ્રીમાન્ પ્રવર્તકજી શ્રીકાંતિવિજયજી મહારાજશ્રીના પ્રશિષ્ય

" સાર કર સાર કર સ્વામી શંખેશ્વરા,
વિશ્વવિખ્યાત એકાંત આવો, "

આ સ્તવન (સ્તો. ૯૨) ઉપરથી જણાય છે કે તેઓ લઘુ વયમાંથી જ શ્રીશંખેશ્વરજી પર પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિ રાખતા હતા. આ સ્તવનમાંથી આવી ઝલક નીકળતી જણાય છે કે–

" કવિવર પં. વીરવિજયજીને (તેમનાથી વિરુદ્ધ પક્ષના કોઈ યતિ વગેરેના ઉશ્કેરવાથી) કોઈ રાજા અથવા મોટો અમલદાર ઉપદ્રવ કરતો હશે તે ઉપદ્રવ દૂર કરવા માટે તેમણે શંખેશ્વરજીમાં બાર માસ સુધી રહીને ધ્યાન કર્યું હતું " તે પ્રસંગે આ સ્તવન રચેલું હોય એમ જણાય છે. તેમાં તેમનું કાર્ય સિદ્ધ થવાથી તેઓ શંખેશ્વરજી પર વધારે ભક્તિવાળા બન્યા હોય તેમ જણાય છે, અને તેને પરિણામે તેઓએ અમદાવાદથી સં. ૧૮૭૭ અને ૧૮૭૮ માં મોટા સંઘો કઢાવીને ગુજરાતના બીજા સંઘોની સાથે શ્રીશંખેશ્વરજીની યાત્રાઓ મોટા આડંબરથી કરી હતી.

(૫) એલગપુર શહેરના મહારાજા એલંગદેવની કાયા શ્રીશંખેશ્વર પાર્શ્વપ્રભુજીના પ્રભાવથી, તેમનું સ્નાત્ર (સ્નાન)જળ શરીરે લગાવવાથી નીરોગી થઈ ગઈ (સ્તો ૧૬૦)

---

મુનિરાજ શ્રીજગવિજયજી પં. શ્રીવીરવિજયજી મહારાજની કૃતિઓનો સંગ્રહ એકત્રિત કરી રહ્યા છે

પં. શ્રીવીરવિજયજી મહારાજ સંબંધી વિશેષ હકીકત જાણવા માટે "જૈન ઐતિહાસિક ગુર્જર કાવ્યસંચય"માં છપાયેલ "શ્રીવીરવિજય રાસ' તથા 'જૈનયુગ' પૃ. ૪, પૃ. ૧૩૨માં છપાયેલ રા. ગિરજાશંકરનો 'પંડિત વીરવિજયજીનો ટૂંકો પ્રબંધ' જુઓ.

(૬) ફાર્બસ ગુજરાતી સભા (મુંબઈ) તરફથી વિ. સં. ૧૯૮૪માં પ્રગટ થએલ 'ગુજરાતનાં ઐતિહાસિક સાધનો' (વિભાગ ૧–૨)માં તેના પ્રસિદ્ધ લેખક **નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદીએ** લખ્યું છે કે–" સં. ૧૧૭૨ની સાલમાં **મોનાજી ગંધારીઓ** નામનો વાણીઓ પોતાનાં વહાણો ભરીને સમુદ્ર માર્ગે જતો હતો, તેવામાં સમુદ્રમાં ખૂબ જ તોફાન થયું; વહાણો બચવાની કે જીવતા રહેવાની પણ આશા ન રહી. તેથી તેણે **શંખેશ્વર પાર્શ્વનાથનું** ભક્તિ પૂર્વક સ્મરણ કરીને પોતાનાં વહાણોમાંની કુલ મિલ્કતનો ચોથો ભાગ શંખેશ્વર તીર્થમાં ખરચવાની પ્રતિજ્ઞા કરી. શંખેશ્વરજીના પ્રભાવથી તેનાં વહાણો બચ્યાં. મિલ્કતનો હિસાબ ગણતાં ચોથા ભાગનું ધન નવ લાખ રૂપિયા થયું. તેટલા રૂપિયા ખર્ચીને તેણે **શંખેશ્વરજીનું** દેવાલય બંધાવ્યું.[1]

---

૧ શંખેશ્વરજી સંબંધી આ અને બીજી પણ કેટલીક હકીકત જે 'ગુજરાતનાં ઐતિહાસિક સાધનો' વિભાગ ૧–૨ માં આપેલી છે તે **ફાર્બસ ગુજરાતી સભા**, મુંબઈ તરફથી પ્રગટ થએલ " ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલી " પૃ. ૨૭૬, અને અં. ૪૬—૧—૭૦ શંખેશ્વર ઐ૦ ગુ૦ ૬૦ વિષયાદિ પૃ. ૧૭૦–૧ માં પણ આપેલી છે. આ બધી હકીકતો લેખકે, કેટલાંક વર્ષો પહેલાં બારોટ ફતેસિંહે લખાવેલી નોંધો ઉપરથી લખેલી છે, એટલે એમાં સંવતમાં કદાચ ફેરફાર હશે. નવું મંદિર બંધાવવાને બદલે કદાચ જીર્ણોદ્ધાર કરાવ્યો હશે અને એકલા જીર્ણોદ્ધારમાં જ નહીં તો કદાચ સંઘ કાઢીને યાત્રા કરવામાં, જીર્ણોદ્ધારમાં અને જીર્ણોદ્ધારના પ્રતિષ્ઠામહોત્સવ વગેરેમાં મળીને નવ લાખ રૂપિયા ખરચ્યા હશે. એ ગમે તેમ હોય પણ અન્ય ધર્માવલંબી

આવી રીતે જેમ કેટલાક ચમત્કારોનો ગ્રંથો અને સ્તવનાદિમાં ઉલ્લેખ થયો છે તેમ લોકોમાં પણ અનેક ચમત્કારોની વાતો બહુ પ્રચલિત છે. તેમાંથી પણ ૨—૪ દાખલા અહીં આપવા ઉચિત સમજું છું.

(૧) અહીંના લોકો દૃઢતાપૂર્વક માને છે કે–" શંખેશ્વરની યાત્રાએ આવનારા કોઈ પણ યાત્રાળુઓ દુઃખી થતા નથી. દિવસે તો શું? રાત્રે પણ ચોર–ડાકુ વગેરે યાત્રાળુઓને લૂંટતા નથી.[1] કદાચ કોઇ એવા અજાણ્યા ચોરો લૂંટવા આવે તો શંખેશ્વરજીના ચમત્કારથી તેઓ નાસીપાસ થઈને ચાલ્યા જાય છે; ચોરોને પણ શાસનદેવ દુઃખી કરતા નથી, તેઓ ચાલ્યા જાય એટલે બસ.

પંચાસરની એક શ્રાવિકા બાઇને પુત્ર જનમ્યા પછી થોડા સમયમાં જ તેનો પતિ મરી ગયો. શ્રાવિકાએ પોતાના એકનાએક પુત્રની રક્ષા માટે શ્રીશંખેશ્વરજીની યાત્રા કરીને પોતાના પુત્રની ભારોભાર રૂપિયા તોળીને શંખેશ્વરજીમાં

---

બારોટો પણ આ તીર્થની યશોગાથા ગાય છે–પ્રશંસા–સ્તુતિ કરે છે, અને તેને અન્યમતાવલંબી વિદ્વાન લેખકો પણ પોતાનાં પુસ્તકોમાં સ્થાન આપે છે, એ જ, આ તીર્થનો પ્રભાવ–ચમત્કાર આલમમાં કેટલો ફેલાયેલ છે, એ સ્પષ્ટ બતાવી આપે છે.

૧ અત્યારે પણ શંખેસરજી, હારીજ, રાધનપુરની આસપાસમાં લોકો ગાડામાં દિવસ કરતાં વિશેષ ભાગે રાત્રે જ મુસાફરી કરે છે. આ પ્રદેશમાં ખાસ દુષ્કાળ સિવાય રાત્રે ચોર–લૂંટારુઓનો ભય જરા પણ નથી.

અર્પણ કરવાની પ્રતિજ્ઞા લીધી. છોકરો રા વર્ષનો થયો એટલે પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે માતા પોતાના પુત્રને તથા રૂપિયા સાથે લઇને શંખેશ્વરજી જવા નીકળી. આ વાતની કોઈ ચોરોને ખબર પડવાથી તેમણે જઇને માર્ગમાં ગાડાને અટકાવ્યું. ગાડામાંથી બાઇને ઉતારી મૂકી અને ગાડામાંની મિલ્કત ચોરો એકઠી કરીને ગાંસડી બાંધવા મંડયા. નિરાધાર બાઇએ શંખેશ્વરજીને વિનતિ કરી કે-"હે પ્રભુ! મારી માનતા પૂરી કરવા માટે હુ આપની પાસે આવતી હતી, ત્યાં આ ચોરો મને લૂંટી લ્યે છે. આટલા રૂપિયા ફરીવાર લાવીને મારી માનતા હુ પૂરી કરી શકું તેવી મારી સ્થિતિ નથી. મારી માનતા પૂરી કરાવવી અને લાજ રાખવી આપના હાથમાં છે." બસ થોડીવારમાં જ-તત્કાલ કોઈ મોટો ઘોડેસ્વાર ઘોડો દોડાવતો દોડાવતો ત્યાં આવ્યો. તેણે ચોરોને ધમકાવ્યા તેથી ચોરો નિરુત્સાહી થઇને ચાલ્યા ગયા. પેલો ઘોડેસ્વાર બાઇને ગાડા સહિત શંખેશ્વરજીના ઝાંપા સુધી પહોંચાડીને ક્યાંઈ ચાલ્યો ગયો. આ કિસ્સો શંખેશ્વરજીના વૃદ્ધ પુરુષો પાસેથી મેં સાંભળીને અહીં આપ્યો છે.

(૨) યાત્રાળુઓ રસ્તો ભૂલ્યા હોય તેને પણ સહાય કરે છે. તે માટે તાજો જ દાખલો છે કે-**રાધનપુર**ના શ્રાવકો શેઠ **હરગોવિંદ**............વગેરે રાત્રે **શંખેશ્વરજી** જતા હતા. અજવાળી રાત હતી, છતાં રસ્તો ભૂલ્યા. આડે રસ્તે ચાલતાં નદી આડી આવી. ગાડું કેમે ભેખ ઉપર ચડે નહીં. સાવ નિરાશ થઈ ગયા. થોડી વાર પછી એકદમ હિંમત આવી અને ભારી ગાડાને હાથોહાથ ભેખ ઉપર ચડાવી દીધું. પણ ઉપર

આવી રીતે જેમ કેટલાક ચમત્કારોનો ગ્રંથો અને સ્તવનાદિમાં ઉલ્લેખ થયો છે તેમ લોકોમાં પણ અનેક ચમત્કારોની વાતો બહુ પ્રચલિત છે. તેમાંથી પણ ૨—૪ દાખલા અહીં આપવા ઉચિત સમજું છું.

(૧) અહીંના લોકો દૃઢતાપૂર્વક માને છે કે—" શંખેશ્વરની યાત્રાએ આવનારા કોઈ પણ યાત્રાળુઓ દુ:ખી થતા નથી. દિવસે તો શું? રાત્રે પણ ચોર–ડાકુ વગેરે યાત્રાળુઓને લૂંટતા નથી.[1] કદાચ કોઇ એવા અજાણ્યા ચોરો લૂંટવા આવે તો શંખેશ્વરજીના ચમત્કારથી તેઓ નાસીપાસ થઈને ચાલ્યા જાય છે; ચોરોને પણ શાસનદેવ દુ:ખી કરતા નથી, તેઓ ચાલ્યા જાય એટલે બસ.

પંચાસરની એક શ્રાવિકા બાઇને પુત્ર જનમ્યા પછી થોડા સમયમાં જ તેનો પતિ મરી ગયો. શ્રાવિકાએ પોતાના એકનાએક પુત્રની રક્ષા માટે શ્રીશંખેશ્વરજીની યાત્રા કરીને પોતાના પુત્રની ભારોભાર રૂપિયા તોળીને શંખેશ્વરજીમાં

---

બારોટો પણ આ તીર્થની યશોગાથા ગાય છે—પ્રશંસા–સ્તુતિ કરે છે, અને તેને અન્યમતાવલંબી વિદ્વાન લેખકો પણ પોતાનાં પુસ્તકોમાં સ્થાન આપે છે, એ જ, આ તીર્થનો પ્રભાવ–ચમત્કાર આલમમાં કેટલો ફેલાયેલ છે, એ સ્પષ્ટ બતાવી આપે છે.

૧ અત્યારે પણ શંખેસરજી, હારીજ, રાધનપુરની આસપાસમાં લોકો ગાડામાં દિવસ કરતાં વિશેષ ભાગે રાત્રે જ મુસાફરી કરે છે. આ પ્રદેશમાં ખાસ દુષ્કાળ સિવાય રાત્રે ચોર–લૂંટારુઓનો ભય જરા પણ નથી.

અર્પણ કરવાની પ્રતિજ્ઞા લીધી. છોકરો રા વર્ષનો થયો એટલે પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે માતા પોતાના પુત્રને તથા રૂપિયા સાથે લઇને શંખેશ્વરજી જવા નીકળી. આ વાતની કોઈ ચોરોને ખબર પડવાથી તેમણે જઇને માર્ગમાં ગાડાને અટકાવ્યું. ગાડામાંથી બાઇને ઉતારી મૂકી અને ગાડામાંની મિલ્કત ચોરો એકઠી કરીને ગાંસડી બાંધવા મંડ્યા. નિરાધાર બાઇએ શંખેશ્વરજીને વિનતિ કરી કે–"હે પ્રભુ! મારી માનતા પૂરી કરવા માટે હું આપની પાસે આવતી હતી, ત્યાં આ ચોરો મને લૂંટી લ્યે છે. આટલા રૂપિયા ફરીવાર લાવીને મારી માનતા હું પૂરી કરી શકું તેવી મારી સ્થિતિ નથી. મારી માનતા પૂરી કરાવવી અને લાજ રાખવી આપના હાથમાં છે." બસ થોડીવારમાં જ–તત્કાલ કોઈ મોટો ઘોડેસ્વાર ઘોડો દોડાવતો દોડાવતો ત્યાં આવ્યો. તેણે ચોરોને ધમકાવ્યા તેથી ચોરો નિરુત્સાહી થઇને ચાલ્યા ગયા. પેલો ઘોડેસ્વાર બાઇને ગાડા સહિત શંખેશ્વરજીના ઝાંપા સુધી પહોંચાડીને ક્યાંઈ ચાલ્યો ગયો. આ કિસ્સો શંખેશ્વરજીના વૃદ્ધ પુરુષો પાસેથી મેં સાંભળીને અહીં આપ્યો છે.

(૨) યાત્રાળુઓ રસ્તો ભૂલ્યા હોય તેને પણ સહાય કરે છે. તે માટે તાજો જ દાખલો છે કે–**રાધનપુરના** શ્રાવકો **શેઠ હરગોવિંદ**............વગેરે રાત્રે **શંખેશ્વરજી** જતા હતા. અજવાળી રાત હતી, છતાં રસ્તો ભૂલ્યા. આડે રસ્તે ચાલતાં નદી આડી આવી. ગાડું કેમે લેખ ઉપર ચડે નહીં. સાવ નિરાશ થઈ ગયા. થોડી વાર પછી એકદમ હિંમત આવી અને ભારી ગાડાને હાથોહાથ લેખ ઉપર ચડાવી દીધું. પણ ઉપર

ચડ્યા પછી રસ્તો ન મળે મૂઝવણમાં પડ્યા થોડી વારમાં એક કાળો ઘોડેસ્વાર આવ્યો, તેણે કહ્યું કે તમે રસ્તો ભૂલ્યા છો, મારી પાછળ પાછળ આવજો તેની પાછળ પાછળ ઠેઠ શંખેશ્વરજીના ઝાંપામાં પહોંચ્યા, એટલામાં પેલો ઘોડેસ્વાર ક્યાંઈ અદૃશ્ય થઈ ગયો આ કિસ્સો જેમને બન્યો હતો તે શ્રાવક હરગોવિંદના મુખથી જ મેં સાંભળીને અહીં આપેલ છે

(૩) ઘણીવાર યાત્રાળુઓ અંધારી રાતે શંખેશ્વરજી આવતા હોય અને રસ્તો ભૂલવાથી ભય જેવું લાગતું હોય તો શંખેશ્વરજીના મંદિરના શિખર ઉપર જાણે સર્ચલાઈટ મૂકી હોય તેવો દીવો દેખાય છે અને તેનો પ્રકાશ ત્રણ ચાર ગાઉ સુધી પડે છે તેના અજવાળાથી યાત્રાળુઓ ગામમાં પહોંચી જાય છે ગામમાં પહોંચી ગયા પછી જુએ તો શિખર ઉપરનો દીવો કે તેનો પ્રકાશ કંઈ પણ મળે નહીં આ કિસ્સાને નજરે જોનાર શંખેશ્વરના વૃદ્ધ ચોકીદાર—રજપૂતો પાસેથી આ વાત મેં સાંભળીને અહીં લખી છે

(૪) શંખેશ્વર ગામ બહાર ઉત્તર દિશામાં સ્મશાન નજીક ઢાળમાં એક મોટો ખાડો છે પ્રાચીન કાળમાં આ ગામના રહીશ એક ગૃહસ્થની ગાય હમેશાં ચરીને ઘેર પાછા આવતી વખતે તે ખાડાને સ્થાને જતી, ત્યાં તેનું દૂધ ઝરી જતું ઘેર આવ્યા પછી દૂધ ન નીકળે, ગોવાળીઆ સાથે વખતો વખત તકરાર થતાં થોડા દિવસ પછી તે માટે ખાત્રી કરવા ગાયની પાછળ પાછળ બરાબર તપાસ રાખતાં તે ખાડાના સ્થાને આખું દૂધ ઝરી જતું જોયું એટલે ત્યાં કોઈ ચમ

ત્કારિક દેવ હોવાની લોકોને ખાત્રી થવાથી તે ખાડાવાળી જમીનને ખોદાવતાં ત્યાંથી શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુની મૂર્ત્તિ નીકળી. એટલે શ્રીસંઘે ગામમાં નવું દેરાસર (ગામમાં જૂના દેરાસરનું ખંડિયેર છે તે) કરાવીને તેમાં બિરાજમાન કરી.

(૫) આજથી પંદરેક વર્ષ પહેલાં ઝીંઝુવાડાથી શ્રીશંખેશ્વરજીની યાત્રા કરવા માટે એક સંઘ નીકળ્યો હતો. આ સંઘમાં ઘણાં ગાડાં અને ઘણાં માણસો હતાં. આ સંઘ નીકળ્યાની વાત દૂર દૂરનાં ગામોમાં પણ ફેલાઇ ગઈ હતી. ઝીંઝુવાડાથી શ્રીશંખેશ્વરજી ફક્ત આઠ જ ગાઉ થતું હોવાથી, સંઘનું પ્રયાણ દિવસે જ કરવાનું હોવાથી તથા એ તરફમાં ચોર-ડાકુના ઉપદ્રવનો ભય ઓછો હોવાથી સંઘપતિએ વિશેષ ચોકીદારો સાથે લેવાની વ્યવસ્થા કરી નહોતી. આ વાતની છેટેના ગામડાંઓના લૂંટારુઓને ખબર પડવાથી તેની એક ટોળી મળીને તેણે આ સંઘને લૂંટવાનો નિર્ણય કર્યો. જ્યારે આ સંઘ આદ્રિયાણા અને શંખેશ્વર વચ્ચે આવેલી નદી પાસે આવી પહોંચ્યો, તેટલામાં તે ધાડપાડુઓની હથીઆરબંધ ટોળીને આવતી જોઈને સંઘના માણસો ભય પામ્યા, અને શ્રીશંખેશ્વર પાર્શ્વનાથજીનું સ્મરણ કરવા લાગ્યા. ધાડપાડુઓ નજીક આવીને સંઘના માણસોને ડરાવવા તથા લૂંટવાની તૈયારી કરવા લાગ્યા. પરંતુ થોડીવારમાં જ ભાવપૂર્વક કરેલા સ્મરણથી શંખેશ્વરજીની દિશા તરફથી ઘોડેસ્વારોની એક ટુકડી આવી પહોંચી. તેણે ધાડપાડુઓને ખૂબ ધમકાવ્યા, તેથી ધાડપાડુઓ ભાગવા લાગ્યા, ઘોડેસ્વારોની ટુકડી તેની પાછળ ગઈ. ધાડપાડુઓ ભાગી ગયા અને ઘોડેસ્વારની ટુકડી

ક્યાં અદૃશ્ય થઈ ગઈ તેની ખબર પણ ન પડી. સંઘ શ્રીશંખેશ્વરજી પહોંચી ગયો અને ત્યાં સૌએ આનંદપૂર્વક યાત્રા–સેવા–પૂજા–દર્શનાદિનો લાભ લીધો.[1]

(૬) આચાર્ય **શ્રીમતિસાગરસૂરિજી** અને શ્રીમાન્ પં. **માનસાગરજી** આદિ મુનિરાજો સં. ૧૯૯૬ ની સાલનું ચોમાસું **પાટણ** પાસે આવેલ **ચાણસ્મા** ગામમાં રહ્યા હતા. ત્યાં તેમના વ્યાખ્યાનમાં ચાણસ્માની નજીકના ગામડાનો રહીશ એક જૈન પાટીદાર અવારનવાર વ્યાખ્યાન સાંભળવા આવતો હતો. તે વખતે તેમણે વ્યાખ્યાનમાં પ્રસંગોપાત્ત **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથજી**ના પ્રભાવનું વર્ણન કર્યું હતું. ચોમાસું પૂર્ણ થયા પછી તેઓ સર્વે વિહાર કરતાં કરતાં માઘ માસમાં હારીજ પધાર્યા હતા.

આ તરફથી પેલા પાટીદારને ઘેર એ અરસામાં તેનો કોઈ સગો–સંબંધી મહેમાન તરીકે આવ્યો હતો, તેની બન્ને આંખોમાં આવેલા મોતીયા પાકી ગયેલા હોવાથી તે કંઈ પણ દેખી શકતો નહોતો, તેમજ તેની આંખોમાં કંઈ રોગ હોવાથી ડૉકટરોએ તેના મોતીયા નહીં જ ઊતરી શકે એમ સ્પષ્ટ જણાવી દીધેલ હોવાથી તે ઘણો દુઃખી અને ચિંતાતુર હતો. ઘરધણી પાટીદારે તેને આશ્વાસન આપતાં **શ્રીશંખેશ્વરજી** તીર્થના પ્રભાવની વાત કરી; તેથી બન્ને જણની શ્રીશંખેશ્વરજી તીર્થની યાત્રા કરવાની ભાવના થવાથી શંખેશ્વરજી ગયા. ત્યાં શ્રદ્ધા અને ભક્તિપૂર્વક **શ્રીપાર્શ્વનાથ**

---

[1] આ વાત ( સંસારીપણામાં ઝીંઝુવાડાના વતની ) મુનિરાજ શ્રીભાનુવિજયજી પાસેથી સાંભળીને લખી છે.

પ્રભુજીની યાત્રા-સેવા-પૂજા કરીને તેઓ ખૂબ ખુશી થયા. પહેલા પાટીદારની સૂચનાથી બીજો (મોતીયાવાળો) પાટીદાર **શ્રીપાર્શ્વ** પ્રભુજીનાં **નમણુ-સ્નાનનું** જળ ત્રણ વાર પોતાની આંખોએ લગાડીને આંખોને ચોળવા લાગ્યો. ચોળતાં ચોળતાં તુરતજ-થોડી જ વારમાં બન્ને આંખોના નીકળી પડેલા ચણાની દાળ જેવડા મોતીયા પોતાના હાથમાં આવ્યા અને પોતે સાવ દેખતો થયો. ખુશી થયેલા તે બન્ને જણા ખૂબ આનંદ પૂર્વક યથાશક્તિ એ તીર્થની સેવા-ભક્તિનો લાભ લઇને પોતાને ગામ જવા માટે ત્યાંથી નીકળીને **હારીજ** આવ્યા. ત્યાં અગાઉથી પધારેલા આચાર્ય **શ્રીમતિસાગરસૂરિજી** મહારાજ આદિ મુનિરાજોનાં દર્શન થવાથી તેમની પાસે જઈ વંદના કરીને તે બન્ને પાટીદારોએ પોતે અનુભવેલા **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુજીના માહાત્મ્યની બધી વાત કહી દેખાડી. આ વાત સાંભળીને બધા બહુ ખુશી થયા. આ વાત થતી હતી તે વખતે પંન્યાસ **શ્રીમાનસાગરજી** પાસે બેઠેલા જ હતા અને તેમણે આ વાત સંપૂર્ણ સાંભળેલી હતી. તેમની પાસેથી **વળા** ગામમાં સાંભળીને આ ચમત્કારની વાત મેં અહીં આપેલ છે.

આ તીર્થના ચમત્કારોની આવી બહુ બહુ વાતો લોકોમાં ઘણી પ્રસિદ્ધ છે. તે બધી જો એકત્રિત કરવામાં આવે તો એક મોટું ખાસ્સું પુસ્તક ભરાય. આ ઉપરથી સહજમાં સમજી શકાય તેમ છે કે-આ તીર્થ અત્યંત પ્રાભાવિક અને ચમત્કારિક છે.

## પ્રકરણ આઠમું : અધિષ્ઠાયક દેવો

તીર્થંકર-વીતરાગ પ્રભુના શાસન-તીર્થની રક્ષા કરનાર અને ભક્તોનાં વિઘ્નો દૂર કરીને અભિષ્ટ મનોરથોને પૂર્ણ કરનાર દેવોને અધિષ્ઠાયક દેવો કહેવામાં આવે છે. શ્રીપાર્શ્વ પ્રભુના તીર્થની-શાસનની રક્ષા કરનાર તરીકે **પાર્શ્વયક્ષ**, નાગરાજ **ધરણેન્દ્ર** અને **પદ્માવતીદેવી** અતિ પ્રસિદ્ધ છે. પરંતુ તે સિવાય પણ બીજાં કેટલાંક દેવ-દેવીઓ **પાર્શ્વ** પ્રભુના અધિષ્ઠાયકો-સેવકો હોવાનું કેટલાક ગ્રંથો અને સ્તોત્રાદિમાં લખ્યું છે જેમકે-સ્તો. ૧ માં લખ્યું છે કે-"**પાર્શ્વયક્ષ, કમઠ, ધરણેન્દ્ર** વગેરે દેવો અને **પદ્માવતી, જયા, વિજયા, વૈરોટયા** તથા સોળ વિદ્યાદેવીઓ વગેરે દેવીઓ શ્રીપાર્શ્વ પ્રભુના અધિષ્ઠાયકો-સેવકો છે; તેમજ સ્તો. ૧૧ માં લખ્યું છે કે-૬૪ ઇંદ્રો, નાગરાજ ધરણેન્દ્ર, દસ દિક્પાલો, નવગ્રહો, યક્ષો, **વૈરોટયા, પદ્માવતી, જયા, અજિતા, વિજયા, અપરાજિતા** અને સોળ વિદ્યા દેવીઓ વગેરે દેવ-દેવીઓ શ્રીપાર્શ્વપ્રભુના અધિષ્ઠાયકો-સેવકો છે. આ બધા પાર્શ્વપ્રભુના અધિષ્ઠાયકો હોવાથી આ તીર્થની સેવા-ભક્તિ રક્ષાનો લાભ લે એ સંભવિત છે. પરંતુ વિશેષે કરીને આ તીર્થની રક્ષા કરવામાં, ભક્તોનાં વિઘ્નો દૂર કરવામાં, ભક્તોના વાંછિત પૂરવામાં, તીર્થનો મહિમા વધારવામાં અને ચમત્કારો દેખાડવામાં નાગરાજ ધરણેંદ્રે, પદ્માવતીદેવીએ અને **શ્રીવર્ધમાનસૂરિજીએ** (વ્યંતરદેવે) વધારે ભાગ લીધો હોય તેમ ગ્રંથકારો માને છે, અને તે

સંભવિત પણ છે, કેમકે–નાગરાજ ધરણેંદ્ર ઉપર પૂર્વ જન્મમાં **પાર્શ્વ** પ્રભુનો ઉપકાર, તેમજ ધરણેન્દ્ર અને પદ્માવતી દેવીએ જ શ્રીપાર્શ્વ પ્રભુની મૂર્ત્તિ પોતાના જિનાલયમાંથી શ્રીકૃષ્ણ વાસુદેવને આપેલી એ જ મૂર્ત્તિ અહીં બિરાજમાન હોવાથી, અને **શ્રીવર્ધમાનસૂરિજી** આ જ તીર્થના ધ્યાનથી વ્યંતરદેવ થયા છે, એટલે એઓ આ તીર્થની સેવા–ભક્તિ વધારે કરે તે બનવા યોગ્ય છે.

**શ્રીજિનહર્ષગણી**એ વિ. સં. ૧૪૯૭માં સંસ્કૃત ભાષામાં રચેલ "શ્રીવસ્તુપાલચરિત્ર"માં લખ્યું છે કે-**વૃદ્ધ** (વડ) ગચ્છાધિપતિ, **સંવિજ્ઞપાક્ષિક** (સંવેગી) શિરોમણિ, ચારિત્રપાત્ર **શ્રીવર્ધમાનસૂરિજી**નો[1] ઉપદેશ સાંભળીને મહામાત્ય **વસ્તુપાલ–તેજપાલે શ્રીશંખેશ્વર** તીર્થનો સંઘ કાઢ્યો હતો, અને **શંખેશ્વર પાર્શ્વ** પ્રભુના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. ત્યારબાદ કાળક્રમે **શ્રીવીર** પ્રભુના શાસનને ઉદ્યોત કરનાર મહામાત્ય **વસ્તુપાલ** સ્વર્ગવાસી થવાથી, જૈનશાસનના સ્તંભ સ્વરૂપ મહાપુરુષનો અભાવ થયેલો જોઇ શ્રીવર્ધમાનસૂરિજી મહારાજને વિશેષ વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તેમણે નિરંતર 'આચામ્લ વર્ધમાન તપ' શરૂ કર્યું. સંઘે પારણું કરવા માટે ઘણો આગ્રહ કરવા છતાં શ્રીશંખેશ્વર તીર્થ પર વિશેષ ભક્તિના કારણે તેઓશ્રીએ શ્રીશંખેશ્વર પાર્શ્વ પ્રભુનાં દર્શન કર્યા પછી જ પારણું કરવાનો દૃઢ અભિગ્રહ કર્યો. શ્રીશંખેશ્વરજીના ધ્યાનથી નિર્વિઘ્ને તપ પૂરું થતાં સંઘ

---

[1] શ્રીમાન્ જગતચંદ્રસૂરીશ્વરજી મહારાજાને ચિતોડના મહારાણાએ વિ. સં. ૧૨૮૫ માં **તપા** બિરુદ આપ્યું, તે વખતે આ. શ્રી **વર્દ્ધમાનસૂરીશ્વરજી** મહારાજ વિદ્યમાન હતા.

સાથે (ઘણું કરીને પાટણનો સંઘ હશે) તેઓશ્રી શ્રીશંખેશ્વરજીની યાત્રાએ જવા નીકળ્યા.

વૃદ્ધાવસ્થા અને મોટી તપસ્યાથી આચાર્યશ્રીનું શરીર અતિ દુર્બલ થઈ ગયું હોવાથી અને તે વખતે તાપ સખ્ત પડતો હોવાથી રસ્તામાં તેઓશ્રી એક ઝાડ નીચે વિશ્રાંતિ લેવા બેઠા, ત્યાં જ તેઓશ્રીનું આયુષ્ય પૂર્ણ થઈ જવાથી શ્રીશંખેશ્વરજીના ધ્યાનમાં ને ધ્યાનમાં જ કાળધર્મ (મૃત્યુ) પામવાથી તેઓ આસન્નભવી–નજીકમાં જ મોક્ષગામી હોવા છતાં વ્યંતરદેવપણે ઉત્પન્ન થયા, અને શ્રીશંખેશ્વરજી તીર્થના અધિષ્ઠાયક દેવ થયા. (સ્તો. ૧૮–૧૯).[1]

આ સિવાય નાગરાજ **ધરણેન્દ્ર** અને **પદ્માવતીદેવી** આ તીર્થની નિત્ય સેવા કરે છે, હમેશાં સાનિધ્યમાં રહે છે, પરચા પૂરે છે, ભક્તોનાં વિઘ્નો દૂર કરે છે, પર્વના દિવસોમાં તેઓ પૂજન કરે છે અને તેમણે આ તીર્થનો મહિમા ઘણો વધાર્યો છે વગેરે વગેરે તો ઘણાં સ્તોત્ર–સ્તવનાદિમાં લખ્યું છે.[2] તેમાંના કેટલાંકમાં સાથે **પાર્શ્વયક્ષ**નું પણ નામ આપેલું છે.

આ પ્રમાણે અધિષ્ઠાયક દેવો જે તીર્થની સાનિધ્યમાં રાત–દિવસ રહેતા હોય તે તીર્થ અધિક મહિમાવંતું હોય તેમાં કંઈ આશ્ચર્ય નથી.

---

૧ કાંઈક ઓછા–વધતા પ્રમાણમાં પણ આ હકીકતને લગભગ મળતી જ હકીકત સ્તો. ૨૩, ૩૧, ૩૨ અને ૧૪૪ માં પણ આપેલી છે.

૨ જુઓ સ્તો૦ ૨૪, ૫૨, ૫૯, ૬૧, ૬૩, ૬૪, ૬૫, ૬૭, ૬૮, ૮૦, ૯૭, ૯૮, ૧૦૫, ૧૧૪, ૧૨૪ થી ૧૩૧, ૧૩૮, ૧૪૯, ૧૫૧, ૧૫૫, ૧૫૭, ૧૫૮, ૧૫૯, ૧૬૧, ૧૬૨.

## પ્રકરણ નવમું : યાત્રા

**શ્રીશંખેશ્વરપાર્શ્વનાથ** પ્રભુજીનું આ તીર્થ અતિ પ્રસિદ્ધ અને મહાપ્રાભાવિક હોવાથી અહીંની યાત્રા કરવા માટે અનેક સંઘો આવ્યા હશે, હજારો સાધુ–સાધ્વીજીઓએ અને લાખો શ્રાવક–શ્રાવિકાઓએ અહીંની યાત્રા કરી હશે, છતાં મને ગ્રંથો–સ્તવનો વગેરેમાંથી યાત્રા કરનારાઓના જે જે ઉલ્લેખો મળ્યા છે, તેની ટૂંકી નોંધ અહીં આપવી ઉચિત ધારું છું.

**સંઘ સાથે મુનિરાજો:—**

જે સંઘોમાં આચાર્યો, મુનિરાજો અને સાધ્વીજીઓ વગેરે હોવાનો ઉલ્લેખ છે, તે આ પ્રમાણે છે:

(૧) વૃદ્ધ (વડ) ગચ્છાધિપતિ શ્રીમાન્ **વર્ધમાનસૂરિજી** મહારાજાદિ મુનિમંડળ અને સંઘ સાથે મહામાત્ય **વસ્તુપાલ–તેજપાલે** આ તીર્થની ભક્તિપૂર્વક યાત્રા કરી, સઘપતિનાં દરેક કાર્યો કર્યાં અને તેમણે આ દેરાસરનો જીર્ણોદ્ધાર કરાવ્યો ( સ્તો. ૧૮ )

(૨) મહામાત્ય **વસ્તુપાલ–તેજપાલના** સ્વર્ગવાસ પછી ઉપર્યુક્ત **શ્રીવર્ધમાનસૂરિજી** મહારાજ સંઘ સાથે આ તીર્થની યાત્રા કરવા પધારતાં માર્ગમાંજ કાળધર્મ પામ્યા–સ્વર્ગવાસી થયા (સ્તો૦ ૧૯)

(૩) સંઘવી **દેસલે** ગુરુ સાથે ચતુર્વિધ સંઘ સહિત અહીંની યાત્રા કરીને મહોત્સવપૂર્વક સંઘપતિનાં સર્વ કૃત્યો કર્યાં. ( સ્તો. ૨૨ )

(૪) ઉપાધ્યાય શ્રી**ઉદયરત્નજીએ** **ખેડાથી** નીકળેલા ચતુર્વિધ સંઘ સાથે વિ. સં. **૧૭૫૦ની આસપાસમાં અહીંની** યાત્રા કરી.

(૫) **ધામી**[1] **વીરજીએ** કાઢેલા ચતુર્વિધ સંઘ સાથે **તપાગચ્છીય** નાયક શ્રી**વિજયસેનસૂરિજી** ( બીજા ), શ્રી**વિજયધર્મસૂરિજી**, ઉપાધ્યાય શ્રી**રાજવિજયજી**, **અમૃતવિજયજી** વગેરે ઘણા યતિઓએ આ તીર્થની વિ. સં. ૧૮૩૦ ના માઘ વદિ ૯ ને દિવસે યાત્રા કરી. (સ્તો. ૬૭).

(૬) **વીસલનગરના**[2] સંઘ સાથે પં. શ્રી**ઉત્તમવિજયજીના** શિષ્ય પં. શ્રી**પદ્મવિજયજીએ** સં. ૧૮૩૪ના માગશર વદિ ૫ શુક્રવારે આ તીર્થની યાત્રા કરી (સ્તો. ૮૫)

(૭) **તપાગચ્છના** શ્રીપૂજ્ય શ્રી**વિજયજિણંદ**

---

૧ આ સંઘ, કયા ગામથી નીકળેલો ? તે આમાં કંઈ લખ્યું નથી. પરંતુ અત્યારે પણ **રાધનપુરમાં ધામી જેસીંગલાલ નેમચંદ** વગેરે ધામી કુટુંબ વસે છે. કદાચ તેમના પૂર્વજોએ આ સંઘ કાઢ્યો હોય.

૨ આ **વીસલનગર** તે ગુજરાતમાં મહેસાણા પાસે આવેલું **વીશનગર** અથવા તો નાની મારવાડમાં એરણપુરારોડ સ્ટેશન પાસે આવેલું **વીશલપુર** હોવું જોઈએ.

(જિનેંદ્ર) સૂરિજીએ કૃષ્ણુવિજયજીશિષ્ય રંગવિજયજી વગેરે પરિવાર સાથે અહીંની યાત્રા કરીને વિ. સં. ૧૮૫૨ના માઘ સુદ ૭ સોમવારે; આસપાસનાં તમામ ગામોના મહાજન–સંઘને બોલાવીને સમજાવીને તેઓનો પરસ્પરનો વિરોધ મટાડી બધાને ભેગા બેસાડી જમાડીને સંપ કરાવ્યાનો યશ લીધો. (સ્તો. ૯૧)

(૮) સંઘવી **મૂલચંદના** પુત્ર **માણેકશા** અને **શ્રીમાળી ઇચ્છાચંદે** ગુજરાત (પ્રાયઃ **અમદાવાદ**)થી કાઢેલ ચતુર્વિધ સંઘ સાથે પં. શ્રી**શુભવિજયજી** શિષ્ય પં. શ્રી**વીરવિજયજી** મહારાજે આ તીર્થની યાત્રા સં. ૧૮૭૭ ના માગશર વદિ ૧ ને દિવસે કરી. (સ્તો. ૯૩)

(૯) શેઠ **મોતીશાહ**ના સમયમાં **અમદાવાદના નાનામાણેક**ના પુત્ર સંઘવી **પ્રેમચંદ વીરચંદે** કાઢેલ ચતુર્વિધ સંઘ સાથે ઉપર્યુક્ત પં. શ્રી**વીરવિજયજી** મહારાજે વિ. સં. ૧૮૭૮ના ફાગણ વદિ ૧૩ને દિવસે આ તીર્થની યાત્રા કરી. તે વખતે ગુજરાતમાંથી ગામેગામના સંઘો અહીં યાત્રાર્થે આવ્યા હતા. (સ્તો. ૯૪)

(૧૦) **રાધનપુર**થી સંઘપતિ **શિવચંદભાઈ**એ કાઢેલા ચતુર્વિધ સંઘ સાથે શ્રીમાન્ **આત્મારામજી** (**વિજયાનંદસૂરીશ્વરજી**) મહારાજે શ્રી**હર્ષવિજયજી** મહારાજા આદિ પરિવાર સાથે સં. ૧૯૪૭ના કારતક વદિ ૫ને દિવસે આ તીર્થની યાત્રા કરી. (સ્તો૦ ૧૨૩)

ગૃહસ્થસંઘો :—

જે સંઘો સાથે આચાર્યો કે મુનિરાજો હોવાનો ઉલ્લેખ નથી તે આ છેઃ–

(૧) 'શ્રીવીરવંશાવલી' નામની પટ્ટાવલીમાં લખ્યું છે કે મહારાજા **સંપ્રતિ** આ તીર્થની વખતોવખત સંઘ સાથે યાત્રા કરતા હતા.[૧]

(૨) મહામાત્ય **વસ્તુપાલ–તેજપાલ**, આબુ ઉપર વિ. સં. ૧૨૮૭માં **લૂણવસહી** મંદિરની બહુ જ ધામધૂમથી પ્રતિષ્ઠા કરીને પાછા ફરતાં સંઘ સાથે **ચંદ્રાવતી, પાલણપુર, સત્યપુર** ( **સાચોર** ) થઈને **શ્રી શંખેશ્વરજી** તીર્થની યાત્રા કરીને **ધોળકા** ગયા. (સ્તો. ૨૦)

(૩) **શ્રીશત્રુંજય** તીર્થના પંદરમા ઉદ્ધારની પ્રતિષ્ઠા કરાવીને પાછા ફરતાં વિ. સં. ૧૩૭૧માં **સમરાશાહ** અને તેમના ભાઈ **સહજાશાહ ઓસવાલ** સંઘ સાથે વઢવાણ,

---

૧ "સંપ્રતિ રાજા; ૧ શ્રી સિદ્ધગિરિ, ૨ રેવંતગિરિ, ૩ શ્રીશંખેશ્વર, ૪ નંદિય, ૫ બ્રાહ્મણવાટક રથજાત્રાદિ પ્રમુખ મહાતીર્થ જાણી વર્ષમાંહિ વાર ચ્યાર સંઘપતિ હુઈ જાત્રાનો લાભ કમાવે." –' શ્રીવીરવંશાવલી.' ' ( જૈનસાહિત્યસંશોધક ) ' ખંડ ૧ અંક ૩, પૃ૪.૮

( આમાં, સંપ્રતિ મહારાજા, ઉપરોક્ત તીર્થોની સંઘ સાથે પ્રત્યેક વર્ષમાં ચાર વખત યાત્રા કરતા હોવાનું લખ્યું છે. પણ એ તો, રેલ્વે આદિ સાધનોના અભાવવાળા એ સમયમાં અને મહાપ્રવૃત્તિવાળા સંપ્રતિ રાજાને માટે બનતું સર્વથા અશક્ય જણાય છે. પરંતુ આ ઉપરથી એટલું અનુમાન જરૂર થઈ શકે કે મહારાજા સંપ્રતિ, ઉપર્યુક્ત વગેરે તીર્થોની અવાર નવાર યાત્રા જરૂર કરતા હશે અને કોઈ કોઈ વાર સંઘ સાથે પણ યાત્રા જરૂર કરતા હશે. )

**માંડલ**, **પાડલા**[1] થઈને **શ્રીશંખેશ્વરજી** તીર્થની હર્ષપૂર્વક યાત્રા કરીને અહીંથી **પાટણ** ગયા (સ્તો૦ ૧૩૬)

(૪) વિ સ ૧૬૫૮મા, ૧૨૦૦ ગાડા, ૭૦૦ ઘોડા અને ઊંટ-સવારો, અને અનેક સુભટોથી યુક્ત સંઘવી **હેમરાજે** કાઢેલ સઘ મારવાડથી અહીં યાત્રાર્થે આવ્યો (સ્તો ૩૭)

(૫) ગામેગામના અનેક સઘો અહીં યાત્રા કરવા આવે છે ( સ્તો ૬ શ્લો ૬૩ થી ૬૭, સ્તો ૬૬, ૬૮, ૯૬, ૧૧૧, ૧૧૨, ૧૨૩, ૧૨૯, ૧૪૯, ૧૫૭)

---

૧ કૃષ્ણ-જરાસ વના યુદ્ધમા શ્રીકૃષ્ણના સૈન્યની રક્ષા કરતા **શ્રીઅરિષ્ટનેમિકુમારે** જે ઠેકાણે શખ વગાડીને તથા રથ ફેરવીને લાખ્ખો રાજાઓને જીત્યા હતા, તે જગ્યાએ **પાડલા** ગામમા શ્રી-કૃષ્ણે મદિર બધાવીને તેમા **શ્રીનેમિનાથ** પ્રભુજીની મૂર્ત્તિ સ્થાપન કરી હતી (સ્તો૦ ૨૨)

**પાડલા** ગામમા કન્નઉજ-કનોજના રાજાએ બધાવેલ દેરાસરમા **શ્રીનેમિનાથ** પ્રભુજીની અતિ પ્રાચીન પ્રતિમાજીને નમસ્કાર હો ! (સ્તો૦ ૧૪)

**સમરાશાહ** અને તેમના ભાઇ **મહુજાશાહ**, **શત્રુજયના** જીર્ણોદ્ધારની પ્રતિષ્ઠા કરાવીને ત્યાથી પાછા ફરતા **પાડલા** ગામમા **જીવિત સ્વામી શ્રીનેમિનાથ** ભગવાનને નમીને-યાત્રા કરીને ત્યાથી **શ ખેશ્વરજી** ગયા (સ્તો૦ ૧૩૬)

આ **પાડલાગામ શ ખેશ્વરજીથી** અગ્નિ ખૂણામા ૪૧ માઈલ દૂર વિદ્યમાન છે આને લોકો **પાગ્લા** પણ કહે છે આ ગામમા હમણા સુધી જૈન દેરાસર હતુ થોડા વર્ષો પહેલા જ જૈનોની વસ્તીનો અભાવ થવાથી અહીંની મૂર્તિઓ **શ ખેશ્વરજી** કે મુજપુરમા પધરાવી દીધી છે

મુનિરાજોઃ—

(૧) તપાગચ્છનાયક શ્રીમાન્ હીરવિજયસૂરીશ્વરજી મહારાજ, શ્રીવિજયસેનસૂરીશ્વરજી મહારાજ, શ્રી વિજયદેવસૂરીશ્વરજી મહારાજ અને શ્રીવિજયપ્રભસૂરીશ્વરજી મહારાજ વગેરે પરિવાર સહિત આ તીર્થની યાત્રાએ અનેકવાર પધાર્યા હતા.

(૨) ઉપર્યુક્ત શ્રીમાન્ વિજયસેનસૂરીશ્વરજી મહારાજ પરિવાર સાથે વિ. સં. ૧૬૫૮ માં પાટણથી યાત્રાર્થે અહીં પધાર્યા હતા. અહીંથી વિહાર કરી ગિરિનાર વગેરેની યાત્રા કરીને નવીનનગર (જામનગર)માં ચોમાસું કરીને પાછા સં. ૧૬૫૯ માં અહીંની યાત્રા કરીને અમદાવાદ જઈને ચોમાસું કર્યું હતું. (સ્તો. ૩૭).

(૩) શ્રીમાન્ વિજયસેનસૂરીશ્વરજી મહારાજના બીજા પટ્ટધર શ્રીવિજયતિલકસૂરિજી મહારાજના પટ્ટધર શ્રીવિજયાનંદસૂરિજીએ (સં. ૧૬૭૬માં સૂરિપદ) આ તીર્થની આનંદપૂર્વક પાંચ વાર યાત્રા કરી હતી.

(૪) શ્રીપુણ્યકલશ ઉપાધ્યાયે વિ. સં. ૧૭૦૮ ના માગશર વદિ ૧૨ ને દિવસે આ તીર્થની યાત્રા કરી હતી. (સ્તો. ૧૧૩).

(૫) મહામહોપાધ્યાય શ્રીમાન્ યશોવિજયજી મહારાજ[1] આ તીર્થ પર અતિ ભક્તિ ધરાવતા હતા અને તેઓ

---

૧ શ્રીમાન્ મહામહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજ ભારે વિદ્વાન્ હતા. તેમણે ઘણા ગ્રંથો રચ્યા છે. તેમનો ગ્રંથરચનાકાળ લગભગ વિ. સં. ૧૭૩૨ થી ૧૭૪૪ સુધીનો હોવાનું જણાય છે. વિ. સં. ૧૭૪૫માં ડભોઈમાં તેઓ સ્વર્ગવાસી થયા હતા.

સપરિવાર આ તીર્થની યાત્રા કરવા અહીં પધાર્યા હતા.

(૬) ઉપાધ્યાય શ્રીલાવણ્યવિજયજીના શિષ્ય શ્રીનિ-ત્યવિજયજીએ સં. ૧૭૪૫ ના શ્રાવણ વદિ ૧૩ ને દિવસે આ તીર્થની યાત્રા કરી હતી ( સ્તો. ૪૬ ).

(૭) પં. **વિનયકુશલ**શિષ્ય, પં. **કીર્તિકુશલ**શિષ્ય, પં. **જ્ઞાનકુશલ** વગેરેએ બહુ દૂર દેશથી આવીને આ તીર્થની યાત્રા કરી હતી ( સ્તો. ૧૩૯ ).

(૮) પં.શ્રી**ઉત્તમવિજય**જીના શિષ્ય, પં.શ્રી**પદ્મવિજ-યજી** ગણીએ આ તીર્થની **૨૧ વાર** પ્રેમપૂર્વક યાત્રા કરી હતી ( સ્તો. ૧૪૨ ).

(૯) શ્રીપુણ્યસૂરિજીના શિષ્ય શ્રી**મોતીસાગર**જીએ ચૈત્રી પૂનમે આ તીર્થની યાત્રા કરી હતી ( સ્તો. ૬૬ ).

**ગૃહસ્થો:—**

(૧) વિ. સં. ૧૩૦૮ માં મહામંત્રી **તેજપાલ** પોતાના કુટુંબ સાથે ( કદાચ સંઘ પણ સાથે હશે જ ) શ્રીશંખેશ્વ-રજી તીર્થની યાત્રા કરવા જતાં માર્ગમાં **ચંદ્રોન્માનપુર** (ચંદૂર)[1] માં તેમનું આયુષ્ય પૂર્ણ થતાં સ્વર્ગવાસી થઇ ગયા.

---

૧ આ ચંદૂર, શ્રીશંખેશ્વરજીથી ઉત્તર દિશામાં ૭ માઇલની દૂરી પર આવેલું છે. રાધનપુર સ્ટેટનું ગામ છે, અને તે **મોટી ચંદૂર** અથવા તો **રાથવી ચંદૂર** એ નામથી ઓળખાય છે. અહીં હાલમાં બસો વર્ષમાં થયેલું શિખરબંધી એક ભવ્ય દેરાસર અને તેની પાસે એક જૂનો ઉપાશ્રય છે. બીજો એક ઉપાશ્રય ગામમાં છે, તે મકાન નાનું અને કાચું–માટીનું છે. આ ગામમાં હાલમાં, શ્રાવકનું ફક્ત

તેથી ગુજરાતના મહારાજાની આજ્ઞા–મંજૂરી લઈને મહામંત્રી વસ્તુપાલના પુત્ર જૈત્રસિંહે ત્યાં (ચંદૂરમાં) હાથી–ઘોડાઓની રચના સહિત અને તોરણોયુક્ત અતિમનોહર જિનાલય, સરોવર, ધર્મશાલા, દાનશાલા વગેરે મહામાત્ય તેજપાલના પુણ્યાર્થે કરાવ્યું (સ્તો. ૧૯).

(૨) શ્રીવિજયદેવસૂરિના સમકાલીન (અઢારમી સદીનો પ્રારંભ) અમદાવાદના નગરશેઠ શ્રીમાન્ શાંતિદાસ શેઠે આ તીર્થની યાત્રા કરી હતી. વગેરે વગેરે.

આ પ્રકરણના છેલ્લા ત્રણ પેટા વિષયો (ગૃહસ્થસંઘો, મુનિરાજો અને ગૃહસ્થો)ની વિગત આપી છે તેમાં ગૃહસ્થ-સંઘોની સાથે અને સંઘ વિનાના ગૃહસ્થોની સાથે, સંઘો નહીં જ હોય, એમ ચોક્કસ રીતે કહી શકાય નહીં; હોય પણ ખરા. પરંતુ મને તો ગ્રંથો–સ્તવનો વગેરેમાંથી જેવા પ્રકારના ઉલ્લેખો મળ્યા એ પ્રમાણે જ અહીં આપેલ છે.

---

એક જ ઘર છે. સં. ૧૮૦૨ માં આ દેરાસરનો પાયો નંખાયો ત્યારે અહીં શ્રાવકોનાં ૬૦ ઘર હતાં. તે પહેલાં અહીં ઘરદેરાસર હતું એમ લોકો કહે છે. અહીંના દેરાસરમાં મૂળ નાયક ઉપર જે પરિકર છે તે વધારે પ્રાચીન હોવાનું જણાય છે.

## પ્રકરણ દશમું : જીર્ણોદ્ધાર

### ૧ મંત્રી સજ્જન શેઠનો ઉદ્ધાર.

બીજા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે આ **શંખેશ્વર** ગામમાં વિ. સં. એક હજારની આસપાસમાં પણ શ્રાવકોનાં ઘરો, દેરાસર, ઉપાશ્રય વગેરે હતું. તેમજ આચાર્યવર્યો, મુનિવર્યો, વગેરે અહીં પધારતા હતા, અને ચોમાસાં પણ કરતા હતા. પરંતુ હું ધારું છું ત્યાં સુધી આ તીર્થનો આ યુગમાં વિશેષ મહિમાવંતો ઐતિહાસિક કાળ વિ. સં. ૧૧૫૫ થી શરૂ થાય છે. તે પહેલાં, શ્રીવીરનિર્વાણ પછી શંખેશ્વરજીના મંદિરનો જીર્ણોદ્ધાર કોઇએ કરાવ્યો હોય તેવો ઉલ્લેખ કોઈ પણ ગ્રંથોમાં મારા જોવામાં આવ્યો નથી. કદાચ **શંખેશ્વર પાર્શ્વ** પ્રભુજીની આ મૂર્તિ પહેલાં કોઈ પણ કારણથી જમીનમાં ભંડારી દીધી હોય અને પછી તે વિ. સં. ૧૧૫૦ ની આસપાસમાં જમીનમાંથી પ્રગટ થઈ હોય તો એ પણ સંભવિત છે. સં. ૧૧૫૫ ના જીર્ણોદ્ધારો સંબંધી કંઈ પણ ઉલ્લેખો નહીં મળવામાં કદાચ આ પણ મુખ્ય કારણ હોય.

સ્તો. ૫૦, કડી ૧૫ માં **વિક્રમ** અને **ભોજરાજાએ** સુંદર ઉદ્ધારો કરાવ્યા એમ લખ્યું છે, પરંતુ એ તો શ્રીપાર્શ્વ પ્રભુજીનાં બીજાં તીર્થો માટે લખ્યું હોય તેમ લાગે છે, ખાસ **શંખેશ્વરજી** માટે લખ્યું હોય તેમ જણાતું નથી.

**ચૌલુક્ય** (સોલંકી) મહારાજાધિરાજ **સિદ્ધરાજ જયસિંહે** ગુજરાતના પાટનગર **અણહિલ્લપુર પાટણની**

રાજ્યગાદી વિ. સં. ૧૧૫૦ થી ૧૧૯૯ સુધી ('પ્રબંધચિન્તામણિ' પ્રમાણે) શોભાવી હતી. તે વખતે સોલંકીઓની જાહોજલાલી પુરજોસમાં હતી [સિદ્ધરાજ જયસિંહની આજ્ઞા ઘણા દેશોમાં પ્રવર્તતી હતી. તેમના બુદ્ધિશાળી મુખ્ય મંત્રીઓમાં શૂરવીર અને ન્યાયસંપન્ન **સજ્જનશેઠ**[1] નામનો પણ એક મંત્રી હતો. તે મહારાજા સિદ્ધરાજ જયસિંહનો ઘણો વિશ્વાસુ અને પ્રેમપાત્ર હતો. મહારાજા સિદ્ધરાજ જયસિંહે, સર્વ રીતે યોગ્ય જાણી, તેને પાછળથી સોરઠનો દંડનાયક-સૂબો નીમવાથી તે હોદ્દા ઉપર તે કેટલાંક વર્ષો સુધી સોરઠ દેશમાં રહેલ. તે દરમ્યાન તેમણે **ગિરિનાર** ઉપરના જીર્ણ થઈ ગયેલા **શ્રીનેમિનાથ** પ્રભુના મંદિરનો સુંદર રીતે જીર્ણોદ્ધાર કરાવીને તેની વિ. સં. ૧૧૮૫ માં પ્રતિષ્ઠા કરાવી હતી. તે પહેલાં સૂરિપુંગવોના ઉપદેશથી તેના સાંભળવામાં આવેલ કે-" **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુજીની મૂર્તિ ઘણી પ્રાચીન અને ચમત્કારિક છે." તેથી તે શ્રીશંખેશ્વરજી તીર્થની યાત્રા કરવા ગયેલ અને ત્યાર પછી તેમણે ત્યાં આ તીર્થના જીર્ણોદ્ધારરૂપે નવેસરથી દેવવિમાન જેવું મનોહર મંદિર બંધાવીને તેમાં શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીની મૂર્તિ પધરાવીને વિ. સં. ૧૧૫૫ માં તેની પ્રતિષ્ઠા[2] કરાવી. આ પ્રતિષ્ઠાસમયે

---

૧ આ સજ્જનશેઠ ક્યાંના રહેવાસી હતા ? તે ચોક્કસ રીતે જાણી શકાયું નથી. સ્તો૦ ૫૦માં તે સૂર્યપુરના રહેવાસી હોવાનું લખ્યું છે, તેથી કદાચ તે સમયમાં વિદ્યમાન સૂર્યપુર ગામના તેઓ પહેલાં રહેવાસી હોય અને પછીથી મહારાજા સિદ્ધરાજ જયસિંહની સેવા માટે પાટણ આવીને રહ્યા હોય.

૨ જુઓ. સ્તો૦ ૩, ૨૪A, ૨૪B, ૪૬, ૫૦.

કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યજીના ગુરુવર્ય શ્રીદેવચંદ્ર-સૂરિજી મહારાજ ત્યાં ઉપસ્થિત હતા એમ જણાય છે, અને તેથી કદાચ તેમના જ ઉપદેશથી સજ્જનશેઠે આ જીર્ણોદ્ધાર કરાવ્યો હોય એમ લાગે છે.

શ્રીકૃષ્ણે શંખપુરમાં શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીની મૂર્તિ પધરાવ્યા પછી ઘણા લાંબા કાળ સુધી ત્યાં પૂજાયા બાદ દુશ્મન રાજાઓના ભયથી કે ગમે તે કારણે એ મૂર્ત્તિ જમીનમાં ભંડારી દીધી હોય અને કાળક્રમે વિ. સં. ૧૧૫૦ ની આસપાસમાં એ મૂર્ત્તિ જમીનમાંથી[1] પ્રકટ થઇ હોય, અથવા તો શ્રી શંખેશ્વર પાર્શ્વપ્રભુનું દેરાસર બહુ જ જીર્ણ થઈ ગયું હોય, ગમે તે કારણ હોય પરંતુ પાછળથી સોરઠના દંડનાયક થયેલ મંત્રી સજ્જનશેઠે અહીં જીર્ણોદ્ધાર જ કરાવ્યો છે એમ નહીં, પણ આ તીર્થના જીર્ણોદ્ધાર રૂપે ખાસ નવીન પ્રાસાદ બંધાવીને તેમાં શ્રીશંખેશ્વર પાર્શ્વપ્રભુ-જીની મૂર્ત્તિ પધરાવીને પ્રતિષ્ઠા કરાવી હોય એમ સ્તો. ૩ શ્લો. ૬; સ્તો. ૨૪ A શ્લો. ૩૯; સ્તો. ૨૪ B શ્લો. ૬; સ્તો. ૪૬ કડી ૨૩ વગેરે ઉપરથી સ્પષ્ટ રીતે જાણી શકાય છે.

---

૧ શંખેશ્વર ગામની ઉત્તર દિશાના ઝાંપા બહાર આવેલા ખારસોલ નામના તળાવના પશ્ચિમ તરફના કિનારા ઉપર ઝંડકુવો એ નામથી પ્રસિદ્ધિ પામેલો અને જૂનો એક મોટો ખાડો હાલમાં મોજૂદ છે. તેમાંથી શંખેશ્વર પાર્શ્વનાથપ્રભુજીની મૂર્ત્તિ નીકળ્યાનું ગામના લોકો કહે છે અને માને છે. પરંતુ આ ખાડો ૮૫૦ વર્ષ જેટલો જૂનો હોય તેમ જણાતું નથી.

## ૨ મહામાત્ય વસ્તુપાલ-તેજપાલનો ઉદ્ધાર.

ગુજરાતના મહારાજાધિરાજ **ભીમદેવ** બીજાના મહામાત્ય, પાટણનિવાસી, પોરવાડજ્ઞાતીય, શૂરવીર, દાનવીર, ધર્મવીર **વસ્તુપાળ-તેજપાળે** વૃદ્ધ(વડ)ગચ્છાધિપતિ સંવિજ્ઞપાક્ષિક (સવેગી) શ્રીમાન્ **વર્ધમાનસૂરિજી**ના મુખથી શ્રીશ**ંખેશ્વર પાર્શ્વનાથ** તીર્થનો અદ્ભુત મહિમા સાભળીને મોટા ઠાઠમાઠથી સઘ કાઢીને તે સૂરિજીની સાથે શ્રીશંખેશ્વરજીની યાત્રા કરી હતી ત્યા તેમણે મહોત્સવપૂર્વક દર્શન-પૂજન વગેરે કરીને સઘપતિના દરેક કાર્યો કર્યા હતા ત્યાર પછી તે મંદિરને ઘણુ જીર્ણ થઇ ગયેલુ જોઇને તે મદિરનો તેમણે જીર્ણોદ્ધાર કરાવીને સાવ નવા મદિર જેવુ કરાવ્યુ, તેને ફરતી બાવન જિનાલયની દેરીઓ ઉપર સોનાના કળશો ચડાવ્યા,[1] અને તેમણે વિ સ ૧૨૮૬ પછીના નજીકના સમયમા તે જીર્ણોદ્ધારની પ્રતિષ્ઠા શ્રીમાન્ **વર્ધમાનસૂરી**શ્વરજી મહારાજ વગેરે સુવિહિત આચાર્યો પાસે કરાવી

આ જીર્ણોદ્ધાર અને તેની પ્રતિષ્ઠામા મહામાત્ય **વસ્તુપાળ-તેજપાળે** બે લાખ રૂપિયા ખર્ચ્યા હતા [2] આ

૧ જુઓ શ્રીજિનહર્ષગણીવિરચિત 'શ્રીવસ્તુપાલચરિત્ર', પ્રસ્તાવ ૭, શ્લોક ૨૮૪ થી ૨૮૭ (સ્તો૦ ૧૮) અને "જૈન શ્વે કૉ હેરલ્ડ' (જુલાઇ-ઑક્ટોબર ૧૯૧૫) પૃ ૩૭૨મા તથા 'જૈન સાહિત્ય સશોધક' ભા ૧ અ૦ ૧-૪ મા છપાયેલ જૂની પટ્ટાવળી (વીરવશાવળી)

૨ શ્રીજિનવિજયજીસપાદિત 'પ્રબધકોશ' પરિ૦ ૧, મત્રી વસ્તુપાળકૃત સુકૃતસૂચિ જુઓ

પ્રમાણે મહામાત્યો વસ્તુપાળ અને તેજપાળની આ તીર્થ ઉપર પૂર્ણ શ્રદ્ધા-ભક્તિ હોવાથી તેઓ વખતોવખત અહીં આવીને પ્રભુભક્તિ કરતા હતા.

## ૩ રાણા દુર્જનશલ્યનો ઉદ્ધાર.

ઝંઝૂપુર (ઝીંઝુવાડા-કાઠિયાવાડ)ના રાણા **દુર્જનશલ્યને** મહાદુષ્ટ કોઢ રોગ થયો હતો. **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુજીની આરાધના કરવાથી તેનો કોઢ નષ્ટ થયો, કંચનવર્ણી કાયા થઈ, તેથી પ્રસન્ન થઈને રાણા દુર્જનશલ્યે શ્રીશંખેશ્વરજીના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવીને તેને દેવવિમાન જેવું કરાવ્યું.[1]

"જગડૂચરિત" મહાકાવ્ય સર્ગ ૬ (શ્લો. ૪૦)માં લખ્યું છે કે-"**પૂર્ણિમા** પક્ષના **શ્રીપરમદેવસૂરિજીએ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુજીની આરાધના કરીને વિ. સં. ૧૩૦૨ની આસપાસમાં મહારાણા **દુર્જનશલ્યના** કોઢ રોગને મટાડ્યો. તેથી ઉક્તસૂરિજીના ઉપદેશથી રાજા દુર્જનશલ્યે શ્રીશંખેશ્વરજીના પ્રાસાદનો જીર્ણોદ્ધાર કરાવ્યો."

---

૧. જુઓઃ સ્તો૦ ૩, ૨૪A, ૨૪B, ૪૦, ૪૬, ૫૦. સ્તો૦ ૫૦ ની કડી ૧૭-૧૮ માં લખ્યું છે કે-"વિ. સ. ૧૧૫૫ માં ઝંઝુપુરના રાજા **દુર્જનશલ્ય** અને સૂર્યપુરના **સજ્જનશેઠે** ભેગા મળીને ઘણી લક્ષ્મી ખર્ચીને આ મંદિરને દેવવિમાન જેવું બનાવ્યું." પરંતુ આ વાત સંગત (ઠીક) જણાતી નથી. કેમકે ઉપરોક્ત બીજા પ્રાચીન ગ્રંથો અને સ્તોત્રોમાં પહેલાં મંત્રી **સજ્જનશેઠે** અને ત્યાર પછી મહારાણા **દુર્જનશલ્યે** અનુક્રમે જીર્ણોદ્ધાર કરાવ્યાના ઉલ્લેખો છે. વળી તે બન્નેના સમયમાં લગભગ દોઢસો વર્ષનું અંતર છે.

ઉપરોક્ત ' જગડૂચરિત 'માં આપેલા સંવત અનુસારે મહામાત્ય **વસ્તુપાળ-તેજપાળ**ના જીર્ણોદ્ધાર પછી થોડાં જ ૧૫-૨૦ વર્ષોમાં જ આ જીર્ણોદ્ધાર થયો ગણાય. તે વખતે મંત્રી **તેજપાળ** વિદ્યમાન હતા. તેમની વિદ્યમાનતામાં દુશ્મન રાજાઓનાં આક્રમણોથી આ તીર્થને નુકશાન થવાની સંભાવના થતી નથી. કદાચ કુદરતને લઈને કંઈ નુકશાન થયું હોય, તેને સુધરાવ્યું હોય અથવા આ તીર્થમાં તેમણે કંઈ નવું કામ કરાવ્યું હોય, અથવા તો પલાસ્તર-રંગ-રોગાનાદિ સામાન્ય જીર્ણોદ્ધાર કરાવ્યો હોય એમ લાગે છે.

મહામાત્ય **વસ્તુપાલ-તેજપાલ** અને **દુર્જનશલ્ય**ના જીર્ણોદ્ધારો પછી આ જિનાલય થોડાં જ વર્ષો સુધી વિદ્યમાન રહ્યું. ત્યાર પછી કાળક્રમે ચૌદમી શતાબ્દિના ઉત્તરાર્ધમાં ગુજરાત, મુસલમાન બાદશાહોના હાથમાં ગયું તે વખતે, **અલાઉદ્દીનખીલજી**ની અથવા ત્યારપછીના મુસલમાન બાદશાહોની ફોજોનાં આક્રમણોથી આ મંદિરનો નાશ થયો, પરંતુ તે વખતે મૂળ નાયકજીની અસલ મૂર્તિને શ્રીસંઘે ભૂમિમાં ભંડારી દીધી.

પહેલાં ઉપરોક્ત મંદિર ગામની બહાર હશે એમ લાગે છે. હાલ વિદ્યમાન **શંખેશ્વર** ગામની બહાર થોડે છેટે દટાઈ ગયેલા મકાન જેવો જણાતો માટીનો મોટો ઢગલો દેખાય છે. એ અસલ-મૂળ મંદિર હોવાનું ગામના કેટલાક લોકો કહે છે. તે વાત સાચી હોય તેમ લાગે છે.[1] કેમકે ત્યાર

---

૧ ઇતિહાસતત્ત્વવેત્તા શ્રીજિનવિજયજી પણ આ જ પ્રમાણે માને છે. જુઓ "પ્રાચીન જૈન લેખ સંગ્રહ" ભાગ બીજો, શંખેશ્વર તીર્થના લેખોનું અવલોકન, પૃષ્ઠ ૩૩૫.

પછી શ્રીમાન્ **વિજયસેનસૂરીશ્વર**જી મહારાજના ઉપદેશથી સાવ નવેસરથી ગામમાં મંદિર બન્યું છે, જેની હકીકત નીચે આપવામાં આવે છે.

**ઝંડકૂવો**

ગામના ઉત્તર દિશા તરફના ઝાંપાની બહાર આવેલ **ખારસોલ** તળાવના પશ્ચિમ દિશા તરફના કિનારા ઉપરના મેદાનમાં એક ઠેકાણે શેષશાયી શ્રીકૃષ્ણની ખાસ પથ્થરમાં બનેલી પ્રાચીન લાંબી સૂતેલી મૂર્ત્તિ છે, ઘણી જીર્ણ થઈ ગયેલ છે, શેષનાગની ફણા ઉપર શ્રીકૃષ્ણ સૂતેલ છે, તેમના પગ પાસે **લક્ષ્મી**દેવી બેઠેલ છે, તેની પાસે દાસીઓની મૂર્ત્તિઓ કોતરેલ છે. તેની પાસેની એક ગોળ પત્થરવાળી મૂર્ત્તિમાં વચ્ચે એક દેવ અને તેની બન્ને બાજુએ એક એક દેવીની મૂર્ત્તિઓ કોતરેલી છે. તેની પાસે એક ખારા પથ્થરની અને એક આરસની પાદુકા-જોડી છે. ક્યાંઇથી મળી આવેલ હશે, ત્યાંથી લાવીને અહીં મૂકેલ હશે એમ જણાય છે. તેની આજુબાજુમાં પુરુષોના તથા સતીઓના પાળિયા વગેરે છે. તેની નજીકમાં એક દટાઈ ગયેલી વાવ હોવાનું લોકો કહે છે. આ મેદાનમાં જૂનાં મકાનોના પાયા વગેરેની નિશાનીઓ દેખાય છે.

ત્યાંથી થોડું આગળ જતાં જેમાંથી શ્રી**શંખેશ્વર પાર્શ્વ** પ્રભુની મૂર્ત્તિ નીકળ્યાનું કહેવાય છે, તે ખાડો આવે છે. આ ખાડો જૂનો હોય એમ જણાય છે. તે ખાડાને અહીંના લોકો **ઝંડકૂવો** એ નામથી ઓળખે છે.

એવી દંતકથા છે કે–"અહીંના રહીશ એક જણની એક

ગાય હમેશાં જંગલમાંથી ચરીને ઘેર આવતી વખતે આ ખાડાના સ્થાને જતી, ત્યાં તેનું બધું દૂધ ઝરી જતું. ચોક્કસ તપાસ કરતાં આ ઝકડૂવાના સ્થાને તે ગાયનું દૂધ ઝરતું જોઇ, અહીં કોઈ ચમત્કારિક દેવની મૂર્તિ હોવી જોઇએ એમ જાણીને લોકોએ તે સ્થાને ખૂબ ઊંડુ ખોદતાં તેમાંથી **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુની મૂર્તિ નીકળી " આ દંતકથા પ્રમાણે અથવા ગમે તે રીતે **શ્રીશંખેશ્વર પાર્શ્વપ્રભુજીની** મૂર્તિ જમીનમાંથી પ્રકટ થઇ, તેનાં દર્શન કરીને લોકો ઘણા જ ખુશી થયા, સઘમાં વાત ફેલાણી, ગામોગામથી સઘો અને મનુષ્યોના ટોળેટોળા દર્શન કરવા માટે આવવા લાગ્યાં હવે નવું મંદિર બધાવવાની વાત ચર્ચાવા લાગી

## ૪ શ્રીવિજયસેનસૂરિ પ્રતિષ્ઠિત–ઉદ્ધાર.

ચર્ચાના પરિણામે શ્રીસઘે, **તપાગચ્છદાદા શ્રીમાન્ હીરવિજયસૂરીશ્વરજી** મહારાજના પટ્ટધર **શ્રીમાન્ વિજયસેનસૂરીશ્વરજી** મહારાજના સદુપદેશથી **શંખેશ્વર** ગામની મધ્યમાં (હાલમાં ગામની અદર જૂના મંદિરનું ખડિયેર ઊભુ છે તે) બાવન જિનાલય યુક્ત શિખરબધી સુદર મંદિર બધાવ્યું[1] મદિર તૈયાર થતા શ્રીસંઘે તેની

૧ ગામની અદરના ભાગમા આ દેરાસરનું ખડિયેર જે હાલ ઊભુ છે, તેની વચ્ચેથી મૂલ મદિરનો બધો ભાગ સાવ કાઢી નાખીને સાફ મેદાન કરેલ છે એટલે તેમાથી એક પણ શિલાલેખ મૂલ મદિરનો મળી શક્યો નથી તેથી આ મદિર કોઇ એક ગૃહસ્થે બધાવ્યુ હતુ કે સમસ્ત સઘે મળીને બધાવ્યુ હતું ? તે કંઈ પણ જાણી શકાયુ નથી પરતુ 'શ્રીવિજયપ્રશસ્તિ' મહાકાવ્ય અને તેની ટીકા, 'શ્રી વિજયદેવસૂરિમાહાત્મ્ય', તેમજ 'તપાગચ્છપટ્ટાવલી' વગેરેમાથી



નઢવાળી ધર્મશાળા

જિનમંદિરની ડાબી બાજૂ આવેલ વિશાળ ધર્મશાળાનું દૃશ્ય આ ધર્મશાળામાં પેસતા નવો ઉપાશ્રય આવે છે જે આ ચિત્રમાં ઓરડીઓની બે પંક્તિઓની વચ્ચે દેખાય છે આ ધર્મશાળાના ચોકમાં બોરીંગ હોવાથી તેને બોરીંગવાળી ધર્મશાળા પણ કહે છે જુઓ પ્રકરણ ૧૩, પૃ ૧૦૯ ૧૧૦

મહોત્સવપૂર્વક શ્રીમાન્ **વિજયસેનસૂરીશ્વરજી** મહારાજ પાસે પ્રતિષ્ઠા કરાવી.[1] (સ્તો. ૨૫, ૩૬)

**આ મંદિરની રચના.**

આ (જૂનું) મંદિર, પશ્ચિમ સન્મુખનું અર્થાત્ તેમાં બિરાજમાન મૂળ નાયકજીનું મુખ પશ્ચિમ દિશા સામે હતું. આ મંદિર, શિખરબંધી મૂલ ત્રણ ગભારા, ગૂઢમંડપ, સભામંડપ અને બાવન જિનાલય યુક્ત બનેલું હતું. ભમતીની

---

મળી આવેલા ઉલ્લેખોથી સ્પષ્ટ રીતે જાણી શકાય છે કે–આ મંદિર શ્રીમાન્ **વિજયસેનસૂરિજી** મહારાજના ઉપદેશથી બંધાયું હતુ અને તેની પ્રતિષ્ઠા તેઓશ્રીએ જ કરી હતી. જો ઉપર્યુક્ત ગ્રંથોમાંથી માત્ર આટલા ઉલ્લેખો પણ ન મળ્યા હોત તો આ વાત પણ અંધારામાં રહી જાત–જાણી ન શકાત. **એટલે જૂનાં મંદિરોને સાવ વિસર્જન કરતી વખતે તેમાંના શિલાલેખોના પથ્થરો કાળજીપૂર્વક કઢાવી લઈને તેને અમૂલ્ય ઝવેરાતની માફક સાચવી રાખવા જોઈએ.**

[1] શ્રીમાન્ **વિજયસેનસૂરીશ્વરજી** મહારાજે આ મંદિરની પ્રતિષ્ઠા ક્યા સંવતમાં કરી તે ચોક્કસ રીતે જાણી શકાયુ નથી. પરંતુ તેઓશ્રી આચાર્યપદ પર પ્રતિષ્ઠિત હતા તે અરસામાં એટલે કે વિ. સં. ૧૬૨૮ થી સં. ૧૬૭૨ ની વચ્ચેની કોઈ પણ સાલમાં પ્રતિષ્ઠા કરી હોવી જોઇએ. તેમાંય વળી આ દેરાસરની ભમતીની દેરીઓની બારશાખો પર દેરીઓ કરાવનારાઓના વિ. સં. ૧૬૫૨ અને ત્યાર પછીની સાલોના લેખો ખોદેલા મોજૂદ છે (જુઓ પરિશિષ્ટ ૧.) તે ઉપરથી આ મંદિરની શ્રીમાન્ **વિજયસેનસૂરિજી** મહારાજે વિ. સં. ૧૬૫૨ માં જ અથવા તો તે પહેલાં નજીકના સમયમાં જ પ્રતિષ્ઠા કરી હોય એવા નિર્ણય ઉપર આવી શકાય છે.

દેરીઓમાં ઉત્તર તરફ બે, દક્ષિણ તરફ બે અને પૂર્વ તરફની લાઈનમાં વચ્ચે એક, એમ કુલ પાંચ મોટા ગભારા (ભદ્રપ્રાસાદ) તથા ૪૪ દેરીઓ બનેલ હતી. તે દરેક ગભારા અને પ્રત્યેક દેરીઓ ઉપર પણ શિખર બનેલાં હતાં. મૂલ ત્રણે ગભારા, ત્રણે શિખરો, બન્ને મંડપો, તેના ઉપરના ગુમ્મજો અને ભમતીની દેરીઓ છત સુધી ખારા પથ્થરથી તથા દેરીઓનાં બધાં શિખરો, દીવાલો, દેરીઓના ગુમ્મજો વગેરે ઈંટોથી બનેલાં હશે એમ જણાય છે. ઈંટોના કામ ઉપર ચૂનાનું પલાસ્તર કરેલું હતું. પલાસ્તરમાં કોઈ કોઈ ઠેકાણે સુંદર નકશી કરેલી હતી. આવું સુંદર મંદિર બનેલું હોવા છતાં કાળની વિચિત્ર ઘટનાથી કહો કે મુસલમાન બાદશાહોના પ્રકોપથી કહો, આ મંદિર પૂરાં એંસી વર્ષ પણ વિદ્યમાન રહી શક્યું નહીં.

ભંગ—

**મોગલ** બાદશાહ **ઔરંગઝેબ** દિલ્લીની ગાદીએ બેઠા પછી તેના રાજ્યકાળ લગભગ વિ. સં. ૧૭૧૫ થી ૧૭૬૪ વચ્ચેના કોઈ વર્ષમાં તેની આજ્ઞાથી[૧] તે વખતના **અમદાવાદના** સૂબાએ **શંખેશ્વરજી**ની નજીકમાં આવેલ

૧ મોગલ પાતશાહ ઔરંગઝેબના વખતમાં તેના ગુજરાત (અમદાવાદ)ના સૂબાના હાથ નીચે રાધનપુરમાં મુસલમાન હાકેમ રહેતો હતો. તેના તાબાનું (હાલમાં રાધનપુર સ્ટેટનું) **મુંજપુર** ગામ તે વખતે શહેર ગણાતું હતું. તેને ફરતો કોટ હતો. તે વખતનો તેનો ઠાકોર સરદાર **હમીરસિંહ** તે સમયમાં શૂરવીર ગણાતો હતો. તેણે **અમદાવાદ**ના સૂબાની ફોજ સાથે યુદ્ધ કર્યું હતું. તેણે ઘણી ટક્કર ઝીલી પણ અંતે તેમાં તેનો પરાજય થયો હતો.

**મુંજપુર** કસ્બાના ઠાકોર સરદાર **હમીરસિંહને** તાબે કરવા માટે મુંજપુર ઉપર ફોજ મોકલી હતી. તે ફોજે સરદાર **હમીરસિંહ** ઉપર વિજય મેળવીને ત્યાંથી પાછા ફરતાં તેણે **શંખેશ્વરજીનું** આ મનોહર મંદિર તોડી નાંખ્યું, કેટલીક મૂર્તિઓ હાથમાં આવી તેને ખંડિત કરી નાંખી,[1] પરંતુ

---

૧ 'ગુજરાતનાં ઐતિહાસિક સાધનો' ભાગ ૧-૨માં લખ્યું છે કે-

"**માનાજી ગાંધારીઓ** નામના વાણિયાએ નવ લાખ રૂપિયા ખરચીને **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથજીનું** દેવાલય બંધાવ્યું હતું. આ દેવાલયનાં શિખર ૩ તથા ઘુમ્મટ પત્થરનાં અને આથમણે મોઢે હતાં. તેને ફરતી પ્રદક્ષિણાની શિખરબંધી દેરીઓ જુદા જુદા ધણીએ કરાવી હોય એમ જણાય છે. કારણ કે તેની બારશાખા ઉપર કોઈમાં સં. ૧૬૬૮ તથા કોઈમાં સં. ૧૬૭૨ એ રીતે લખેલું છે.

પછી આશરે સં. ૧૭૦૦ની સાલમાં **અમદાવાદના** પાતશાહની ફોજ અહીં આવી હતી. તેનો કારભારી વહોરો હતો. તે હિંદુઓનાં દેવસ્થાનોનું અપમાન કરતો હતો. તેણે એ દેહરામાં ગૌહત્યા કરી, તેથી તે દેહરું ખાલી કરીને **શંખેશ્વરજીની** મૂર્તિઓ વાણિયાઓએ લઈને ભોંયરામાં કેટલાંએક વર્ષો સુધી રાખી, પછી એક ઓરડામાં રાખી હતી.

પછી સં. ૧૭૫૧ની સાલમાં; **જૈન શ્વેતાંબરી હુંબડ** જ્ઞાતિનો એક વાણિયો હતો, તેના બાપ-દાદાનું કરાવેલું એક દેહરું ખાલી હતું, તે સુધરાવીને તેમાં ઉક્ત મૂર્તિ પધરાવી. પછી **પાટણના** સંઘે તે ઘણું સુધાર્યું, તથા મંડપ, પ્રદક્ષિણા વગેરે રોજ રોજ થતું ગયું.

હાલ **શંખેશ્વરની** ઉપજ તથા ખર્ચની સંભાળ **રાધનપુરના** શાહુકાર મશાલીયા રાખે છે."

ઉક્ત ગ્રંથના વિદ્વાન લેખક આ હકીકત, બારોટ **ફતેસિંહે**

ત્યાંના સંઘે અગમચેતી વાપરીને મૂલનાયક શ્રીશંખેશ્વરજીની મૂર્તિને ભોંયરામાં સંતાડી દીધેલી તેથી તે બચી ગઈ. આ કીસ્સો લગભગ વિ. સં. ૧૭૨૦ થી ૧૭૪૦ સુધીમાં બન્યો

---

કોઈને કરાવેલી નોંધને આધારે લખેલી છે. એટલે આમાં કદાચ સંવતોમાં થોડો-ઘણો ફેરફાર હશે, પરંતુ આમાં આપેલી હકીકત જાતિ અનુભવની હોવાથી વિશેષ સત્યાંશવાળી હોય એમ લાગે છે. આમાંથી કંઈક નવું જાણવાનું પણ તારવી શકાય તેમ છે.

ઉપરોક્ત પુસ્તકમાં ગંધારનિવાસી **માનાજી** નામના શ્રાવકે શ્રીશંખેશ્વરજીનું મંદિર બંધાવ્યાનું લખ્યું છે, અને તે હકીક્ત **શંખેશ્વરના** બારોટ **ફતેહસિંહ** પાસેથી મળેલી તેથી સાચી હોવાની સંભાવના થઇ શકે છે. એટલે શ્રીમાન્ **વિજયસેનસૂરિજી** મહારાજે પ્રતિષ્ઠિત કરેલું આ દેવાલય **તપાગચ્છદાદા** શ્રીમાન્ **હીરવિજય-સૂરીશ્વરજી** મહારાજના પટ્ટધર શ્રીમાન્ **વિજયસેનસૂરિજી** મહારાજના ઉપદેશથી કદાચ ઉક્ત ગંધારનિવાસી, **માનાજી** શ્રાવકે જ બંધાવ્યું હોય. ગંધારના શ્રાવકો સુખી, ધનાઢ્ય અને ઉક્ત બન્ને આચાર્ય-વરો પર પરમભક્તિ ધરાવનારા હતા.

ઉપરોક્ત પુસ્તકમાં બાદશાહની ફોજ આવ્યાનો ( એટલે આ મંદિરનો ભંગ થયાનો ) સંવત આશરે ૧૭૦૦ લખેલ છે, તેને બદલે વિ. સં. ૧૭૨૦થી ૧૭૪૦ની આસપાસની કોઈ સાલ હોવી જોઇએ. કેમકે **આગમગચ્છીય મહિમાસૂરિજીએ** વિ. સં. ૧૭૨૨માં રચીને પૂર્ણ કરેલી "ચૈત્યપરિપાટી" ઢાળ પહેલી, કડી ૫-૬ (સ્તો. ૧૪૦)માં તે વખતે **શંખેશ્વર** ગામમાં પૂરવના દેરાસરમાં ૧૪૨ જિનબિંબો હોવાનું લખ્યું છે. કવિએ શ્રીશંખેશ્વરજી તીર્થની યાત્રા સં. ૧૭૨૦ની આસપાસમાં કરી હોવી જોઇએ. એટલે ત્યાંસુધી તો આ દેરાસર વિદ્યમાન હોવું જ જોઈએ. ત્યારપછી એટલે સંવત

હોય તેમ જણાય છે. અર્થાત્ એ અરસામાં આ મંદિરનો ભંગ–નાશ થયો.

## ખંડિયેરની સ્થિતિ:—

પશ્ચિમ સન્મુખનું અને બાવન જિનાલયવાળું આ મંદિર પણ વિશાળ હતું. મંદિરને મુસલમાની ફોજે તોડી નાંખ્યા પછી ઘણાં વર્ષો બાદ આ મંદિરની જમીન ઉપયોગમાં લેવા માટે અથવા તો તેના પત્થરો કામમાં લેવા માટે તેમાં વચ્ચે મૂળ ગભારો, ગૂઢમંડપ અને સભામંડપ આદિ જે હશે તે બિલકુલ કાઢી નાખીને સાફ મેદાન કરેલ છે. એટલે પહેલાં અહીં મૂલ ગભારો, ગૂઢમંડપ વગેરે શું શું હતું તે કાંઈ જાણી શકાયું નથી. પરંતુ અહીંના જૂના મુનીમ **વાડીલાલ**-ભાઈએ જમીન ખોદાવીને તપાસ કરતાં જણાયું કે–જમીનમાં

---

૧૭૨૦થી ૧૭૪૦ સુધીના કોઈ વર્ષમાં આ મંદિરનો નાશ થયો હોય એમ લાગે છે.

ઉપર્યુક્ત તીર્થમાલામાં 'પૂરવના દેહરામાં'. એમ કહેલું છે, તેનું કારણ એ જણાય છે કે-જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક હુંબડ જ્ઞાતિના કોઈ શ્રાવકે બંધાવેલ એક નાનું દેરાસર તે વખતે પશ્ચિમ (આથમણી બાજુ)માં વિદ્યમાન હતું. પણ તે, તે વખતે ખાલી હતું. નહિ તો તે દેહરાની પણ બિંબસંખ્યા ઉપર્યુક્ત તીર્થમાલામાં આપી હોત. આ ખાલી દેરાસર, હાલ વિદ્યમાન નવા દેરાસરના કંપાઉંડના બજાર ઉપરના મુખ્ય દરવાજાની બહાર રાજમાર્ગ ઉપર જેનું બારણું પડે છે એ જ હોવું જોઈએ. આ દેહરું પશ્ચિમમાં હોવાથી અને તેની અપેક્ષાએ ઉપરોક્ત જૂનું દેરાસર પૂર્વમાં હોઈ તેને 'પૂરવનું દેહરું' કહ્યું હોય એમ જણાય છે.

દેરાસરના પાયા મોજૂદ છે. એટલે મૂળ ગભારો વગેરે આ મેદાનમાં વચ્ચે જ હતું, એ ચોક્કસ થાય છે.

ભમતીની બધી દેરીઓનાં ખંડિયેરો હજુ ઊભાં છે. લગભગ બધી દેરીઓની બહારની ભીંતો, બારશાખ, ઓશરીના સ્તંભો અને ઉપરનાં શિખરોનો થોડો ઘણો ( કોઈમાં ચાર આની, કોઈમાં આઠ આની તો કોઈમાં બાર આની ) ભાગ હજુ સાબૂત ઊભો છે. ઘણીખરી દેરીઓની બારશાખો હજુ લાગેલી છે. છતાં દરેકનો થોડો ઘણો ભાગ તો અવશ્ય પડી ગયો છે. બધી દેરીઓ અને ગભારાનો છત સુધીનો ભાગ ખારા પત્થરનો બનેલો હતો. વચ્ચેની દીવાલો અને શિખરો ઈંટોનાં બનેલાં હતાં. મોટા ગભારા વગેરેની દીવાલોમાં કરેલ ચૂનાના પલાસ્તરમાં સુંદર નકશી કરેલી હતી. તેના નમૂના હજુ કેટલેક ઠેકાણે મોજૂદ છે. બધી દેરીઓની આગળની ઓશરી, તેની છત, મુખ્ય દરવાજો અને ગામ તરફનો દરવાજો વગેરે ભાગ સાવ પડી ગયો છે. મુખ્ય અને ગામ તરફના દરવાજાને સ્થાને હાલમાં દીવાલ ચણાવી લઈને ગામ તરફના દરવાજાને સ્થાને તે કંપાઉંડમાં આવવા જવા માટે બારણું મૂકીને એ કંપાઉંડનો કબજો કરી લીધો છે. આ કંપાઉંડ અહીંના **જૈન શ્વેતાંબરી** કારખાનાના તાબામાં છે.

**તેના લેખો:—**

આ જૂના મંદિરની ભમતીની લગભગ દરેક દેરીઓ અને ગભારાની બારશાખો પર વિ. સં. ૧૬૫૨ થી ૧૬૯૮ સુધીના લેખો છે. તેમાંના ત્રણ ગભારાના લેખો કાંઇક મોટા,

વ્યવસ્થિત અને સંસ્કૃત ભાષામાં છે. બાકીની દેરીઓના લેખો સાવ ટૂંકા અને લગભગ ચાલુ જેવી ગુજરાતી ભાષાના છે. આ બધા લેખોમાં સંવત ઉપરાંત દેરીઓ કરાવનાર કે તેમાં મૂર્તિઓ પધરાવનારના કુટુંબના માણસોનાં નામો જ માત્ર આપેલ છે, કોઇ કોઈમાં તેના ગામનું નામ આપેલ છે. પરંતુ પ્રતિષ્ઠા કરનાર આચાર્ય કે મુનિરાજનું નામ કોઈ પણ લેખમાં આપેલું નથી. મૂલ મંદિરના લેખોમાં આપેલું હશે તેથી આ લેખોમાં નહીં આપ્યું હોય તેમ જણાય છે.

ઉપરોક્ત દેરાસર તૂટ્યા પછી શ્રીશંખેશ્વર **પાર્શ્વનાથ** પ્રભુજીની મૂર્ત્તિ કેટલાક સમય સુધી ભોંયરામાં રાખવામાં આવી હતી. મુસલમાની ફોજોનો ભય દૂર થયા પછી ભોંયરામાંથી બહાર લાવીને **મુંજપુર** કે **શંખેશ્વર**ના ઠાકોરોએ કેટલાક વખત સુધી પોતાના કબજામાં રાખી હશે અને તેઓ અમુક રકમ લીધા પછીજ યાત્રાળુઓને દર્શન કરાવતા હશે. ત્યારપછી શ્રીમાન્ **વિજયસેનસૂરિજી** મહારાજના પટ્ટધર શ્રી**વિજયદેવસૂરિજી** મહારાજના પટ્ટધર (શ્રી**વિજયસિંહસૂરિજી** મહારાજના શિષ્ય) શ્રી**વિજયપ્રભસૂરિજી** મહારાજના ઉપદેશથી, શ્રીસંઘના આગેવાનોના પ્રયાસથી યા તો કવિવર ઉપાધ્યાય શ્રી**ઉદયરત્નજી**એ કરેલી સ્તુતિથી થયેલા ચમત્કાર પછી તેમના ઉપદેશથી, શ્રીશંખેશ્વર **પાર્શ્વનાથ** પ્રભુજીની મૂર્ત્તિ શ્રીસંઘને સોંપાણી હોય તેમ જણાય છે. તે વખતે મૂળનાયકજીની આ મૂર્તિને શ્રીસંઘે, નવા દેરાસરની સામેની લાઇનમાં સીપાઈઓને રહેવાનાં મકાનો છે, તેમાંના મુખ્ય ઓરડાનું બારણું નવા દેરાસરના કંપાઉંડના મુખ્ય

દેરાસરના પાયા મોજૂદ છે. એટલે મૂળ ગભારો વગેરે આ મેદાનમાં વચ્ચે જ હતું, એ ચોક્કસ થાય છે.

ભમતીની બધી દેરીઓનાં ખંડિયેરો હજુ ઊભાં છે. લગભગ બધી દેરીઓની બહારની ભીંતો, બારશાખ, ઓશરીના સ્તંભો અને ઉપરનાં શિખરોનો થોડો ઘણો (કોઈમાં ચાર આની, કોઈમાં આઠ આની તો કોઈમાં બાર આની) ભાગ હજુ સાબૂત ઊભો છે. ઘણીખરી દેરીઓની બારશાખો હજુ લાગેલી છે. છતાં દરેકનો થોડો ઘણો ભાગ તો અવશ્ય પડી ગયો છે. બધી દેરીઓ અને ગભારાનો છત સુધીનો ભાગ ખારા પત્થરનો બનેલો હતો. વચ્ચેની દીવાલો અને શિખરો ઈંટોનાં બનેલાં હતાં. મોટા ગભારા વગેરેની દીવાલોમાં કરેલ ચૂનાના પલાસ્તરમાં સુંદર નકશી કરેલી હતી. તેના નમૂના હજુ કેટલેક ઠેકાણે મોજૂદ છે. બધી દેરીઓની આગળની ઓશરી, તેની છત, મુખ્ય દરવાજો અને ગામ તરફનો દરવાજો વગેરે ભાગ સાવ પડી ગયો છે. મુખ્ય અને ગામ તરફના દરવાજાને સ્થાને હાલમાં દીવાલ ચણાવી લઈને ગામ તરફના દરવાજાને સ્થાને તે કંપાઉંડમાં આવવા જવા માટે બારણું મૂકીને એ કંપાઉંડનો કબજો કરી લીધો છે. આ કંપાઉંડ અહીંના **જૈન શ્વેતાંબરી** કારખાનાના તાબામાં છે.

**તેના લેખો:—**

આ જૂના મંદિરની ભમતીની લગભગ દરેક દેરીઓ અને ગભારાની બારશાખો પર વિ. સં. ૧૬૫૨ થી ૧૬૯૮ સુધીના લેખો છે. તેમાંના ત્રણ ગભારાના લેખો કાંઈક મોટા,

વ્યવસ્થિત અને સંસ્કૃત ભાષામાં છે. બાકીની દેરીઓના લેખો સાવ ટૂંકા અને લગભગ ચાલુ જેવી ગુજરાતી ભાષાના છે. આ બધા લેખોમાં સંવત ઉપરાંત દેરીઓ કરાવનાર કે તેમાં મૂર્તિઓ પધરાવનારના કુટુંબના માણસોનાં નામો જ માત્ર આપેલ છે, કોઇ કોઈમાં તેના ગામનું નામ આપેલ છે. પરંતુ પ્રતિષ્ઠા કરનાર આચાર્ય કે મુનિરાજનું નામ કોઈ પણ લેખમાં આપેલું નથી. મૂલ મંદિરના લેખોમાં આપેલું હશે તેથી આ લેખોમાં નહીં આપ્યું હોય તેમ જણાય છે.

ઉપરોક્ત દેરાસર તૂટ્યા પછી શ્રીશંખેશ્વર **પાર્શ્વનાથ** પ્રભુજીની મૂર્તિ કેટલાક સમય સુધી ભોંયરામાં રાખવામાં આવી હતી. મુસલમાની ફોજોનો ભય દૂર થયા પછી ભોંયરામાંથી બહાર લાવીને **મુંજપુર** કે **શંખેશ્વર**ના ઠાકોરોએ કેટલાક વખત સુધી પોતાના કબજામાં રાખી હશે અને તેઓ અમુક રકમ લીધા પછીજ યાત્રાળુઓને દર્શન કરાવતા હશે. ત્યારપછી શ્રીમાન્ **વિજયસેનસૂરિજી** મહારાજના પટ્ટધર શ્રી**વિજયદેવસૂરિજી** મહારાજના પટ્ટધર (શ્રી**વિજયસિંહસૂરિજી** મહારાજના શિષ્ય) શ્રી**વિજયપ્રભસૂરિજી** મહારાજના ઉપદેશથી, શ્રીસંઘના આગેવાનોના પ્રયાસથી યા તો કવિવર ઉપાધ્યાય શ્રી**ઉદયરત્ન**જીએ કરેલી સ્તુતિથી થયેલા ચમત્કાર પછી તેમના ઉપદેશથી, શ્રીશંખેશ્વર **પાર્શ્વનાથ** પ્રભુજીની મૂર્તિ શ્રીસંઘને સોંપાણી હોય તેમ જણાય છે. તે વખતે મૂળનાયકજીની આ મૂર્તિને શ્રીસંઘે, નવા દેરાસરની સામેની લાઇનમાં સીપાઈઓને રહેવાનાં [illegible]
મુખ્ય ઓરડાનું બારણું નવા દેરાસરના [illegible]

## પ્રકરણ અગિયારમું : નવું મંદિર

ઘણું કરીને **વિજયસેનસૂરિજી** મહારાજના પટ્ટધર **શ્રીવિજયદેવસૂરિજી** મહારાજના પટ્ટધર (શ્રીવિજયસિંહ-સૂરિજીના શિષ્ય) શ્રીવિજયપ્રભસૂરિજી મહારાજના ઉપદેશથી શ્રીસંઘે તૈયાર કરાવેલ આ નવીન જિનાલયના મૂળ ગભારો અને ગૂઢમંડપ વગેરે તૈયાર થઇ જતાં શ્રીસંઘે કરેલા મહોત્સવપૂર્વક મૂલનાયકજી **શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુજીની મૂર્તિને તેમાં બિરાજમાન કરવામાં આવી. તેની પ્રતિષ્ઠા સં. ૧૭૬૦ની આસપાસમાં પ્રાયઃ ઉપર્યુક્ત શ્રીમાન્ **વિજય-પ્રભસૂરિજી** મહારાજના પટ્ટધર શ્રીવિજયરત્નસૂરિજીએ કરી હોય એમ જણાય છે.[1] ત્યારપછી થોડા જ વખતમાં ભમતીની દેરીઓ પણ બની હોય એમ લાગે છે. કેમકે

---

૧ આ નવું દેરાસર કોના ઉપદેશથી કોણે અને ક્યારે બંધાવ્યું, તેમજ તેની પ્રતિષ્ઠા કોણે અને ક્યારે કરી? તે સંબંધીનો એક પણ લેખ આ દેરાસરમાંથી મળ્યો નથી. તેમ તે સંબંધી કોઈ ગ્રંથ–સ્તવનાદિમાંથી પણ કશો ઉલ્લેખ મને મલ્યો નથી. એટલે આ વાત સાવ અંધારામાં જ રહી જવા પામી છે. ગામમાં જૂના મંદિરનું ખંડિયેર ઊભું છે, તે જિનાલયની પ્રતિષ્ઠા શ્રીમાન્ **વિજયસેનસૂરિજી** મહારાજે કરાવેલી અને તેમના જ ઉપદેશથી તે મંદિર બનેલું. તેમની ત્રીજી પાટે આવેલ શ્રીમાન્ **વિજયપ્રભસૂરિજી** મહારાજની વિદ્યમાનતામાં જ ઉકત દેરાસરનો નાશ થયેલો એટલે તેમણે જ ઉપદેશદ્વારા આ નવું જિનાલય કરાવરાવ્યું હોય અને પછી મહોત્સવપૂર્વક



શૃંગાર ચોકી—જિનમંદિરનું ભવ્ય પ્રવેશદ્વાર

મંદિર સામેની ઓસરીમાંથી લીધેલ દૃશ્ય. આમાં કોતરણીવાળાં તોરણો અને સુંદર રચનાવાળું ભવ્ય મુખ્ય પ્રવેશદ્વાર દેખાય છે જુઓ પ્રકરણ ૧૧, પૃષ્ઠ ૯૪.

વિ. સં. ૧૮૯૮ના અહીંના એક લેખમાં, અહીંની ભમતીની દેરીઓમાંના ફૂટયા તૂટયા કામનું સમારકામ, દેરીઓની જાળીઓ અને ચોકમાં ફરસબંધી વગેરે કામ કરાવ્યાનો ઉલ્લેખ છે. સં. ૧૮૯૮માં સમારકામ કરાવવાનો વખત આવ્યો, એટલે ભમતીની દેરીઓ વગેરે સં. ૧૮૦૦ પહેલાં જરૂર બની ચૂકયું હશે એમ જણાય છે. આ દેરાસરની પ્રતિષ્ઠા થયા પછી સભામંડપો, બાવન જિનાલયની-ભમતીની દેરીઓ, ગભારા, શૃંગારચોકીઓ, શૃંગારચોકીની બહારની ઓરડીઓ, ધર્મશાળાઓ, આખા કંપાઉંડ ફરતો કોટ વગેરે ધીમે ધીમે **પાટણ-રાધનપુર**ના ગૃહસ્થો અને સમસ્ત સંઘ તરફથી સહાયતા મળતી ગઈ તેમ બનતું ગયું.

---

**શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુની મૂર્તિ તેમાં સ્થાપન કરાવીને તેમના પટ્ટધર શિષ્ય શ્રીમાન્ **વિજયરત્નસૂરિજી**એ જ તેની પ્રતિષ્ઠા વિ. સં. ૧૭૬૦ની આસપાસમાં કરી હોય તો તે બનવા યોગ્ય છે. સ. ૧૭૫૦માં ઉપાધ્યાય શ્રીઉદયરત્નજી મહારાજની સ્તુતિનો ચમત્કાર થયો ત્યાંસુધી તો નવા દેરાસરનો પ્રારંભ પણ નહીં થયો હોય એમ સંભવે છે. તે (ચમત્કાર) વખતે કે ત્યારપછી મૂળ નાયકજીની મૂર્તિ સંઘને સોંપાયા પછી નવા દેરાસરનો પ્રારંભ થયો હોય. તાકીદે દેરાસરનો મૂલ ગભારો વગેરે તૈયાર કરાવીને તેમાં મૂળનાયક પ્રભુજીને પધરાવીને સં. ૧૭૬૦ની આસપાસમાં તેની પ્રતિષ્ઠા કરાવી લીધી હોય એમ જણાય છે. શ્રીમાન્ **વિજયપ્રભસૂરિજી** વિ. સં. ૧૭૪૯માં સ્વર્ગવાસી થઈ ગયા હતા, એટલે તેમના પટ્ટધર શ્રી **વિજયરત્નસૂરિજી**એ આ દેરાસરની પ્રતિષ્ઠા કરી હોય તેમ જણાય છે. કેમકે તે વખતે તેઓ વિદ્યમાન હતા અને **તપાગચ્છનાયક**-પટ્ટધર હતા.

## નવા મંદિરની રચના :—

આ નવું દેરાસર, કંપાઉંડની વચ્ચેના ભાગમાં આવેલું છે. આ દેરાસર બેઠી બાંધણીનું પણ વિશાળ અને સુંદર છે. અને તે મૂલ ગભારો, ગૂઢમંડપ, બે સભામંડપો, મૂલ ગભારાની બન્ને બાજુએ એક એક શિખરબંધી ગભારા, ભમતીમાં બાવન જિનાલયની દેરીઓ, શૃંગારચોકીઓ અને વિશાળ ચોક સહિત સુંદર બનેલું છે. (શ્લો. ૧૨૯).

તેમાં સૌથી પહેલાં મૂલ ગભારો (ગર્ભાગાર), પછી ગૂઢમંડપ, પછી ત્રણ ચોકીઓ, પછી જૂનો સભામંડપ, પછી નવો સભામંડપ, પછી છ ચોકીઓ, ત્યારપછી મુખ્ય દરવાજો, અને દરવાજા બહાર શૃંગારચોકીમાં ચાર ચોકીઓ બનેલ છે. ગૂઢમંડપની બન્ને બાજુએ એક એક ગભારો બનેલ છે. ભમતીમાં, ત્રણે બાજુની લાઈનોમાં વચ્ચે એક એક ગભારો બનેલ છે. ભમતીમાં, ત્રણે બાજુની લાઈનોમાં વચ્ચે એક એક મોટા ગભારા સાથે ૫૫ મોટી દેરીઓ, દેરી ૫૧–૫૨ ની વચ્ચેના ખૂણામાં પાદુકાની દેરી ૧ અને દરવાજા પાસે ખૂણામાં **પદ્માવતી** દેવીની નાનકડી દેરી ૧ મળીને કુલ ૫૭ દેરીઓ છે.

મૂળ ગભારા ઉપર અને ગૂઢમંડપની બન્ને બાજુના બન્ને ગભારા ઉપર એમ ત્રણ શિખરો બનેલાં છે. તેમાં મૂળ ગભારા ઉપરનું શિખર સૌથી ઊંચું છે. ભમતીના ગભારા અને દેરીઓ ઉપર મળીને કુલ ૫૯ શિખરો બનેલાં છે. તેમાં દેરીઓ ઉપરનાં શિખરો કરતાં ભમતીના ગભારાનાં ત્રણે શિખરો જરા ઊંચા છે, પણ તે મૂલ ગભારા ઉપરના

શિખર કરતાં જરા નીચાં છે. ગૂઢમંડપ અને તેની પછીના જૂના સભામંડપ ઉપર ઘુંમટને બદલે જુદા જુદા પ્રાચીન અને ઘાટનાં શિખરો છે. નવો સભામંડપ અને શૃંગારચોકીઓ વગેરે ઉપર ઘુંમટો બનેલા છે.

ભમતીની દેરીઓની પાછળની લાઈનની વચ્ચેનો ગભારો બે ખંડવાળો છે.

દરેક ગભારા અને દેરીઓ ઉપર શિખર છે. તેમ જ ભમતીના દરેક ગભારા અને દેરીઓની ઓસરીની છત ઉપર એક એક શિખર પાસે એક એક ઘુંમટ છે, તથા ગૂઢમંડપની બન્ને બાજુના બન્ને ગભારાનાં શિખરો પાસે એકએક ઘુંમટ છે.

મુખ્ય દરવાજા ( શૃંગારચોકી )ની અંદરની ત્રણ ચોકીઓ અને બહારની ચાર ચોકીઓના ઉપર સળંગ માળ કરેલો છે, અર્થાત્ તેના ઉપર મકાન છે, અને તે મકાનની છત– અગાસી ઉપર ઘુંમટ છે.

ગૂઢમંડપની બન્ને બાજુના બન્ને ગભારાની છત ઉપરથી ભમતીની બન્ને બાજુના બન્ને ગભારાની છત ઉપર જવા માટે બે પુલો બાંધેલા છે.

**રાધનપુરનિવાસી** શ્રીયુત **કમળશીભાઇ ગુલાબચંદની** દેખરેખ નીચે ગૂઢમંડપની દીવાલોમાં સં. ૧૯૭૩ માં ઘણું જ મનોહર ચિત્રામણ કામ થયું છે. તેમાં **શ્રીપાર્શ્વનાથ** ભગવાનના દસ ભવના અને પાંચ કલ્યાણકના ભાવો સુંદર રીતે ચીતરેલા છે. ચિત્રામણ કામ કરાવીને તેના ઉપર કાચ જડી દીધેલા છે.

તેમાં આરસનું કામઃ—

બન્ને સભામંડપો બિલકુલ (સ્તંભો, દીવાલો અને ઘુંમટ શીખે) મકરાણા—આરસના બનેલા છે. પરંતુ જૂના સભામંડપના મકરાણાના ઘુંમટ ઉપર ચૂનાથી બેઠા ઘાટના શિખર જેવો આકાર બનાવીને તેના ઉપર કલઈ કરેલી છે.

મૂળ મંદિરનો મૂળ ગભારો, તેની બાજુના બન્ને ગભારા અને ગૂઢમંડપની દીવાલો ઉપર, બહારથી મકરાણા—આરસની ખોળી ચઢાવેલી છે. દેરીઓમાં આરસ લગાવેલો છે અને દેરીઓના સ્તંભો વગેરે ઉપર પાકી કલઈ કરાવેલી છે.

મૂળ ગભારાનો અને ગૂઢમંડપનો મુખ્ય દરવાજો, એ બન્ને તદ્દન મકરાણાના અને સુંદર કોરણીયુક્ત બનેલા છે. વચ્ચે વચ્ચે રંગીન આરસના ટુકડાઓ સુંદર રીતે ગોઠવ્યા છે એ બન્ને દરવાજાનાં કમાડો સુંદર કોરણીવાળાં અને ચાંદીના પતરાથી મઢેલાં છે ગૂઢમંડપની બન્ને બાજુના બન્ને દરવાજા પણ ખૂબ સુંદર કોરણીવાળા અને મકરાણાના બનેલા છે. ગૂઢમંડપના ભૂતલમાં ખૂબ ભભકાબંધ રંગબેરંગી મીનાકારી કામયુક્ત આરસ જડેલો છે.

ગૂઢમંડપની બન્ને બાજુના બન્ને ગભારાના દરવાજા, બધા સ્તંભો, ઘુંમટો, પાટડા, ભીંતો તેમ જ બન્ને સભામંડપોના સ્તંભો, પાટડા, ઘુંમટો, છજા વગેરે બધું મકરાણાનું બનેલું છે. બન્ને સભામંડપોની જમીનમાં ભભકાબંધ અને મૂળ ગભરામાં, ભમતીની ઓસરીમાં તથા આખા ચોકમાં સારી રીતે આરસની લાદીઓ જડેલી છે ભમતીના ત્રણે ગભારાના દરવાજાની બારશાખો કોરણીવાળા મકરાણાની બનેલી છે



જિનમંદિરના બે ભવ્ય સભામંડપો

જિનમંદિરની જમણી બાજુના ચોકમાંથી લીધેલ દૃશ્ય આમાં બે વિશાળ સભામંડપો અને આરસના કોરણીયુક્ત સ્તંભો દેખાય છે જુઓ પ્રકરણ ૧૧, પૃષ્ઠ ૮૯



જિનમંદિરના શિખરો સાથેના, બન્ને સભામંડપો

જિનમંદિરની જમણી બાજુની ભમતીની છત ઉપરથી લીધેલ દૃશ્ય
આમાં મૂળ ગભારો, ગૂઢમંડપ અને સભામંડપ ઉપરના શિખર સાથે
સભામંડપ અને ચોક દેખાય છે. જુઓ પ્રકરણ ૧૧, પૃષ્ઠ ૬૯.

દેરી નં. ૨ ( પદ્માવતી દેવીની દેરી )નો મુખ્ય દરવાજો ખૂબ સુંદર કોરણીદાર મકરાણાનો બનેલો છે.

ભમતીની તમામ દેરીઓની અંદર અને બહાર ભીંતોમાં પાટડા સુધી આરસ જડેલો છે. ફક્ત બધા સ્તંભો અને પાટડાથી ઉપરના ભાગમાં ચૂનાની કલઈ કરાવેલ છે.

## તેમાં થયેલું નવું કામ :—

મૂળ ગભારો બાજુના બન્ને ગભારા અને ગૂઢમંડપની દીવાલો ઉપર બહારના ભાગમાં આરસ–મકરાણાની ખોળી; જૂના સભામંડપની પાસે બીજો નવો સભામંડપ; દેરીઓમાં, ભીંતોમાં અને ચોકમાં આરસ ચોડવાનું, ગૂઢમંડપમાં મનોહર ચિત્રકામ વગેરે કામો સં. ૧૯૭૦ થી ૧૯૮૦ સુધીમાં થયેલ છે. અત્યારે આ જિનાલય સાક્ષાત્ દેવવિમાન જેવું શોભી રહ્યું છે.

## તેના શિલાલેખો:—

આ દેરાસરમાંથી મૂર્ત્તિઓ, કાઉસ્સગ્ગીયા, પરિકરની ગાદીઓ, પટ્ટો, ધાતુની મૂર્ત્તિઓ, પાદુકાઓ અને દીવાલો-માંના મળીને કુલ પચીશ શિલાલેખો મલ્યા છે, તેમાં સૌથી જૂનામાં જૂનો વિ. સં. ૧૨૧૪ નો અને સૌથી નવામાં નવો સં. ૧૯૧૬ નો છે. એ બધા લેખો પરિશિષ્ટ નં. ૧ માં ગુજરાતી ભાષાન્તર સાથે આપ્યા છે. દેરી નં. ૫૧–૫૨ વચ્ચેના ખૂણાની દેરીની અંદરની નાની દેરીમાં બે પાદુકાપટ્ટ છે. તે વિષમ સ્થાનમાં અને અંધારામાં હોવા છતાં ઘણા પ્રયાસે એ બન્ને પરના લેખો ઉતારી લીધા છે, પરંતુ એ નાની દેરીની બહાર બીજા આઠ પાદુકાપટ્ટો છે, તેના ઉપર થોડા

થોડા અક્ષરો ખોદેલા છે પણ તે ઘણા ઘસાઇ ગયેલા હોવાથી અને નિરુપયોગી જણાવાથી ઉતાર્યા નથી.

ધાતુની એક મોટી પ્રાચીન એકલ મૂર્તિની બેઠક પર લેખ ખોદેલો છે, પરંતુ તે ચૂના–સીમેંટમાં દબાયેલો હોવાથી ઉતારી શકાયો નથી.

**શૃંગારચોકીની બહાર :—**

શૃંગારચોકીની પાસે (મુખ્ય દરવાજાની બહાર) બન્ને તરફ દલાણ ( ખુલ્લી ઓશરીઓ ) બનેલી છે, તે બન્નેને છેડે એક એક ઓરડી બનેલી છે, તેમાંની એકમાં પૂજાનાં કપડાં અને બીજીમાં કેશર–સુખડ ઉતારવાનું રહે છે.

શૃંગારચોકીની સામે એક પાકું ( પત્થરનું ) દલાણ બનેલ છે. તેની અંદરના ભાગમાં ઓરડીઓ બનેલી છે, જેમાં હાલ કારખાનાના સીપાઈઓ રહે છે. તે ઓરડીઓમાં જવાના બારણાની બારશાખનો ઉંબરો દેરાસરનો છે અને તેનું એક બારણું કંપાઉંડના મુખ્ય દરવાજા બહાર રસ્તા ઉપર પડે છે, તેની બારશાખ તેમજ ઉંબરો દેરાસરનાં જ છે. એટલે નવું દેરાસર બન્યા પહેલાં મૂળ નાયક શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુજીને થોડાંક વર્ષો સુધી અહીં પધરાવ્યા હશે એમ જણાય છે.



જિનમંદિરની વિશાળ ભમતી

નમંદિરની ડાબી બાજૂની ભમતીની દેરીઓ અને તેના શિખરોનું સુંદર દૃશ્ય જુ પૃ ૧૧૫



**શ્રી ભીડભંજન પાર્શ્વનાથ** [ડાબી બાજુના ગભારામાંની કાઉસગ્ગિયા સાથેની ભવ્ય જિનપ્રતિમા જુઓ પ્ર. ૧૨ પૃ. ૯૯]

## પ્રકરણ બારમું : મૂર્ત્તિસંખ્યા અને વિશેષ હકીકત

**ગર્ભાગાર (મૂળ ગભારો):—**

મૂળ ગભારામાં મૂળનાયક શ્રીશંખેશ્વર **પાર્શ્વનાથ** પ્રભુજીની મોટી, ભવ્ય અને રમણીય મૂર્ત્તિ ૧ આરસના પંચતીર્થીના પરિકર સહિત છે. પરિકર સુંદર છે. મૂળનાયકજીની મૂર્ત્તિ પર લેપ થયેલ છે. પરિકરના બન્ને કાઉસગ્ગીયાની ગાદી પર વિ. સં. ૧૬૬૬ના લેખો છે. એટલે આ પરિકરની વિ. સં. ૧૬૬૬ના પોષ વદિ ૮ને શનિવારે **અમદાવાદ**માં પ્રતિષ્ઠા થઇ છે. ત્યાર પછી તેને અહીં સ્થાપન કરવામાં આવ્યું છે. મૂળનાયકજીની મૂર્ત્તિની બેઠક કે પરિકરની ગાદી પર લેખ નથી. તથા ધાતુના પંચતીર્થીના પરિકરમાં વચ્ચે મૂળનાયકજી તરીકે સફેદ સ્ફટિકરત્નની મૂર્ત્તિ ૧ છે

**બન્ને ગભારા:—**

જમણી બાજુના ગભારામાં મૂળનાયકજી તરીકે ભીડભંજન **પાર્શ્વનાથ** પ્રભુજીની (સ્તો. ૧૨૯) મનોહર મોટી મૂર્ત્તિ ૧ છે, તેમની બન્ને બાજુએ સફેદ આરસના લગભગ ચાર ચાર ફુટ ઊંચા, મનોહર શ્રી**નેમિનાથ** અને શ્રીઆદિ**નાથ**ના એક એક કાઉસગ્ગીયા (ઊભી મૂર્ત્તિ) છે. પ્રત્યેક કાઉસગ્ગીયામાં ભગવાનની ૧૧-૧૧ બીજી મૂર્તિઓ કોતરેલી છે. એટલે બન્ને મળીને એક ચોવીશી ગણાય. તે બન્ને કાઉસગ્ગીયાની ગાદી પર વિ. સં. ૧૩૨૬ માઘ વદિ ૨ રવિવારના લેખો છે.

ડાબી બાજુના ગભારામા મૂળનાયક શ્રીઅજિતનાથ પ્રભુજી વગેરેની આરસની મનોહર મૂર્તિઓ ૩ છે

દેવકુલિકાઓ–દેરીઓ —

દેરી ન ૧ મા વર્તમાન જિન–માતૃચોવીશીનો પટ્ટ ૧ છે, તેના પર વર્તમાન ચોવીશીની જિન–માતાઓના નામો લખેલા છે તે પટ્ટની ડાબી બાજુમા **પદ્માવતી** દેવીની ખડિત મૂર્તિ ૧ અને જમણી બાજુમા યક્ષની ખડિત મૂર્તિ ૧ છે

દેરી ન ૨ આ **પદ્માવતી** દેવીની દેરી છે, તેમા વચ્ચે મુખ્ય સ્થાને શ્રી**પદ્માવતી** દેવીની આશરે ૧॥ ફુટ ઊંચી મનોહર મૂર્તિ ૧ છે, તેને માથે સર્પની ફણા છે, તેના ઉપર ભગવાનની એક નાની મૂર્તિ કોતરેલી છે દેવીની બન્ને બાજુએ સાતમા **માતગ** યક્ષની એક એક મૂર્તિ છે કુલ મૂર્તિઓ ૩ છે

દેરી ન ૩ મા વર્તમાનકાળની જિન–ચોવીશીનો પટ્ટ ૧ છે, (તેમા ઉપરથી ચાર મૂર્તિઓ ઓછી છે) અને પરિકરમાથી છૂટા પડેલા સફેદ આરસના લગભગ ૨॥ ફુટ ઊચા એક જોડીના જ કાઉસ્સગ્ગીયા બે છે

દેરી ન. ૪ મા મૂળનાયક શ્રી**આદીશ્વર** ભગવાનની પરિકરયુક્ત આરસની મૂર્તિ ૧ છે, તેના પરિકરમા બીજી ૨૩ જિનમૂર્તિઓ સુદર રીતે ગોઠવીને કોતરેલી છે એટલે આ એક ચોવીશીનો પટ્ટ કહી શકાય તેની બેઠક પર સવત્ વિનાનો શ્રાવક બાટહાનો લેખ છે તે સિવાય એક ફુટ ઊચા કાઉસ્સગ્ગીયા ૧ અને પગલા જોડી ૩ છે



**શ્રી પદ્માવતી દેવી**

ભમતીની બીજા નંબરની દેરીમા રહેલ શ્રી પાર્શ્વનાથ
પ્રભુની અધિષ્ઠાયિકા દેવીની મૂર્તિ. જુઓ પ્ર. ૧૧, પૃ ૮૪

દેરી નં. ૫ માં મૂળનાયક **શ્રીસુપાર્શ્વનાથ** ભગવાન વગેરે જિનબિંબ ૨ છે, અને મૂળનાયકજીની ડાબી બાજુમાં નાના ચૌમુખજી ૧ છે.

દેરી નં. ૬ માં મૂળનાયક **શ્રીશ્રેયાંસનાથ** ભગવાન વગેરે જિનબિંબ ૩ છે.

દેરી નં. ૭માં મૂ. ના. **શ્રીસુપાર્શ્વનાથ** ભ. વગેરે જિનબિંબ ૨ છે.
" " ૮ " " **શ્રીઋષભદેવ** ભ. નું " ૧ "
" " ૯ " " **શ્રીનેમિનાથ** ભ. " " ૧ "
" " ૧૦ " " **શ્રીઅનંતનાથ** " " " ૧ "
" " ૧૧ " " **શ્રીપાર્શ્વનાથ** " " " ૧ "
" " ૧૨ " " **શ્રીકુંથુનાથ** " વગેરે " ૩ "
" " ૧૩ " " **શ્રીવિમલનાથ** " નું " ૧ "
(લાંછન સ્પષ્ટ નથી.)
" " ૧૪ " " **શ્રીપાર્શ્વનાથ** " " " ૧ "
" " ૧૫ (ગભારા)માં મૂ. ના. જી વગેરે " ૩ "

(મૂળનાયકજીનું લાંછન સાવ ઘસાઈ ગયું છે, તખ્તીમાં **શાંતિનાથજી** લખેલ છે.)

" " ૧૬ " "જી શ્રી.......... વગેરે " ૩ "

(મૂળનાયકજીનું લાંછન સાવ ઘસાઈ ગયું છે, તખ્તીમાં મૂળનાયક **શ્રીધર્મનાથજી** લખેલ છે, પરંતુ **શ્રીધર્મનાથજી** તો મૂળનાયકજીથી ડાબી બાજુમાં છે.)

દેરી નં. ૧૭માં મૂ.ના. **શ્રીશાંતિનાથજી** ભ.ની જિનમૂર્તિ ૧ છે.
" " ૧૮ " " " " વગેરે " ૩ છે.

મૂળનાયકજીની ડાબી બાજુની મૂર્તિ પરિકર સહિત છે. મૂર્તિ અને પરિકર એક જ પાષાણમાં બનેલ છે.

દેરી નં. ૧૯માં મૂ.ના. **શ્રીશાંતિનાથ** ભ. વગેરે જિનબિંબ ૩ છે.
" " ૨૦ " " **શ્રીનેમિનાથ** " તું " ૧ છે.
" " ૨૧ " " " " " " ૧ છે.
" " ૨૨ " " **શ્રીઋષભદેવ** " " " ૧ છે.

દેરી નં. ૨૩માં મૂળનાયક **શ્રીઅજિતનાથ** ભગવાનની પીળા આરસની મૂર્તિ ૧ છે.

દેરી નં. ૨૪માં મૂ. ના. **શ્રીમહાવીર** પ્રભુની મૂર્તિ ૧ છે.

દેરી નં. ૨૫ માં મૂ. ના. **શ્રીનેમિનાથ** પ્રભુજી વગેરેની શ્યામ આરસની જિનમૂર્તિઓ ૩ છે.

દેરી નં. ૨૬માં મૂ. ના. **શ્રીમહાવીરસ્વામીજી** વગેરે જિનબિંબ ૩ છે.

દેરી નં. ૨૭ માં મૂ. ના. **શ્રીઆદિનાથ** ભગવાન વગેરે જિનબિંબ ૩ છે.

દેરી નં. ૨૮ (પાછળના ગભારા)માં મૂ. ના. **શ્રીનેમિનાથ** પ્રભુની શ્યામ આરસની મોટી મૂર્તિ ૧ અને **શ્રીઆદિનાથજી** તથા **શ્રીશાંતિનાથજી**ની સફેદ આરસની મૂર્તિઓ ૨ (કુલ મૂર્તિઓ ૩) છે.

દેરી નં. ૨૯ માં મૂ. ના. **શ્રીઅજિતનાથ** પ્રભુજી વગેરે જિનબિંબ ૩ છે. મૂળનાયકજીના બન્ને ખભા ઉપર ચોટીના જેવું નિશાન છે.

દેરી. નં. ૩૦ માં મૂ. ના. શ્રી......................વગેરે જિનબિંબ ૩ છે.

( મૂળનાયકજીનું લાંછન સાવ ઘસાઇ ગયું છે. તેથી નામ નક્કી થઇ શકયું નથી. તખ્તીમાં રીખવદેવજી લખેલ છે.)

દેરી નં. ૩૧માં મૂ.ના. શ્રીશ્રેયાંસનાથ ભ. વગેરે જિનબિંબ ૩ છે.
" " ૩૨ " " શ્રીશાંતિનાથ " નું " ૧ છે.
" " ૩૩ " " શ્રીસુવિધિનાથ " વગેરે " ૩ છે.
" " ૩૪ " " શ્રીઆદીશ્વર " " " ૩ છે.

મૂળનાયકજીની બન્ને બાજુની બન્ને નાની મૂર્ત્તિઓ પરિકર સહિત છે. આખું પરિકર અને મૂર્ત્તિ એક જ પાષાણમાં ઘડાયેલ છે. તેમાંની જમણી બાજુની મૂર્ત્તિના પરિકરની ગાદી પર સં. ૧૩૨૬ માઘ વદિ ૨ રવિનો લેખ છે.

દેરી નં. ૩૫ માં મૂ. ના. શ્રીમહાવીરસ્વામીની મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૩૬ માં મૂ. ના. શ્રી....................ની મૂર્ત્તિ ૧ છે, (મૂ. ના. જીનું લાંછન ઘસાઈ ગયું છે, સ્પષ્ટ નથી. આરસની તખ્તીમાં રીખવદેવજી લખેલ છે.) અને ધાતુની લાંછન વિનાની એકલ મૂર્તિ ૧ છે, તેની પાછળ લેખ છે, પણ અધો ચૂનામાં દટાઈ ગયો છે. (કુલ મૂર્ત્તિ ૨)

દેરી નં. ૩૭માં મૂ. ના. શ્રીશાંતિનાથ ભ. વગેરે જિનબિંબ ૩ છે.
" " ૩૮માં " શ્રીકુંથુનાથ " નું " ૧ છે.
" " ૩૯માં " શ્રીઅનંતનાથ " " " ૧ છે.
" " ૪૦માં " શ્રીશાંતિનાથ " વગેરે " ૩ છે.
" " ૪૧ (ગભારા)માં મૂ. ના. શ્રી...." " " ૩ છે.
" " ( મૂ. ના. જીનું લાંછન ઘસાઇ ગયું છે—સ્પષ્ટ નથી. તખ્તીમાં શ્રીઅરનાથ ભ. લખેલ છે.)

દેરી નં. ૪૨ માં મૂ. ના. શ્રી..................ભ. ની મૂર્ત્તિ ૧ છે. (લાંછન સ્પષ્ટ નથી. તખ્તીમાં **શ્રીમહાવીર** પ્રભુ લખેલ છે.)

દેરી નં. ૪૩ માં મૂ.ના. **શ્રીશાંતિનાથ** ભ. ની મૂર્ત્તિ ૧ છે.
" " ૪૪ " " **શ્રીપાર્શ્વનાથ** ભ. ની " ૧ છે.
દેરી નં. ૪૫માં મૂ. ના. **શ્રીઅજિતનાથ** ભ. નું જિનબિંબ ૧ છે.
" " ૪૬ " " **શ્રીસુપાર્શ્વનાથ** વગેરે " " ૩ "
" " ૪૭ " " **શ્રીપાર્શ્વનાથ** " " " ૩ "
" " ૪૮ " " **શ્રીસુમતિનાથ** " " " ૩ "
" " ૪૯ " " **શ્રીધર્મનાથ** " " " ૧ "

(લાંછન સ્પષ્ટ નથી, પરંતુ વજ્ર જણાય છે. તખ્તીમાં **સુવિધિનાથજી** લખેલ છે.) મૂ. ના. જીની બન્ને બાજુએ પરિકરની ઉપરના ભાગનો એક એક ટુકડો જુદો જુદો સ્થાપન કરેલ છે. તે બન્નેમાં ભગવાનની બેઠી એક એક મૂર્ત્તિ કોતરેલી છે.

દેરી નં. ૫૦માં મૂળનાયક **શ્રીઅનંતનાથ** ભગવાન વગેરે જિનબિંબ બે છે. (મૂ. ના. જીનું લાંછન સ્પષ્ટ નથી, મયૂરની આકૃતિ જેવું ક્રૌંચનું લાંછન હોય તેમ જણાય છે. તખ્તીમાં **સુમતિનાથજી** લખેલ છે.)

દેરી નં. ૫૧ માં મૂ. ના. **શ્રીચંદ્રપ્રભ** વગેરે જિનબિંબ ૩ છે.

દેરી નં. ૫૨માં મૂ. ના. જી તરીકે સમવસરણના આકારનો ચૌમુખજીની આકૃતિવાળો જિન-ચોવીશીનો પટ્ટ ૧ છે. આ ચોવીશીપટ્ટની નીચેની ચારે તરફની લાઇનમાં

આચાર્ય મહારાજ, સ્થાપનાચાર્ય, વ્યાખ્યાનસભા, શ્રાવક–શ્રાવિકાઓ ફુલની માળાઓ હાથમાં લઇને હાથ જોડીને ઊભા ઊભા પ્રભુજી પાસે ભાવના કરતા હોય વગેરેનું સુંદર દૃશ્ય ખોદેલ છે. ઉપરોક્ત ચોવીશીના પટ્ટપર લેખ છે, પણ વંચાતો નથી. આ પટ્ટની બન્ને બાજુએ એક એક ચૌમુખજી છે.

દેરી નં. ૫૩ માં મૂ. ના. જી તરીકે જિન–ચોવીશીનો પટ્ટ ૧ છે. તેના ઉપર વિ. સં. ૧૪૨૮ વૈશાખ વદિ ૨ સોમનો લેખ છે. તેની જમણી બાજુમાં પરિકરમાંથી છૂટા પડી ગયેલા લગભગ ત્રણ ફુટ ઊંચા સફેદ આરસના કાઉસગ્ગીયા ૧ છે. તેની બાજુમાં ચોવીશીના પટ્ટમાંથી છૂટી પડી ગયેલ બેઠેલી જિનમૂર્ત્તિઓ ૮ છે. ડાબી બાજુમાં લગભગ ૧॥–૨ ફુટ ઊંચા પણ જરા નાના–મોટા, શ્યામ આરસના કાઉસગ્ગીયા ૨ છે અને તેની પાસે સફેદ આરસના આશરે છ ઇંચ ઊંચા કાઉસગ્ગીયા ૧ છે.

દેરી નં૦ ૫૪માં વચ્ચે મૂળનાયકજીના સ્થાનપર શ્રી **પદ્માવતી** દેવીની આશરે ૧॥ ફુટ ઊંચી મનોહર મૂર્ત્તિ છે. તેના મસ્તક પર સર્પની ફણા અને તેના ઉપર તથા બન્ને પડખે મળીને ભગવાનની નાની બેઠેલી મૂર્ત્તિઓ ત્રણ કોતરેલી છે. **પદ્માવતી** દેવીની બન્ને બાજુમાં **૧૧મી શ્રીવત્સા –માનવી** નામની દેવીની આશરે ૧॥ ફુટ ઊંચી એક એક મૂર્ત્તિ છે. એ પ્રમાણે આ દેરામાં દેવીઓની મૂર્ત્તિઓ ૩ છે.

દેરી નં. ૫૫માં વર્તમાનકાળની જિન–માતૃચોવીશીનો પટ્ટ ૧ છે. પટ્ટમાં ચોવીશે માતાઓનાં નામો લખેલાં છે

તેમજ તેમાં વિ. સં. ૧૨૩૮નો લેખ છે. તે સિવાય અંબિકાદેવીની મૂર્તિઓ ૨ અને શ્યામવર્ણવાળા યક્ષની મૂર્તિ ૧ છે.

દેરી નં. ૫૬ (મુખ્ય દરવાજા પાસેની **પદ્માવતી** દેવીની સાવ નાની દેરી)માં શ્રી **પદ્માવતી** દેવીની મૂર્તિ ૧ છે. તેને માથે સર્પની ફણા અને તેના ઉપર ભગવાનની બેઠેલી મૂર્તિ ૧ કોતરેલી છે. આ મૂર્તિ પર સં. ૧૮૩૦ નો લેખ છે. તેની આગળ શ્રીશંખેશ્વર **પાર્શ્વનાથ** પ્રભુની પાદુકા જોડી ૧ છે.

દેરી નં. ૫૧–૫૨ ની વચ્ચેની ખૂણાની દેરીમાં એક નાની દેરી બનેલી છે. તેની અંદર પગલાં જોડી ૨ છે. તેની ઉપર વિ. સં. ૧૭૬૪નો લેખ છે, તેમાં કરાવનારનું નામ છે, પણ કોનાં પગલાં છે? તે લખ્યું નથી. પણ તે શ્રીશંખેશ્વર **પાર્શ્વનાથ** પ્રભુજીનાં પગલાં હોય એમ લાગે છે. આ નાની દેરીની બહાર પગલાં જોડી ૮ છે, તેના પર થોડા થોડા અક્ષરો ખોદેલા છે, પણ તે બરાબર વંચાતા નથી. આ પાદુકાઓ આચાર્યો, મુનિઓ કે યતિઓની હશે એમ જણાય છે. દેરીમાં કુલ પગલાં જોડી ૧૦ છે.

દેરી નં૦ ૫, ૩૩ અને ૫૦ મીમાં એકએક જિનમૂર્તિ ખારા પત્થરની બનેલી છે અને તેના ઉપર ચૂનાથી કલઇ કરેલી છે.

આ દેરાસરમાં અત્યારે કુલ મૂર્તિઓ આ પ્રમાણે છેઃ–

૧ મૂ. ના. શ્રીશંખેશ્વર **પાર્શ્વનાથ** પ્રભુજીની પરિકરવાળી મૂર્તિ–૧

२ આરસની પરિકરવાળી જિનમૂર્ત્તિઓ–૩
૩ „ પરિકર વિનાની „ „ –૯૨
૪ „ નાના–મોટા કાઉસગ્ગીયા–૯
૫ „ જિન–ચોવીશીના પટ્ટો–૩
૬ „ સમવસરણના આકારનો જિન–ચોવીશીનો પટ્ટ-૧
૭ „ જિન–માતૃચોવીશીના પટ્ટો-૨
૮ ધાતુના પરિકરવાળી સફેદ સ્ફટિકની જિનમૂર્ત્તિ–૧
૯ ધાતુની મોટી એકલ મૂર્ત્તિ–૧
૧૦ ધાતુની ચોવીશી, પંચતીર્થી વગેરે નાની મૂર્ત્તિઓ–૨૦
૧૧ ખારા પત્થરની–ચૂનાની કલઇ કરેલી જિનમૂર્ત્તિઓ–૩
૧૨ આરસના ચૌમુખજી–૩
૧૩ „ ચોવીશીના પટ્ટમાંથી છૂટી પડી ગયેલી બેઠી આકૃતિની જિનમૂર્ત્તિઓ–૮
૧૪ „ પરિકરના ઉપલા ભાગના ટુકડા–૨
૧૫ „ **શંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુજીનાં પગલાં જોડી–૩
૧૬ આરસનાં પગલાં જોડી–૧૧
૧૭ „ની (સાતમા) **માતંગ** યક્ષની મૂર્ત્તિઓ-૨
૧૮ „ યક્ષની મૂર્ત્તિ–૧
૧૯ „ „ ખંડિત મૂર્ત્તિ–૧
૨૦ „ **પદ્માવતી** દેવીની મૂર્તિઓ–૩
૨૧ „ „ „ ખંડિત મૂર્ત્તિ–૧
૨૨ „ **અંબિકા**દેવીની મૂર્ત્તિઓ–૨
૨૩ „ (૧૧ મી) **શ્રીવત્સા–માનવી**દેવીની મૂર્ત્તિઓ–૨

ઉપર પ્રમાણે મૂળનાયકજીની મૂર્ત્તિ ૧, પરિકરવાળી બીજી મૂર્તિ ૩, પરિકર વિનાની મૂર્ત્તિ ૯૨, ખારા પત્થરની મૂર્ત્તિ ૩, કાઉસગ્ગીયા ૯, સ્ફટિકની મૂર્ત્તિ ૧, ધાતુની મૂર્ત્તિઓ ૨૧ અને ત્રણ ચૌમુખજીની મૂર્ત્તિઓ ૧૨ ગણતાં અત્યારે કુલ ૧૪૨ જિનમૂર્ત્તિઓ અહીં બિરાજમાન-વિદ્યમાન છે. જ્યારે પં૦ મહિમા૦ એ વિ. સં. ૧૭૨૨માં રચેલ 'ચૈત્યપરિપાટી'ની ઢાળ ૧, કડી ૫—૬ માં પણ શ્રીશંખેશ્વરજીમાં પૂર્વના દેરાસરમાં ૧૪૨ જિનબિંબ હોવાનું લખ્યું છે (જુઓ સ્તોત્રાંક ૧૪૦). પરંતુ સં. ૧૭૨૨માં જે જે જિનમૂર્ત્તિઓ અહીં હતી એ બધીય અત્યારે પણ અહીં જ હશે, એમ માની ન શકાય, એમાં થોડી ઘણી ફેરબદલી પણ કદાચ થઈ હશે જ. અર્થાત્ અહીંની કોઈ મૂર્તિ બહારગામ ગઈ હોય અને બહારગામથી કોઈ મૂર્ત્તિ અહીં આવી હોય એ બનવા યોગ્ય છે.

## પ્રકરણ તેરમું : ધર્મશાલા અને બીજાં મકાનો

અહીં શ્રી શંખેશ્વરજીમાં નાની-મોટી મળીને કુલ ૬ જૈન ધર્મશાલાઓ છેઃ-

૧ ગઢવાળી નામથી ઓળખાતી ( નવા દેરાસર પાસેની ) મોટી ધર્મશાલા.

૨ નવા દેરાસરથી દક્ષિણ દિશામાં ધર્મશાલાની ઓરડીઓની એક લાઈન છે તે 'પંચાસરવાળા'ની ધર્મશાલા કહેવાય છે.

૩ ટાંકાવાળી, આની અંદર પાણીનું ટાંકુ હોવાથી આ 'ટાંકાવાળી' કહેવાય છે.

૪ નવા દેરાસરની સામેની.

૫ જેમાં હાલ ભોજનશાલા ચાલે છે તે.

૬ ગામના ઝાંપામાં નવી થયેલી છે તે. (શેઠ **મોતીલાલ મૂળજી** હસ્તકની.)

આમાંની પ્રથમની પાંચ ધર્મશાલાઓ આ તીર્થનો વહીવટ કરનાર **શેઠ જીવણદાસ ગોડીદાસ**ની પેઢી (શંખેશ્વરજી કારખાના) ને તાબે છે, જ્યારે છેલ્લી ધર્મશાલાનો વહીવટ જુદો છે. તે ધર્મશાલાઓની વિશેષ માહિતી આ પ્રમાણે છેઃ—

(૧-૨) શ્રી **શંખેશ્વર પાર્શ્વ**પ્રભુજીના આ નવા દેરાસરની પ્રતિષ્ઠા સં. ૧૭૬૦ ની આસપાસમાં થઈ હતી લગભગ

તે સમયમાં જ આ ‘ ગઢવાળી ’ નામની ધર્મશાલા બનવા લાગી ગઇ હશે. ધીમે ધીમે થોડાં વર્ષોમાં આ નવા દેરાસરની ચારે તરફ ફરતી ધર્મશાલાની ઓરડીઓની લાઇનો બની ગઇ હતી. ઉત્તર તરફની ઓરડીઓની પછવાડે જમણુવાર કરવાનો મોટો વંડો હતો.

દેરાસરથી ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણ દિશા તરફની ધર્મશાલાની ત્રણે લાઈનોની ઓરડીઓ દેરાસરથી બહુ જ નજીક હોઈ આશાતના થતી હતી અને રથયાત્રા વખતે રથ ફેરવવામાં બહુ અડચણ પડતી હતી. તેથી છેલ્લાં ૨૫–૩૦ વર્ષની અંદર ધીરે ધીરે તેમાં સુધારો થતો ગયો. દેરાસરની પછવાડેની ( પશ્ચિમ તરફની ) ધર્મશાલાની ઓરડીઓની આખી લાઇન કાઢી નાખીને રથયાત્રા માટે નવો રસ્તો મોટો કર્યો. ઉત્તર દિશા તરફની ઓરડીઓની લાઇન કાઢી નાંખીને રસ્તો પહોળો કરીને નવી ઓરડીઓ બનાવીને તેનાં બારણાં જમણવારના વંડામાં મૂક્યાં.

આ દેરાસરથી દક્ષિણ દિશા તરફની ઓરડીઓની લાઈન ‘ પંચાસરવાળા ’ની ધર્મશાલા કહેવાય છે. તેની ઓરડીઓ ઊંડી અને ઓશરી પહોળી હતી, તેને કાઢી નાંખીને રસ્તો પહોળો કરીને દેરાસરથી જરા છેટે ઓસરીબંધ ઓરડીઓની લાઈન નવેસરથી બંધાવી. આ લાઇન પૂરી થયા પછી તેની પાસેના ગઢના એક કોઠાની પાસે મેડીબંધ એક મકાન હજી સુધી જૂનું રહી ગયું હતું, કે જે ઘાસ–ચારો વગેરે ભરવાના ઉપયોગમાં લેવાતું હતું, તેને પણ પાડી નાખીને તે જગ્યાએ નીચે ચાર ઓરડા તથા ઉપર

ત્રણ ઓરડા અને અગાસી યુક્ત સુંદર પાકું મકાન કારખાના તરફથી આ વર્ષમાં ( ૧૯૯૭ માં ) બંધાવી લેવામાં આવ્યું છે.

જમણવારનો જે વંડો હતો, તેમાં વચ્ચે બહુ વિશાળ ચોક રાખીને તેની ચારે બાજુ ધર્મશાલા તરીકે ઓરડીઓની લાઇનો દશેક વર્ષ પહેલાં બનાવી લીધેલ છે. આ નવી ધર્મશાલામાં યાત્રાળુઓને ઊતરવાની સગવડ સારી થઈ છે. દેરાસરથી જરા દૂર હોવાથી આશાતનાનો સંભવ પણ નથી. તેમાં ચોક વિશાળ હોઈ અને તેમાં વચ્ચે વૃક્ષો હોવા સાથે તેમાં પાણીનો પંપ મૂકાવેલો હોવાથી યાત્રાળુઓને સારી રીતે આરામ અને શાંતિ મળે તેવી આ ધર્મશાલા થઈ છે.

આ દેરાસરનો મુખ્ય દરવાજો અને તેની સામેની ( પૂર્વ દિશા તરફની) ધર્મશાલાની વચ્ચે પહેલાં આમરસ્તો–રાજમાર્ગ હતો. પંચાસરવાળાની ધર્મશાલાની પછવાડેની શેરીમાંથી, નગારખાનાની નીચેની ખડકીવાળા સ્થાને થઈને દેરાસરના મુખ્ય દરવાજા પાસે થઈને બજારમાં જવાનો રસ્તો હતો. તે વખતે આ દેરાસરના કંપાઉન્ડનો મુખ્ય–મોટો–ઉગમણો દરવાજો જે બજારના રસ્તા ઉપર છે તે નહોતો–એ બજારમાં જવાનો રસ્તો હતો. પછી તે જગ્યા રાજ્ય પાસેથી વેચાતી ખરીદી લઇને સં. ૧૮૯૭ માં તે રસ્તો બન્ને તરફથી બંધ કરીને નગારખાનાની નીચે ખડકી–મોટી–ડેલી મૂકીને તેના ઉપર સં. ૧૮૯૭ માં નગારખાનું બંધાવ્યું, જ્યાં હમેશાં–કાયમ ખાતે ચોઘડિયાં વાગે છે, અને બજારના રસ્તા ઉપર મોટો દરવાજો મૂકી કમ્પાઉન્ડનો પાકો કબજો લીધો. કમ્પાઉન્ડના આ મુખ્ય દરવાજાની અંદર બન્ને તરફ દલાણો

(૫) રાધનપુરવાળા શેઠ ઇચ્છાચંદ હેમજીની જૈન ધર્મશાલા બજારમાં રસ્તા ઉપર આવેલી છે. આ ધર્મશાલા શેઠ જીવણદાસ ગોડીદાસની પેઢી( જૈન કારખાના )ને અર્પણ કરેલી છે. કારખાનાની વ્યવસ્થાપક કમીટીએ આ ધર્મશાલાનો કેટલોક ભાગ જૈન ભોજનશાળાની કમીટીને, ભોજનશાલા માટે વાપરવા આપેલો છે.

(૬) રાધનપુરવાળા શેઠ મણિલાલ મોતીલાલ મૂળજી મારફત બંધાયેલી આ ધર્મશાળા, શંખેશ્વર ગામના પશ્ચિમ તરફના ઝાંપામાં શ્રી સંઘની આર્થિક સહાયથી અને શેઠ મોતીલાલ મૂળજીની અંત–લાગણી અને જાતિ દેખ-રેખથી બની છે તેનો એક છેડો 'ગઢવાળી' નવી ધર્મશાળાને લગતો છે અને બીજો છેડો છેક ગામની ભાગોળે છે. આ ધર્મશાળા પાકી, મેડીબંધ અને વિશાળ બનેલી છે. યાત્રાળુઓ માટે ઉપરના ભાગમાં મોટા મોટા હોલ અને નીચેના ભાગમાં ઓરડાઓ બનેલા છે. વચ્ચે વિશાળ ચોક છે. આનો મુખ્ય દરવાજો ઉત્તર સન્મુખ જાહેર રસ્તા ઉપર છે, પરંતુ 'ગઢવાળી' નવી ધર્મશાળામાંથી પણ આમાં અવાય–જવાય છે. આ ધર્મશાળા વિ સં. ૧૯૭૩ના ચૈત્ર સુદિ ૧૩ ગુરુવાર તા. ૫–૪–૧૯૧૭ ને દિવસે, રાધનપુરના નામદાર નવાબ શ્રી જલાલુદીન ખાનજી સાહેબના મુબારક હાથે ખુલ્લી મુકાણી છે. આ ધર્મશાળાનો ઉત્તર દિશા તરફના જાહેર રસ્તા તરફનો આગલો ભાગ (મુખ્ય દરવાજો, દરવાજાની બન્ને તરફની ઓરડીઓની લાઈનો અને તેના ઉપરના માળના હોલો ) અમદાવાદવાળા સ્વર્ગવાસી શેઠ વીરચંદ

**દીપચંદ** સી. આઇ. ઇ., જે. પી. ના સ્મરણાર્થે તેમની ધર્મપત્ની ડાહીબાઈએ સત્તર હજાર રૂપિયા આપીને કરાવેલ છે. આ ધર્મશાળાનો વહીવટ **રાધનપુર** (હાલ મુંબઇ)વાળા શેઠ **મોતીલાલ મૂળજી**ની પેઢીના હાથમાં છે, પણ તેમણે તે વહીવટ કારખાનાની કમીટીને (શેઠ **જીવણદાસ ગોડીદાસ**ની પેઢીને) સોંપી દેવો વ્યાજબી છે.

ઉપર પ્રમાણે આ તીર્થને અંગે અહીં નાની-મોટી મળીને કુલ છ જૈન ધર્મશાળાઓ હોઈ યાત્રાળુઓ માટે પૂરતી સગવડ છે, પરંતુ યાત્રાળુઓનાં ગાડાંના બળદોને છાયામાં બાંધવા માટે કંઇ પણ સગવડ કે સાધન નથી, તેમ પશ્ચિમ તરફના અંપામાં છાયાવાળું ઘટાદાર વૃક્ષ પણ નથી કે જેની છાયામાં બળદો બેસી શકે. મોટર સર્વીસ હોવા છતાં ચૈત્રીના મેળા ઉપર તથા હંમેશા પણ **રાધનપુર**, **હારીજ**, પાટણ વગેરે શહેરોથી અને ગામડાંઓમાંથી ઘણા યાત્રાળુઓ ગાડાં કરીને પણ આવે જ છે. આ ગાડાંઓના બળદોને વૈશાખ-જેઠ માસના સખ્ત તાપમાં પણ, આખો દિવસ ખુલ્લા મેદાનમાં સખ્ત તડકામાં બેસી રહેવું પડે છે. એ ત્રાસ જોયો જાય તેવું નથી. વૈશાખ-જેઠ માસમાં ખરે બપોરે જે માણસ આ મેદાનમાં બહાર નીકળે તેને જ એ ત્રાસની ખબર પડે, મકાનોમાં બેસી રહેનારાઓને તેની ખબર ન જ પડી શકે આ ત્રાસને દૂર કરવા માટે કમમાં કમ જૈન યાત્રાળુઓનાં બળદો તેમજ ઊંટ, ઘોડા વગેરેને છાયામાં રાખી શકાય તેવી સગવડ કરવા માટે કારખાનાની કમીટીવાળા અને સખી ગૃહસ્થો સત્વર ધ્યાન આપશે,

(૫) રાધનપુરવાળા શેઠ ઇચ્છાચંદ હેમજીની જૈન ધર્મશાલા બજારમાં રસ્તા ઉપર આવેલી છે. આ ધર્મશાલા શેઠ જીવણદાસ ગોડીદાસની પેઢી( જૈન કારખાના )ને અર્પણ કરેલી છે કારખાનાની વ્યવસ્થાપક કમીટીએ આ ધર્મશાલાનો કેટલોક ભાગ જૈન ભોજનશાળાની કમીટીને, ભોજનશાલા માટે વાપરવા આપેલો છે.

(૬) રાધનપુરવાળા શેઠ મણિલાલ મોતીલાલ મૂળજી મારફત બંધાયેલી આ ધર્મશાળા, શંખેશ્વર ગામના પશ્ચિમ તરફના ઝાંપામાં શ્રી સંઘની આર્થિક સહાયથી અને શેઠ મોતીલાલ મૂળજીની ખંત-લાગણી અને જાતિ દેખ-રેખથી બની છે. તેનો એક છેડો ' ગઢવાળી ' નવી ધર્મશાળાને લગતો છે અને બીજો છેડો છેક ગામની ભાગોળે છે. આ ધર્મશાળા પાકી, મેડીબંધ અને વિશાળ બનેલી છે. યાત્રાળુઓ માટે ઉપરના ભાગમાં મોટા મોટા હોલ અને નીચેના ભાગમાં ઓરડાઓ બનેલા છે. વચ્ચે વિશાળ ચોક છે. આનો મુખ્ય દરવાજો ઉત્તર સન્મુખ જાહેર રસ્તા ઉપર છે, પરંતુ 'ગઢવાળી' નવી ધર્મશાળામાંથી પણ આમાં અવાય-જવાય છે આ ધર્મશાળા વિ સં ૧૯૭૩ના ચૈત્ર સુદિ ૧૩ ગુરુવાર તા ૫-૪-૧૯૧૭ ને દિવસે, રાધનપુરના નામદાર નવાબ શ્રી જલાલુદ્દીન ખાનજી સાહેબના મુબારક હાથે ખુલ્લી મુકાણી છે. આ ધર્મશાળાનો ઉત્તર દિશા તરફના જાહેર રસ્તા તરફનો આગલો ભાગ' ( મુખ્ય દરવાજો, દરવાજાની બન્ને તરફની ઓરડીઓની લાઈનો અને તેના ઉપરના માળના હોલો ) અમદાવાદવાળા સ્વર્ગવાસી શેઠ વીરચંદ

જૈન પુસ્તકાલયઃ—

યાત્રાળુઓની સગવડતા ખાતર, ફુરસદના સમયમાં યાત્રાળુઓ પુસ્તકવાચનનો લાભ લઈ શકે તેટલા માટે, અહીં શ્રીમાન્ વિજયનીતિસૂરીશ્વરજી મહારાજશ્રીના સદુપદેશથી સં. ૧૯૮૫માં 'શ્રીહીરવિજયસૂરીશ્વરજી જૈન પુસ્તકાલય' સ્થાપન કરેલું છે તેમા પુસ્તકોનો સારો સંગ્રહ છે અને થોડાંક જૈન માસિકો વગેરે છાપાં પણ આવે છે. પરંતુ યાત્રાળુઓ આ પુસ્તકાલયનો જોઇએ તેવો લાભ લેતા નથી માટે પુસ્તકાલયની સુવ્યવસ્થા થવાની તથા યાત્રાળુઓએ તેનો સારી રીતે લાભ લેવાની જરૂર છે. હાલમાં પુસ્તકાલય નવા ઉપાશ્રયની પછવાડે લાયબ્રેરી માટે ખાસ બનાવેલ એક રૂમમાં રાખવામાં આવેલ છે. પુસ્તકાલય, દેરાસર આવવા-જવાના રસ્તા ઉપરજ અને નીચેના મકાનમાં કાયમ ખાતે રાખવામાં આવે તો તેનો લાભ વધારે પ્રમાણમા લોકો લઇ શકે, માટે તેની વ્યવસ્થા થવાની જરૂર છે.

ચબૂતરોઃ—

આ કંપાઉંડના મુખ્ય દરવાજામાં પેસતાં ડાબી બાજુમાં મોટું દલાણુ (ઓસરી) છે તેના છેડા પાસે કબૂતરો વગેરે પંખીઓ માટે એક ચબૂતરો બનેલો છે. તેમાં પક્ષીઓ માટે કારખાના તરફથી હંમેશાં અનાજ નંખાય છે.

નગારખાનુંઃ—

ટાંકાવાળી ધર્મશાળાની પાસે બહાર શેરીમાં જવાની જૂની બારી (ડેલી) છે, તેના ઉપર સં. ૧૮૯૭ની સાલમાં

એવી આશા રાખવી અસ્થાને નહીંજ ગણાય. આ કાર્ય માટે ઉપેક્ષા કરવા જેવું નથી. મૂંગા પ્રાણીઓનો આશીર્વાદ લેવા જેવું છે.

અન્ય મકાનોઃ—

'ગઢવાળી' ધર્મશાળાના મુખ્ય દરવાજાથી અંદર પેસતાં જમણા હાથ તરફના ઓરડાઓમાં અને તેની પાસે પીવા માટે ઠારેલ ગરમ પાણી અને ન્હાવા માટે ગરમ-ઠંડા પાણીની સગવડ રાખેલી છે. તેની પછી ખૂણામાં એક નાની પણ જૂની પોસાળ (પૌષધશાળા) છે, કે જે શ્રીશંખેશ્વર ગામના શ્રાવકોને ઉપાશ્રય તરીકે, ધર્મકાર્યો કરવા સારૂ વાપરવા માટે આપવામાં આવેલ છે. તેની પાસે-આગળના ભાગમાં શેઠ જીવણદાસ ગોડીદાસની પેઢી (શ્રીશંખેશ્વર જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક કાર્યાલય) ની બેઠકનું મકાન હતું અને તેના ઉપર 'શ્રી હીરવિજયસૂરીશ્વરજી જૈન પુસ્તકાલય' હતું. પરંતુ એ મકાન જીર્ણ થઈ ગયેલ હોઈ હાલમાં તેને પાડી નાખ્યું છે. તે ઠેકાણે પેઢી અને પુસ્તકાલય માટે નવું મકાન બાંધવાનું કામ ચાલુ કરવાના છે.

જૈન ઉપાશ્રયઃ—

તેની પાસેથી વંડાવાળી નવી ધર્મશાળામાં જતાં જમણા હાથ તરફ શ્રાવકોને ધર્મક્રિયાઓ કરવા માટે જૈન ઉપાશ્રયનું સુંદર મકાન હાલમાં જ નવું તૈયાર થયું છે, જેથી મુનિરાજોને અલાયદા ઉતરવાની તથા શ્રાવકોને ધર્મક્રિયાઓ કરવાની સગવડ સારી થઈ છે. આવીજ રીતે શ્રાવિકાઓ માટે પણ ખાસ અલાયદો ઉપાશ્રય થવાની ખાસ અગત્ય છે.

## પ્રકરણ ચૌદમું : બગીચા અને ગૌચર જમીન

### બગીચો: ( નં. ૧ ):—

શંખેશ્વર ગામના ઉગમણા–પૂર્વદિશાના–ઝાંપામાં શ્રી શંખેશ્વરજીના જૈન શ્વે૦ મૂ૦ કારખાના ( કાર્યાલય )નો એક મોટો રાા વીઘાનો બગીચો છે, તેમાં ફુલના રોપાઓ ઉપરાંત ફળનાં મોટાં વૃક્ષો પણ ઘણાં છે. તે સિવાય તેમાં નોકરોને રહેવા માટે મકાનો બનેલાં છે. અને કારખાનાનાં ઘોડા અને ઢોરો પણ અહીં રાખવામાં આવે છે. આ બગીચામાં જેટલાં ફૂલ થાય છે તે બધાં હમેશાં દેરાસરજીમાં આવે છે. આ બગીચામાં બારે માસ કોસ ચાલુ રહે એવો એક મોટો અને પાકો બાંધેલો કૂવો છે. પણ તેનું પાણી ખારું હોઈ પીવાના ઉપયોગમાં આવતું નથી, વૃક્ષો તથા ઢોરોના ઉપયોગમાં આવે છે. આ બગીચામાં પાકી બાંધેલી એક મોટી છત્રી છે. તે છત્રીની અંદર શિખરબંધી નાની દેરીમાં પાયચંદગચ્છના શ્રીહર્ષચંદ્રસૂરિ નામના શ્રીપૂજ્યનાં પગલાં જોડી ૧ છે, તેની ઉપર સં. ૧૯૧૬નો લેખ છે ( જુઓ. લે. ૬૨ ). આ બગીચો ઘણો મોટો હોઈ, જો તેની સારી વ્યવસ્થા કરવામાં આવે તો તેમાંથી થોડી-ઘણી આવક થઇ શકે તેમ છે, અને પ્રભુપૂજા માટે ખૂબ પુષ્પો મળી શકે તેમ છે.

નગારખાના માટે મકાન બનેલું છે. જ્યાં હમેશાં નિયમિત રીતે ચોઘડીઆં વાગે છે.

ભોજનશાળાઃ—

**રાધનપુર** અને આસપાસના કેટલાક ભાવિક **જૈન** ગૃહસ્થોએ મળીને યાત્રાળુઓની સગવડ માટે પાંચેક વરસથી અહીં એક ભોજનશાળા ખોલી છે, અને તે બજારના રસ્તા ઉપર **રાધનપુરવાળા શેઠ ઈચ્છાચંદ હેમજીની** ધર્મશાળામાં રાખવામાં આવી છે. આ ભોજનશાળા થવાથી યાત્રાળુઓને ઘણી અનુકૂળતા થઈ છે. ભોજન આદિની વ્યવસ્થા સારી છે. આ ભોજનશાળામાં જમનાર પાસેથી એક ટંકના ચાર આના અને બે ટંકના છ આના ચાર્જ લેવાનો ઠરાવ તેની કમીટીએ કરેલો છે. તે પ્રમાણે ફીની રકમ આવે તે બાદ કરતાં વાર્ષિક સરેરાશ આશરે એક હજાર રૂપિયાનો ટોટો પડે છે. એ ટોટો કમીટી, મેંબરોમાંથી અને ગૃહસ્થો પાસેથી ફંડ ઊઘરાવીને પૂરો કરે છે. આ ભોજનશાળા સાધુ-સાધ્વીઓની ભક્તિનો સારામાં સારો લાભ લ્યે છે. ભોજનશાળાની દેખરેખ, **રાધનપુર, સમી, પંચાસર, પાટણ** વગેરે ગામોના ૫-૭ ભાવિક ગૃહસ્થોની કમીટી રાખે છે. કમીટીના મેંબરો અવાર-નવાર અહીં આવીને જાતિ દેખરેખ રાખે છે. વાર્ષિક હિસાબ અને રીપોર્ટ છપાય છે. આ કાર્યમાં **રાધનપુરવાળા શાહ બાપુલાલ (લખમીચંદ) પ્રેમચંદ** સારો રસ લેતા જણાય છે.

શ્રીશંખેશ્વરજીના દેરાસરને અર્પણ કરીને વિ સ. ૧૭૨૨ ના માઘ સુદિ ૨ ને બુધવારે ગૌચર માટે છૂટી મૂકી છે.

આ મોટા વિસ્તારવાળી જમીનમાં છેટે છેટે 'સરઇ'ના પાંચ પત્થરો ખોડેલા છે, તેમાંથી ત્રણ 'સરઇ'ના લેખો મહા મહેનતે વાંચી, જેટલો ભાગ વંચાણો તેટલો ભાગ ઉતારી લઇને પહેલા પરિશિષ્ટમાં લેખાક નં ૬૩, ૬૪, ૬૫માં આપેલ છે બાકીની બે સરઈના લેખના અક્ષરો સાવ ઘસાઇ ગયેલા હોવાથી વાંચી શકાણા નથી તેમાં કોઈ બીજા ખેતરને પણ ગૌચર માટે છૂટું મૂક્યાનો ઉલ્લેખ હોવાની સંભાવના થાય છે ઉક્ત ત્રણ સરઈના લેખોની નકલો શેઠ જીવણદાસ ગોડીદાસની પેઢી (કારખાના)માં પણ મોજૂદ છે આ નકલો કારખાનાના કાર્યવાહકોએ રાધનપુર સ્ટેટના રાજ્ય દફતરમાં કોઈ કાર્ય પ્રસંગે સં. ૧૯૫૦ના ફાગણ માસમાં દાખલ કરેલ છે.

બગીચો: ( નં. ૨ ):—

ગામના આથમણા ( પશ્ચિમ ) ઝાંપાની નજીકમાં પણ કારખાનાના તાબાનો ચાર વીઘાનો એક બગીચો હતો, પણ ત્યાંના કૂવામાં બગીચાને પૂરતું પાણી નહીં હોવાથી તે બગીચો કાઢી નાંખીને તે જમીન વિઘોટીથી ખેડૂતને ખેડવા માટે આપી દેવામાં આવે છે, તેની વાર્ષિક અમુક રકમ કારખાનાને મળે છે.

બગીચો ( નં. ૩ ):—

શંખેશ્વર ગામની ઉત્તર દિશામાં, **ખારસોલ** તળાવના કિનારા ઉપર, ઝંડકૂવાની નજીકમાં અઢી વીઘાનો, ગુલાબનાં ફૂલના રોપાવાળો એક બગીચો છે. તે બગીચો એક સખી ગૃહસ્થે આ સાલમાં ખરીદીને શ્રીશંખેશ્વરજી કારખાનાને અર્પણ કર્યો છે. તેમાંથી હમેશાં ગુલાબનાં પુષ્પો પ્રભુજીને ચડાવવા માટે દેરાસરજીમાં આવે છે.

ગૌચર જમીન:—

શંખેશ્વર ગામની ઉત્તર દિશા તરફના ઝાંપા બહાર, **ખારસોલ** તળાવની પાસે, **ખંડીયા** ગામના રસ્તા ઉપર, સ્ટેટની ખળાવાડ પાસે જે પડતર જમીન છે તે 'ઊટવાળીયા' ખેતરની છે. જેમાં ખળાં તૈયાર થાય છે તે પણ 'ઊટવાળીયા' ખેતરની જ જમીન છે. આ ' ઊટવાળીયું ' નામનું મોટું ખેતર અને તેની આસપાસની જમીન, રાજ્યનો કર ભરીને રાજ્યની મંજૂરીથી, શેઠ **ગણેશચન્દ્ર શાંતિદાસ, ઝાલા અમરાજી, ઝાલા રામદાસજી** અને ગામના મુખી, પટેલો વગેરેની સાક્ષીથી ગામના લોકોએ મળીને,

શ્રીશંખેશ્વરજીના દેરાસરને અર્પણ કરીને વિ સં. ૧૭૨૨ ના માઘ સુદિ ૨ ને બુધવારે ગૌચર માટે છૂટી મૂકી છે.

આ મોટા વિસ્તારવાળી જમીનમાં છેટે છેટે 'સરઇ'ના પાંચ પત્થરો ખોડેલા છે, તેમાંથી ત્રણ 'સરઇ'ના લેખો મહા મહેનતે વાંચી, જેટલો ભાગ વંચાણો તેટલો ભાગ ઉતારી લઇને પહેલા પરિશિષ્ટમાં લેખાક નં. ૬૩, ૬૪, ૬૫માં આપેલ છે બાકીની બે સરઈના લેખના અક્ષરો સાવ ઘસાઇ ગયેલા હોવાથી વાંચી શકાણા નથી તેમાં કોઈ બીજા ખેતરને પણ ગૌચર માટે છૂટું મૂક્યાનો ઉલ્લેખ હોવાની સંભાવના થાય છે. ઉક્ત ત્રણ સરઈના લેખોની નકલો શેઠ જીવણદાસ ગોડીદાસની પેઢી (કારખાના)માં પણ મોજૂદ છે આ નકલો કારખાનાના કાર્યવાહકોએ રાધનપુર સ્ટેટના રાજ્ય દફતરમાં કોઈ કાર્ય પ્રસંગે સં. ૧૯૫૦ના ફાગણ માસમાં દાખલ કરેલ છે.

## પ્રકરણ પંદરમું : મેળા અને રાજ્યપ્રેમ

મેળા:—

શ્રીશંખેશ્વર પાર્શ્વનાથજી તીર્થના અંગે અહીં કાયમ ખાતે દર વર્ષે ત્રણ મોટા મેળા ભરાય છે: ૧ ચૈત્રી પૂનમનો, ૨ કાર્તકી પૂનમનો અને ૩ પોષ દશમી—માગશર વદિ ૧૦ નો.

(૧) ઉપરોક્ત ત્રણે મેળામાં પણ ચૈત્રી પૂનમનો મેળો સૌથી જબરદસ્ત ભરાય છે. આ મેળા ઉપર **રાધનપુર** અને **પાટણ**થી સંઘો આવે છે, તે ઉપરાંત ગામેગામથી યાત્રાળુઓ આવે છે. આ મેળા પ્રસંગે મુનિરાજો અને સાધ્વીજીઓ પણ સારા પ્રમાણમાં આવે છે. આ મેળો સાર્વજનિક હોઈ જૈનો ઉપરાંત અઢારે વર્ણના મનુષ્યો આ મેળામાં માલ વેચવા અને ખરીદવા માટે આવે છે. તેઓ બધા **શંખેશ્વર પાર્શ્વનાથ** પ્રભુજીનાં પ્રેમ અને ભક્તિથી દર્શન કરીને યથાશક્તિ ભેટ ચડાવે છે. આ મેળા ઉપર ગામના કે બહારગામના વેપારીઓ ગમે તેટલો માલ વેચવા માટે લાવે કે બહારગામથી માલ મંગાવે, તોપણ તેનું દાણ (જગાત) રાજ્ય તરફથી માફ છે. તેમજ આ મેળા ઉપર રાધનપુર સ્ટેટના મુખ્ય મેજીસ્ટ્રેટ સાહેબ, થાણદાર, ફોજદાર સાહેબ વગેરે અમલદારો અને પોલીસ પાર્ટીઓ પણ આવે છે. સ્ટેટ તરફથી ચોકી—પહેરાનો સારો બંદોબસ્ત રહે છે.

આ મેળામાં ઘણી વાર જૈન કોમનું પાંચ-પાંચ હજાર માણસ એકઠું થાય છે. આગળના સમયમાં તે કરતાંય વધારે માણસ એકઠું થતું હશે એમ જણાય છે. કેમકે આ મેળા પ્રસંગે પહેલાં નવકારશી–સાધર્મીવાત્સલ્યમાં શીરો, દાળ, શેષવા–ઝાલર (ચણા–વાલ)નું જમણ થતું, તે વખતે ગઢવાળી–હાલ નવી થયેલી ધર્મશાળાના ચોકમાં વચ્ચે એક ઠેકાણે જમીનમાં ખાડો ખોદીને કુંડની પેઠે તેને ચૂનાબંધ ચણી લઈને પાકી કલઇ કરેલ છે, તેની અંદર શીરો તૈયાર કરીને ભરતા અને એ જ ધર્મશાળાની ઓસરીના કિનારે ૨–૩ ઘડીઓ–માટીની કોઠીઓ ચૂનાથી ચણી લીધેલી છે, તેમાં શેષવા–ઝાલરનું શાક તૈયાર કરીને ભરતા તથા મોટા રંગાડાઓમાં દાળ રાંધીને ત્યાં–ચોકમાં મૂકી રાખતા, અને લોકો જમવા બેસે ત્યારે પીરસનારા એમાંથી લઈ લઈને પીરસતા. મતલબ કે પીરસનારાઓને શીરો વગેરે કોઇ પણ ચીજ કોઈ આગેવાનોના અંકુશ હેઠળથી લાવવી પડે એવું નહોતું. પીરસનારાઓ સ્વતઃ એ સ્થળેથી લાવી–લાવીને પીરસતા. પણ આગળના લોકો ભદ્રિક હોવા સાથે, કોઈનું બૂરું કરવામાં રાજી નહોતા, માલ વધારે લઈ લઈને પડતો મૂકીને બગાડો કરતા નહોતા. પૈસા ખર્ચનારાઓને યશ મળે તેમાં તેઓ રાજી રહેતા. (આજકાલ જો આ પ્રમાણે માલ છૂટો મૂકી દીધો હોય તો માલનું સત્યાનાશ વાળી નાંખે, ખાય થોડું અને બગાડે ઝાઝું અને પાછળના માણસોને કદાચ ભુખ્યા રહેવાનો પણ સમય આવે)

(૨) કાર્તકી પૂનમના મેળામાં સાધુ–સાધ્વીઓ તો બહુ જ ઓછા પ્રમાણમાં આવી શકે; બહુમાં બહુ શંખેશ્વર

છથી સાત ગાઉ દૂર **સમી, દસાડા** વગેરેમાં ચોમાસું રહેલ હોય એ જ આવી શકે. પરંતુ આ મેળામાં દર વર્ષે **રાધનપુર**નો સંઘ આવવા ઉપરાંત ગામેગામથી યાત્રાળુઓ સારી સંખ્યામાં આવે છે.

(૩) પોષ દશમી—માગશર વદિ ૧૦ ને દિવસે શ્રી **પાર્શ્વનાથ** પ્રભુનું જન્મ કલ્યાણક હોવાથી તે દિવસે પણ અહીં મેળો ભરાય છે. આ મેળામાં સાધુ—સાધ્વીઓ ઉપરાંત **રાધનપુર, પાટણ, પાટડી, બજાણા, માંડલ, વીરમગામ** તથા આસપાસનાં ગામોના યાત્રાળુઓ આવે છે, આમાં **માંડલ, વીરમગામ**ના યાત્રાળુઓ વિશેષ પ્રમાણમાં આવે છે.

આ ત્રણે મેળાના દિવસોમાં રથયાત્રાના વરઘોડા, મોટી પૂજાઓ, આંગી, ભાવના, રાત્રિજાગરણ અને સાધર્મીવાત્સલ્ય વગેરે ધાર્મિક કાર્યો થાય છે. યાત્રાળુઓ તેમાં ભાગ લઈ પોતાના તે દિવસો ધર્મક્રિયામાં આનંદપૂર્વક પસાર કરે છે.

ઉપરોક્ત ત્રણ મેળા સિવાય બીજાં જૈન પર્વો—તહેવારોમાં પણ અહીં યાત્રાળુઓ સારા પ્રમાણમાં એકઠા થાય છે.

રાજ્યપ્રેમઃ—

આ તીર્થ ઉપર રાજ્યનો—**રાધનપુર** સ્ટેટના **બાબી** કુટુંબના નવાબ સાહેબોનો ઘણો સારો પ્રેમ અગાઉથી જ ચાલ્યો આવે છે, રાજ્યની કોઇ પણ જાતની કનડગત નથી. નેકનામદાર નવાબ સાહેબ **શ્રીબીસમીલ્લા ખાનજી બાબી** બહાદુરનો આ તીર્થ પ્રત્યે જેવો પ્રેમ હતો તેવો જ પ્રેમ, બલ્કે તેથી પણ વધારે તેમના વારસદાર—તેમની પછી ગાદી પર આવેલા મર્હૂમ નેકનામદાર નવાબ સાહેબ સર

**મહમ્મદ શ્રી જલાલુદ્દીન ખાનજી બાબી** બહાદુર, કે. સી. આઈ. ઈ. નો પણ હતો. આ બન્ને નવાબ સાહેબોએ તથા તેમના પૂર્વજોએ આ તીર્થને અમુક અમુક હક્કો આપેલા છે, તે આજસુધી બરાબર પળાય છે ઉપરોક્ત બન્ને નવાબ સાહેબો આ તીર્થ પ્રત્યે જેવી શુભ લાગણી રાખતા હતા, એવી જ લાગણી તેમની ગાદી પર આવેલા નેકનામદાર નવાબ સાહેબ શ્રી **મૂર્તિજાખાનજી બાબી** બહાદુર પણ રાખશે, એવી આશા રાખવામાં આવે છે. જેવી રીતે નામદાર નવાબ સાહેબો અને રાજ્યકુટુંબો આ તીર્થ પર શુભ લાગણીઓ ધરાવે છે, તેવી જ રીતે રાજ્યના નાનાથી મોટા અમલદારો પણ શુભ લાગણી ધરાવે છે અમલદારો તરફથી પણ કોઈ પ્રકારની કનડગત, હેરાનગતિ કે અથડામણી થતી નથી ઇસ્લામ ધર્મવાળા નવાબ સાહેબોનું રાજ્ય હોવા છતાં પણ આ જૈનતીર્થ ઉપર રાજ્યનો આટલો પ્રેમ છે એ કાંઈ ઓછું ખુશી થવા જેવું નથી.

દાણ માફ:—

જેમ ચૈત્રી પૂનમના મેળા ઉપર ગામના કે બહારગામના વેપારીઓ ગમે તેટલો માલ વેચવા માટે લાવે કે મંગાવે તો પણ તેનું દાણ-જકાત સર્વથા માફ છે, તેમ આ તીર્થને અંગે શેઠ **જીવણદાસ ગોડીદાસ**ની પેઢી દેરાસર, ધર્મશાળા, ઉપાશ્રય, કુવા, ચબૂતરા, પેઢીનાં મકાનો વગેરે બંધાવવા કે સમરાવવા માટે; પૂજા-પાઠ માટે; જમણવાર માટે; આંગી માટે કે ફરનીચર માટે ગમે ત્યારે ગમે તેટલી કિંમતની ચીજો અહીંથી ખરીદે અથવા બહારગામથી મંગાવે તેનું દાણ કેટલાંય વર્ષોથી કાયમને માટે માફ છે. કારખાના

ઉપર, કારખાનાના નોકરો ઉપર કે યાત્રાળુઓ ઉપર કોઇ જાતનો કરવેરો કે ટેકસ નથી, કોઇ જાતની કનડગત નથી. શિકારની મનાઈ, મેળા ઉપર અમલદારોની હાજરી, રાજ્ય તરફથી ચોકીપહેરાનો સારામાં સારો બંદોબસ્ત વગેરે વગેરે બાબતો જ રાજ્યનો–સ્ટેટનો આ તીર્થ પ્રત્યે અપૂર્વ પ્રેમ હોવાનું સ્પષ્ટ રીતે બતાવી આપે છે.

તે ઉપરાંત નામદાર નવાબ સાહેબો તરફથી કે સ્ટેટ તરફથી આ તીર્થને જમીન વગેરે કંઇ ને કંઇ બક્ષીસમાં પણ મળ્યું હશે જ, પરંતુ તે સંબંધી કંઇ પણ લેખો કે દસ્તાવેજો મને મળી શક્યા નહીં હોવાથી–ચોક્કસ માહિતી નહીં મળવાથી તે બાબત અહીં વધારે વિગતથી રજૂ કરી શકયો નથી. પરંતુ પૂજાનાં કપડાં પહેરવાની ઓરડીની ઓસરીની પાસે દાનપત્રનો એક પત્થર ખોડેલો છે, તેમાં સત્તરમી સદીના કોઈ નવાબ સાહેબના વખતનો શિલાલેખ ખોદેલો છે, પણ તેના અક્ષરો ઓડિયા અને ઘસાઇ ગયેલા હોવાથી મહેનત કરવા છતાં પણ તે લેખ પૂરેપૂરો વાંચી શકાયો નથી. પરંતુ કાંઈક જમીન વગેરે ભેટ કર્યાનો અથવા તો દાણ–જકાત માફ કર્યાના દાનપત્રનો જ આ શિલાલેખ હોવો જોઇએ એમ જણાય છે.

શિકારની સખ્ત મનાઈ:—

શંખેશ્વર ગામની હદમાં કોઈ પણ જાતનો શિકાર કરવાનો નામદાર નવાબ સાહેબે સખ્ત મનાઈહુકમ બહાર પાડેલો છે. તે અનુસાર નામદાર નવાબ સાહેબ પોતે અથવા તો તેમના કુટુંબના કોઇ પણ માણસો કે તેમના મહેમાનો પણ શંખેશ્વર ગામની હદમાં કોઇ પણ જાતનો શિકાર કરતા નથી અને જે કોઇ શિકાર કરે તેને સજા કરવામાં આવે છે.

# પ્રકરણ સોળમું : વહીવટ અને વ્યવસ્થા

**વહીવટઃ—**

સૈકાઓ પહેલાં **શંખેશ્વર** ગામમાં શ્રાવકોની ઘણી વસ્તી હતી, અને જ્યારે **શંખેશ્વર** ગામમાં મોટા મોટા સૂરિવર્યો અનેક મુનિરાજો સાથે ચોમાસાં કરતા હતા, તે સમયમાં કેટલાક સૈકાઓ સુધી આ તીર્થનો વહીવટ શંખેશ્વર ગામનો જ સંઘ કરતો હશે, એમાં શક નથી. પછી મુસલમાની લડાઈઓના જમાનામાં અહીંની જૈન વસ્તી લડાઈઓ વગેરેના ભયને લીધે નાસી જવાથી ઘટી ગઈ હશે, ત્યાર પછી આ તીર્થનો વહીવટ, નજીકમાં આવેલા **પાટણ** શહેરના સંઘના હાથમાં ગયો હોય તો ના નહીં. પરંતુ તે માટે કોઈ ગ્રંથ કે શિલાલેખનું પ્રમાણ મને મળ્યું નથી. ત્યાર પછી આ તીર્થનો વહીવટ **શંખેશ્વર**, **રાધનપુર** સ્ટેટનું ગામ હોઈને તથા **રાધનપુર**માં જૈનોની વસ્તી ઘણી જ હોવાથી, રાધનપુરના સંઘને સોંપાયો અને ઘણાં વર્ષો સુધી તેમના હાથમાં રહ્યો. આ તીર્થનો વહીવટ રાધનપુરના સંઘને ક્યારે સોંપાયો ? તે ચોક્કસ રીતે જાણવામાં આવ્યું નથી. પરંતુ છેલ્લાં લગભગ દોઢ સો વર્ષોથી અહીંનો વહીવટ રાધનપુરના સંઘના હાથમાં હતો એ તો ચોક્કસ વાત છે. કેમકે 'ટાંકાવાળી' ધર્મશાલાના વિ સં. ૧૮૩૬ અને ૧૮૫૪ ના શિલાલેખો (લેખ નં. ૫૯, ૬૦)માં તથા નવા દેરાસરના મુખ્ય દરવાજાની બહારની (શૃંગારચોકીની) ડાબી બાજુની દીવાલમાં ચોડેલા-

વિ. સં. ૧૮૯૮ ના ( લેખ નં. ૧૧ )માં રાધનપુરના **મશાલીયા** તથા **શાહ** વગેરે કુટુંબના ગૃહસ્થોએ પોતાની દેખરેખથી 'ટાંકાવાળી' ધર્મશાલા કરાવ્યાનું અને નવા દેરાસરમાં જીર્ણોદ્ધારનું કામ કરાવ્યાનું લખ્યું છે. રાધનપુરના **સંઘમાંથી** ચુંટાયેલી ચોક્કસ માણસોની એક કમીટી આ તીર્થનો વહીવટ સંભાળતી, દેખરેખ રાખતી અને સમારકામ વગેરે કરાવતી; તેમાં પણ પાછળના સમયમાં **મશાલીયા** કુટુંબની આગેવાની હોય એમ જણાય છે. પછી મશાલીયા કુટુંબની સ્થિતિ નરમ પડવાના કારણે અથવા કામ કરનાર આગેવાનો બહારગામ રહેવાજવાના કારણે આ તીર્થનો ચાલુ વહીવટ તેમણે વિ. સં. ૧૯૫૮ માં **અમદાવાદના** સુપ્રસિદ્ધ શેઠ **જમનાદાસભાઈ ભગુભાઇને** સોંપી દીધો.[1] શેઠ **જમનાભાઇએ** થોડા

---

[1] **રાધનપુરની** કમીટીએ આ તીર્થનો ચાલુ વહીવટ, સીલીક, અને સ્થાનિક મિલ્કત વગેરે બધું શ્રીયુત શેઠ **જમનાદાસભાઈ ભગુભાઇને** સોંપી દીધું હતુ. પરંતુ રાધનપુરની કમીટીની કાર્યવાહીના સમયના ચોપડા, દસ્તાવેજો, ખતપત્રો વગેરે બધું હજુ રાધનપુરમાં જ છે. તપાસ કરતાં તે હાલ ક્યાં-કોની પાસે-કયે ઠેકાણે છે'? તેનો પણ પત્તો નથી. તો એનો પત્તો લગાડીને જૂના ચોપડા, દસ્તાવેજો વગેરે પણ **શંખેશ્વરજીની** વર્તમાન કમીટીને સોંપી દેવા જોઈએ, કે જેથી વખત પર દસ્તાવેજો વગેરેની જરૂર પડે ત્યારે કામ લાગે.

સાંભળવા પ્રમાણે શંખેશ્વરજી કારખાનાની માલિકીની કાંઈક સ્થાવર મિલ્કત-મકાનો રાધનપુરમાંની શ્રી સાગરગચ્છની પેઢીને હસ્તક છે. આ વાત જો સાચી હોય તો તે પણ તેમણે ચાલુ કમીટીને સોંપી દેવી જોઈએ, અથવા તો તેની પૂરેપૂરી માહિતી વર્તમાન કમીટીને આપવી જોઇએ.

સમયમાં **અમદાવાદના** પ્રતિષ્ઠિત આઠ ગૃહસ્થોની એક કમીટી સ્થાપન કરીને આ તીર્થનો વહીવટ ઉક્ત કમીટીને સોંપી દીધો. પોતે પણ તે કમીટીમાં શામેલ હતા. **ભોયણી** તીર્થનો વહીવટ પણ એ જ કમીટીને સોંપાયો. ત્યારથી આજ સુધી અખંડપણે અમદાવાદની ઉક્ત કમીટી હસ્તક **ભોયણીજી** અને **શંખેશ્વરજી**, આ બન્ને તીર્થોનો વહીવટ–સીલીક અને હિસાબ અલગ અલગ રાખવામાં આવે છે. કમીટીના મેંબરો વારાફરતી અવાર–નવાર શંખેશ્વરજી આવે છે. કોઈ ખાસ મોટું કામ હોય તો ૨–૪ જણા સાથે મળીને આવે છે, અહીંની પેઢીના કામકાજ ઉપર તપાસ રાખે છે અને સુધારા–વધારા સૂચવે છે.

**શંખેશ્વરજી** તીર્થમાં મોટું કામ કરાવવા માટે, મોટી સહાયતા મોકલવા માટે અથવા તો **શંખેશ્વરજી**ની સ્થાનિક પેઢી કે વ્યવસ્થા સંબંધી કંઇ પણ નાની–મોટી ફરિયાદ કરવા માટે હેડ ઑફીસ (કમીટી) ઉપર લખવાની ઇચ્છા હોય તેમણે નીચેના સરનામે પત્રવ્યવહાર કરવો અથવા જાતે મળવું–

શ્રી શંખેશ્વરજી તીર્થનો વહીવટ કરનાર કમીટી,
ઠે. પરી વીરચંદ સૌભાગ્યચંદની પેઢી,
શેઠ મનસુખભાઇની પોળ, **અમદાવાદ.**

**વ્યવસ્થા:—**

આ તીર્થની સ્થાનિક સર્વ પ્રકારની દેખરેખ અને વ્યવસ્થા રાખવા માટે કાયમ ખાતે આ તીર્થમાં એક સ્થાનિક પેઢી રાખવામાં આવે છે, જેમાં એક મુખ્ય મુનીમ (મેનેજર) ઉપરાંત કીલીદાર, વાસણ ગોદડાં કારકુન અને નામાદાર મળીને ૩–૪ ગુમાસ્તાઓ, ૩–૪ પૂજારીઓ, કેટલાક નોકરો તેમજ

કેટલાક સીપાઇઓ કાયમ ખાતે રાખવામાં આવે છે. આમાંથી જેને જેને જે જે કામ કમીટીએ અથવા મુખ્ય મુનીમે સોંપ્યું હોય છે, તે તે કામ તેઓ બજાવે છે. તેમાં જરૂર પ્રમાણે અવાર-નવાર ફેરબદલી પણ થયા કરે છે.

**પેઢીનું નામઃ—**

આ સ્થાનિક પેઢીનું નામ **શેઠ જીવણદાસ ગોડીદાસ** રાખવામાં આવ્યું છે. આ નામ કયારથી ચાલુ થયું છે? તે ચોક્કસ જાણવામાં આવ્યું નથી. પરંતુ ઉપરોક્ત સં. ૧૮૬૮ (લે૦ નં. ૧૧) વાળા શિલાલેખમાં જણાવ્યા પ્રમાણે **રાધનપુર**ના રહેવાસી શાહ **જીવણદાસ ગોડીદાસે** પોતાની જાતિ દેખરેખથી **જયપુર**ના એક ગૃહસ્થે આપેલ પાંચ હજાર રૂપિયાથી આ નવા દેરાસરનો જીર્ણોદ્ધાર-ફુટયા તૂટયા કામની મરામત તથા જરૂરી નવું કામ કરાવ્યું હતું. આ ઉપરથી જણાય છે કે ઉક્ત શાહ **જીવણદાસ ગોડીદાસ** આ તીર્થની સેવા માટે હમેશાં રસ લેતા હશે-જાતિભોગ આપતા હશે, અને કદાચ તેમણે મરતી વખતે પોતાની બધી મિલ્કત અથવા તો મિલ્કતનો મોટો ભાગ આ તીર્થને અર્પણ કર્યો હશે, તેથી શ્રીસંઘે મળીને સ્થાનિક પેઢી સાથે તેમનું નામ જોડી દીધું હશે.[1] ત્યારથી એ નામ આજસુધી બરાબર ચાલ્યું આવે છે.

**સગવડઃ—**

અહીં આવનારા સંઘો, યાત્રાળુઓ તથા સાધુ-સાધ્વીઓને સર્વ પ્રકારની સગવડ છે, કોઇ પણ પ્રકારે અગવડ પડે તેમ

---

૧ આવી રીતે ભાવનગરના શ્રીસંઘની પેઢી, રાધનપુરના વિજયગચ્છ સંઘની પેઢી વગેરે ઘણાં ગામોના સંઘની પેઢી સાથે અમુક અમુક વ્યક્તિનું નામ જોડાયેલ સાંભળ્યું છે.

નથી. ધર્મશાળાઓ વિશાળ છે, અહીંનાં હવા-પાણી ઘણાં જ સારાં છે. ગામમાં બજાર હોવાથી જોઈતી ચીજ-વસ્તુઓ મળી શકે છે. તેમજ ભોજનશાળા ચાલુ હોઇ યાત્રાળુઓને રસોઇ કરવાની કડાકૂટ પણ દૂર થઈ છે. ધર્મશાળામાં યાત્રાળુઓ ખુશીમાં આવે તેટલા દિવસો સુધી રહી શકે છે; વધારે દિવસો સુધી રહેનાર પાસેથી ભાડું લેવામાં આવતું નથી. ફુરસદનો વખત જ્ઞાન-ધ્યાનમાં અને પુસ્તકો વાંચવામાં કાઢવા માટે ઉપાશ્રય અને પુસ્તકાલયની સગવડ પણ કારખાના તરફથી કરેલ છે. હમેશાં નિયમિત રીતે ચોઘડિયાં વાગે છે, રાત-દિવસ ઘડિયાળના ડંકા ચોકીદારો વગાડે છે. હમેશાં સાંજે દેરાસરજીમાં દશાંગ અને કીન્નરનો ધૂપ તથા રોશની થાય છે, રાત્રે ભાવના બેસે છે, તેથી યાત્રાળુઓનાં મન અતિ પ્રફુલ્લિત અને હર્ષ વડે ઉલ્લસિત બને છે. કોઇ પણ જાતનું કામ હોય અથવા અડચણ હોય તો પેઢીમાં જઈને કહેવાથી તેની વ્યવસ્થા તેઓ કરી આપે છે. આ તીર્થમાં બાહ્ય અને આંતરિક શાંતિ સારી સચવાય છે, માટે દરેક ભાવુક શ્રદ્ધાળુ મહાનુભાવે આ તીર્થની યાત્રા અવશ્ય કરવા ભલામણ છે.

સહાયતા મોકલવા માટે, આવવા-જવા માટે અગર હરકોઇ કામને અંગે આ સ્થાનિક પેઢીની સાથે પત્રવ્યવહાર કરવા ઇચ્છનારે નીચેના સરનામાથી પત્રવ્યવહાર કરવો:

શેઠ જીવણદાસ ગોડીદાસની પેઢી.
( શંખેશ્વરતીર્થ કારખાનું )
મુકામ: શંખેશ્વર, પોષ્ટ આદરીઆણા,
સ્ટેશન ખારાઘોડા ( કાઠીઆવાડ )

આવક-ખર્ચ:—

આ તીર્થમાં દેરાસર ખાતે અને સાધારણ ખાતે વાર્ષિક આવક તથા ખર્ચ કેટલું થાય છે? તે માટે અમે શ્રી શંખેશ્વરજીની સ્થાનિક પેઢીને પુછાવ્યું હતું, પરંતુ આ પ્રશ્નનો જવાબ આપવાનું તેમની સત્તાની બહાર હોઈ તેમણે કંઈ પણ ખુલાસો નહીં આપવાથી, મેં **અમદાવાદ**ની હેડ ઓફીસને પત્રો લખીને પુછાવ્યું હતું. પરંતુ સત્તાવાર વિગત પુસ્તકમાં પ્રગટ નહીં કરાવવાની ઇચ્છાથી કે ગમે તે કારણથી તેમણે પણ આ માટે કંઇ પણ ખુલાસો આપ્યો નથી. પરંતુ મેં પ્રયાસ કરીને બીજે ઠેકાણેથી તેનો ખુલાસો મેળવ્યો છે. જો કે તે સત્તાવાર ખુલાસો નથી, છતાં તે ઉપરથી અનુમાનથી ધોરણ બાંધી શકાય ખરું. તે ખુલાસો આ પ્રમાણે છેઃ

આ તીર્થમાં દેરાસર, સાધારણ વગેરે દરેક ખાતામાં થઇને એકંદર સરેરાશ વાર્ષિક આવક પચીશ હજાર રૂપિયાની થાય છે. જ્યારે દરેક ખાતાનું મળીને વાર્ષિક સરેરાશ ખર્ચ પંદર હજાર રૂપિયાનું છે, અને નીચે સખાવતમાં બતાવ્યા પ્રમાણે વાર્ષિક દસ હજારની કિંમતનાં આરસનાં પાટિયાં આ તીર્થ તરફથી અન્ય ગામનાં દેરાસરોને અપાય છે. એટલે આવક અને ખર્ચનો સરવાળો લગભગ સરખો જ થઇ જાય છે. પરંતુ સાધારણ ખાતે તથા બગીચા ખાતે આવક થોડી અને ખર્ચ વધારે થાય છે. એટલે એ બન્ને ખાતામાં દર વર્ષે ટોટો પડે છે. એ ટોટાની રકમ તે બન્ને ખાતે બાકી લેણી ખેંચાતી જ આવતી હશે, એમ જણાય છે.

આ તીર્થમાં સ્થાનિક કે બહારગામની, સ્થાવર મિલ્કતની કે સહાયતાની કાયમી વાર્ષિક આવક ઘણે ભાગે કંઇ પણ નથી. જે કાંઇ આવક છે તે માત્ર યાત્રાળુઓની જ છે. મતલબ કે આ તીર્થનો નિભાવ યાત્રાળુઓથી જ થાય છે.

દેરાસર ખાતે ખર્ચ કરતાં થોડી આવક વધારે થાય છે, પણ તે બંધ કરવાની જરૂર નથી. કારણ કે અહીંથી સાધન-સામગ્રી વિનાનાં ઘણાં ગામોનાં દેરાસરોને આરસનાં પાટિયાંની સહાયતા કરવામાં આવે છે. તે ઉપરાંત પણ જો વધારો રહેતો હોય તો શંખેશ્વરજીની આસપાસનાં ગામોનાં દેરાસરોમાં જે જે વસ્તુની જરૂર હોય તે આપવાની અને જીર્ણોદ્ધારની જરૂર હોય તો તે પણ કરાવી આપવાની, આ તીર્થની વ્યવસ્થાપક કમીટીને ખાસ ભલામણ કરવામાં આવે છે.[1]

સાથે સાથે સાધારણ-ખાતામાં અને બગીચા-ખાતામાં દર વર્ષે જે ટોટો પડે છે, તે ટોટો હવેથી ન પડે તે માટે કાળજી રાખવા તરફ સમસ્ત યાત્રાળુઓનું ધ્યાન ખેંચવામાં આવે છે.

યાત્રાળુઓની સારી રીતે સગવડ સચવાય, દરેક કાર્યોની વ્યવસ્થા સુંદર રીતે થાય અને યાત્રાળુઓએ આપેલી રકમનો શીઘ્રતાથી સદુપયોગ થતો જોવામાં આવે તો યાત્રાળુઓની દાન કરવાની રુચિ વૃદ્ધિને પામે છે, પ્રફુલ્લિત થાય છે. આ બાબત સ્થાનિક અને વ્યવસ્થાપક કમીટીના કાર્યવાહકોએ ખાસ લક્ષમાં રાખવા જેવી છે.

---

૧ શંખેશ્વરજીની આસપાસનાં ઘણાં ગામોમાં અમે વિહાર કર્યો છે, તેમાંનાં કેટલાંક ગામોનાં દેરાસરોના જીર્ણોદ્ધારની તેમજ કેટલાંક દેરાસરોમાં અમુક અમુક સાધનોની ખાસ જરૂર છે.

સખાવતઃ—

આ તીર્થમાં દેરાસરજી ખાતે થતી ઉપજમાંથી દર વર્ષે દસ હજાર રૂપિયાની કિંમતનાં આરસનાં પાટિયાં બહારગામનાં દેરાસરો માટે આપવાનું આ તીર્થની વ્યવસ્થાપક કમીટિએ સંવત ૧૯૮૪ થી ઠરાવ કરીને શરૂ કર્યું છે. જે જે ગામોના સંઘોની માગણી આવે છે ત્યાં કમીટી તરફથી મીસ્ત્રી મોકલીને ખાસ જરૂર હોય તે પ્રમાણે તેમને આરસનાં પાટિયાં મોકલી આપવામાં આવે છે. જેમને ખાસ જરૂર હોય તેમણે **અમદાવાદની** હેડ ઑફિસ ઉપર અરજી કરવી જોઈએ.

ગામમાંથી લૂલાં–લંગડાં–ખોડાં ઢોર તથા જે કંઈ પશુ-પક્ષીઓ આવે છે, તેમની પાંજરાપોળ તરીકે કારખાના તરફથી સારવાર અને રક્ષા કરવામાં આવે છે.

હમેશાં કબૂતર વગેરે પંખીઓને અનાજ નંખાય છે, અને કૂતરાંઓને દરરોજ રોટલા નાંખવામાં આવે છે; આ વગેરે જીવદયાનાં કાર્યો પેઢી તરફથી હમેશાં થતાં રહે છે.

જરૂરિયાતઃ—

આ તીર્થમાં નીચેની બાબતોની ખાસ જરૂરિયાત છે.

(૧) જેમ પુરુષોને ધર્મકરણી કરવા માટે અલાયદા ઉપાશ્રયની સગવડ થઈ છે, તેવીજ રીતે સ્ત્રીઓને ધર્મક્રિયા કરવા માટે ખાસ અલાયદો ઉપાશ્રય થવાની ઘણી જરૂર છે, કે જેમાં સાધ્વીજીઓ યાત્રાળુ–ગૃહસ્થોથી જરા અલગ, અને નિઃસંકોચ રીતે શાંતિથી રહી શકે.

(૨) અહીંનાં હવા-પાણી સારાં હોવાથી ઘણા દરદીઓ પણ અહીં તબિયત સુધારવા સાથે તીર્થયાત્રાનો લાભ લેવા માટે આવે છે. તેઓને માટે એક જુદા જ સેનેટેરીયમની ખાસ અગત્ય છે. જો એક સેનેટેરીયમ જુદું હોય તો તેનાથી બીજા યાત્રાળુઓની તબિયત બગડવાનો કે ચેપી રોગ લાગુ થવાનો ભય ઓછો થઇ જાય અને દરદી સ્વધર્મી બંધુઓની તબિયત જલદીથી સારી થઇ જાય માટે આવું એક સેનેટે-રીયમ થવાની ખાસ અગત્ય જણાય છે.

(૩) યાત્રાળુઓનાં ગાડાંના બળદોને બાંધવા માટે કંઈ પણ સ્થાન નથી. આથમણા ઝાંપામાં એવું કોઈ આડ પણ નથી કે જેના છાયામાં બળદો બેસી શકે ઉનાળાની ઋતુમાં આખો દિવસ બળદોને સખ્ત તડકામાં બેસી રહેવું પડે છે, એ ત્રાસ જોયો જતો નથી. માટે નવી ધર્મશાળાની આસપાસમાં યાત્રાળુઓનાં ગાડાંના બળદો તથા ઊંટ, ઘોડાં વગેરેને બાંધવા માટે છાપરાં થવાની ખાસ આવશ્યક્તા છે.

(૪) પંચાસરવાળાની ધર્મશાળાને છેડે, તેની પાસેના ગઢના કોઠાની પાસે ધર્મશાળાનું મેડીબંધ એક મકાન જીર્ણ થઈ ગયેલું હતું તેને પાડીને તે જગ્યાએ સાત ઓરડાવાળું મેડીબંધ પાકું મકાન કારખાના તરફથી બંધાયું છે. તે ઓર-ડાઓ ઉપર સહાયતા આપીને આરસની તખ્તી લગાવવા માટે સહાયકોની જરૂર છે.

(૫) દર વર્ષ સાધારણ ખાતે અને બગીચા ખાતે ટોટો ન પડે અને એવી કંઇ કાયમી આવક થાય તેવી વ્યવસ્થા થવાની જરૂર છે.

ઉપર લખેલી પાંચ બાબતો તરફ વ્યવસ્થાપક કમીટીના મેંબરો તેમજ ઉદાર દિલના સખી ગૃહસ્થો સત્વર ધ્યાન આપશે એવી સંપૂર્ણ આશા રાખવામાં આવે છે. કાર્યવાહકો કાર્યો કરાવી લેવા તૈયાર જ હોય, પણ તેનો બધો આધાર ભાગ્યશાળી દાની પુરુષોની ઉદાર સહાયતા ઉપર જ રહે છે. કેમકે પેઢીમાં તો હમેશાં સાધારણ ખાતે ટોટો જ ચાલ્યો આવે છે, એટલે આર્થિક સહાયતા મળ્યા સિવાય પેઢી આ કાર્યો કરાવી ન શકે એ સ્વાભાવિક છે માટે ઉદાર દિલના સખી ગૃહસ્થોએ ઉપરનાં કાર્યો કરાવવા માટે આર્થિક સહાયતા કરવાની ખાસ જરૂર છે.

## ઉપસંહાર

હે સજ્જનો! જો તમે મોક્ષની અભિલાષા રાખતા હો, આત્મિક ઉન્નતિ ઇચ્છતા હો, અશુભ કર્મ–પાપના ક્ષયની ભાવના રાખતા હો, અને શરીર તથા અંતઃકરણને પવિત્ર કરવા સાથે અપૂર્વ શાંતિ મેળવવા માંગતા હો તો આ તીર્થની યાત્રા–સેવા કરવા તત્પર થજો! તેમજ જો દેવલોકનાં અને ઉત્તમ મનુષ્યોનાં સુખોને પ્રાપ્ત કરવા ઇચ્છતા હો, વળી આ જન્મમાં જ સુખ, સૌભાગ્ય, નીરોગીપણું, ધન–દોલત, પુત્ર, સ્રી, યશ–કીર્તિ, માન–સન્માન આદિ મેળવવા અને અનેક પ્રકારનાં ભયંકર વિઘ્નોને પણ દૂર કરવા ચાહતા હો તો પરમ શ્રદ્ધાપૂર્વક અતિપવિત્ર આ તીર્થમાં જઇને તેની સેવા–ભક્તિનો લાભ લેજો! ત્યાંથી એ બધી ચીજો પ્રાપ્ત થઇ શકે તેમ છે.

(દોહા)

સતર ભેદ સવિધેં કરી, પૂજે સમકિત ધાર;
અંગોપાંગે ઉપદેસ્યા, નમણુાદિક ત્રિરધાર. (૬)

નવો સુજિણંદ અંગ, લુહો આણિ ચીર ચંગ,
આંગિ રચો નવરંગ, વિવહ પરેં;
કેસર સુખડે કરી કનક કચોલી ભરી,
હિયે ભલો ભાવ ધરી, દાહિણુ કરે;
અતિ ખાંતે ખપ કરી, વિચિત્ર વિજ્ઞાન વરી,
અવિનય દૂર કરી, ભગતિભરે. પૂજો શ્રી જિણંદ પાસ. (૭)

(દોહા)

સાચું એ સોહામણો, થંભણુપૂર શ્રીપાસ;
મૂરતિ રતિ કરી વદિએ, **શ્રી શંખેશ્વર પાસ.** (૮)

વંદુ શ્રી વિનય પૂરિ, પ્રભાત ઉગતે સૂર,
વાજત પરહ ભેરિ, ઝલ્લર ઝણેં;
ગાઓ શ્રી ચતુર નર, અભિનવ સુરતરૂ,
પ્રભાવતી રાણીવર, આદર ઘણેં;
જોડી સુમસ્તકે હાથ, શિવપુર શુદ્ધ સાથ,
પ્રણુમું અનાથનાથ, ભગતિભરે. પૂજો થી જિણંદ પાસ. (૯)

(દોહા)

જરાસિંધુ યાદવ પ્રતેં, જરા જર્જર ક્રિય જામ;
પાસ શંખેશ્વર પ્રગટીયા, પાયપખાલણુ તામ. (૧૦)

સદા સુરામર વીર, ન લાગે તોમર તીર,
જસુ નામે થાયે ધીર, સુભટ કટા;
હિંસે ગજવર ઘાટ, બિરૂદ તે બોલે ભાટ,
સોહતિ સોવન ઘાટ, કરે તે ઘટા;
જેહની પ્રશસ્તિ પાસ, સંપત્તિ સુય ધરિ તાસ,
વયણ સુવાસ વાસ, લક્ષ્મી કરે પૂજે શ્રી જિણંદ પાસ. (૧૧)

( કલશ-છપ્પય )

લક્ષ્મી કરે વિલાસ, આશ સઘલી સંપૂરે,
પોમાવૈ ધરણિંદ, પાશ સબ સંકટ ચૂરે,
કેવલ દંસણુ નાણુ, સુખ વલી ચારે અનંતા;
સબ લહીયે મન શુદ્ધ, જસુ પય સેવ કરંતા,
દેવાધિદેવ સ્વામી સકલ, પારસનાથ હિયેમેં ધરે;
કવિ કહે ચઉવિહ સંઘને, સુપ્રસન્ન સ્વામી શંખેશ્વરે. (૧૨)

# સ્તોત્ર

[ ૫૨ ]

## શ્રી જિનહર્ષમુનિવિરચિત

### શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ સ્તોત્ર

સકલ સુરાસુર સેવે પાય, કરજોડી ઉભા સુરરાય;
ગુણુ ગાવૈં ઈન્દ્રાણી જાસ, પ્રણમું **શ્રીશંખેશ્વર પાસ.** (૧)
જેહને નામે નવનિધિ થાય, પાતિક દુસમન દૂરે જાય;
મહિયલ માંહે વાધે જસ વાસ, પ્રણમું० (૨)

લખમી મંદિર થાયે અખૂટ, રાય રાણા કોઈ ન સકે લૂટ;
નવનિધ રહે સદા ઘર વાસ, પ્રણમું૦ (૩)
અણતેડી આવે સંપદા, જાઈ અલગી સહુ આપદા,
નાસે રોગ દુષ્ટ ખય ન ખાસ, પ્રણમું૦ (૪)
વીછડીયાં વાલેસર મળે, દ્વેષી દુસમન પાછા ટળે;
લહીઈ વંછિત ભોગ વિલાસ, પ્રણમું૦ (૫)
જરા ઉતારી જાદવ તણી, વાધી પ્રભુની કીરતિ ઘણી;
હરી પૂર્યો તિહાં સંખ ઉલ્લાસ, પ્રણમું૦ (૬)
ધરણીધર નેં પદમાવતી, જેહની સેવ કરે સાસ્વતી;
દુઃખ ચૂરે પૂરે સહુ આસ, પ્રણમું૦ (૭)
જેહની આદિ કોઈ નવી લહે, ગીતારથ ગુરુ ઇણિપર કહે;
કહે જિનહરખ સદા સુખવાસ, પ્રણમું૦ (૮)

## ચૈત્યવંદન

[ ૫૩ ]

# શ્રી પદ્મવિજયજી શિષ્ય શ્રી રૂપવિજયજી વિરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વજિન ચૈત્યવંદન

સકલ ભવિજન ચમત્કારી ભારી મહિમા જેહનો,
નિખિલ આતમ=રમા=રાજિત નામ જપીએ તેહનો;
દુષ્ટ કર્માષ્ટક ક્જિરી ભવિક જન મન સુખ કરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ શંખેસરો. (૧)

બહુ પુન્ય રાશી દેશ કાશી તથ્થ નગરી વાણારશી;
અશ્વસેન રાજા રાણી વામા રૂપે રતિ તંનુ સારશી;
તસ કુખે સુપન્ન ચૌદ સૂચિત સ્વર્ગથી પ્રભુ અવતર્યો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ શંખેસરો. (૨)

ત્રણુ લોક તરૂણી મન પ્રમોદી તરૂણ વય જબ આવીયા,
તવ માત તાતે પ્રણય ચાતે ભામિની પરણાવીયા;
કમઠ શઠકૃત અગ્નિકુંડે નાગ બળતો ઉધર્યો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ શંખેસરો. (૩)

પોષ માસે કૃષ્ણ પક્ષે દશમી દિન પ્રભુ જનમીયા,
સુર કુંભે સુરપતિ ભક્તિ ભાવે મેરૂ શૃંગે સ્નાપીયા;
પ્રભાતે પૃથ્વીપતિ પ્રમોદે જન્મ મહોત્સવ અતિ કર્યો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ શંખેસરો. (૪)

પોષ વદી એકાદશી દિન પ્રવ્રજ્યા જિન આદરે,
સુર અસુર રાજી ભક્તિ તાજી સેવના ઝાઝી કરે;
કાઉસ્સગ્ગ કરતાં દેખી કમઠે કીધ પરિસહ આકરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ શંખેસરો. (૫)

તપ ધ્યાનધારારૂઢ જિનપતિ મેઘધારે નવિ ચળ્યો,
તિહાં ચલિત આસન ધરણ આયો કમઠ પરિસહ અટકળ્યો;
દેવાધિદેવની કરી સેવા કમઠને કાઢી પરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ શંખેસરો. (૬)

ક્રમે પામી કેવળજ્ઞાનકમળા સંઘ ચઉવિહ સ્થાપીને,
પ્રભુ ગયા મોક્ષે સમેતશિખરે માસ અણસણ પાળીને;
શિવરમણી રંગે રમે રસિયો ભવિક તસ સેવા કરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ શંખેસરો. (૭)

ભૂત પ્રેત પિશાચ વ્યંતર જલણુ જલોદર ભય ટળે,
રાજરાણી રમા પામે ભક્તિ ભાવે જો મળે;
કલ્પતરુથી અધિક દાતા જગતત્રાતા જયકરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ શંખેસરો. (૮)

જરા જર્જરી ભૂત યાદવ સૈન્ય રોગ નિવારતા,
વઢીયાર દેશે નિત બિરાજે ભવિક જીવને તારતા;
એ પ્રભુતણાં પદ પદ્મ સેવા રૂપ કહે પ્રભુતા વરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ સ્વામી નામ શંખેસરો. (૯)

[ ૫૪ ]

## કવિ રાજપાલવિરચિત*

### શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ચંદ્રાઉલા સ્તવન

**શ્રીગુરુભ્યો નમઃ ॥**

સરસતિનઈ સમરી કરી રે, લાગું સહિ ગુરુ પાયો,
તવન કરું હું હર્ષ ધરી રે, તું દેજો વરદાનો;
વઢીયાર દેસઈ મંડણો રે, શ્રીસંખેસર પાસો,
ત્રિણિ કાલ પૂજા કરુ રે, પહુચઈ મનની આસો. (૧)

પહુચઈ મનની આસ તે સ્વામી, નિત નિત પ્રણમું હું શિર નાંમી;
આવા ગમન કરંતાં વારો, ભવસાયરનઈ પાર ઉતારો,
જી સંખેસરજીરે (૨)

નવ ભવ પહિલા શ્રીપાસના રે, સાંભળતાં સુખ થાયો,
અમરભૂત પહિલઈ હુવા રે, બીજઈ ગજ ગંભીરો;

* શ્રી વિજયધર્મલક્ષ્મી જ્ઞાનમંદિર આગરાની હસ્તલિખિત પ્રતિ પરથી ઉતાર્યું.

ત્રીજઈ દેવલોકિ સુર થયા રે, ચઉથઈ વિદ્યાધર રાયો,
પ્રાણુ દેવલોકિ પાંચમઇ રે, છઠઈ પૃથ્વીપાલો. (૩)

છઠઈ પૃથ્વીપાલ તે લહીઈ, અચ્યુત દેવલોકિ સાતમઈ કહીઈ;
આઠમઈ ષટખંડ નાથ તે સાર, નુમઈ ભવિ દસમ દેવલોકિ
અવતાર. ઈ૦ (૪)

નયરી વાણારસી જાણીઈ રે, અમરાપુરી સમ તોલો,
વાડી વનખંડ અતિ ઘણાં રે, સેવંત્રી જાય વેલ્યો;
દમણો મરુઉ માલતી રે, કેતકી કરઈ કલોલો,
ચાંપો વાલઈ વીંટીઓ રે, મોગર જુઈ મચકદો. (૫)

મોગર જુઈ મચકંદ તે કહીઈ, અખોડ બદામનું પાર ન લહીઇ;
નીમજાં પસ્તાં પલઈલિાં સાર, દ્રાખ ચારુલી ડાડિમ અતિ
ફાર. ઈ૦ (૬)

ગલાલ ગંધિ આગલાં રે, જાસૂ રૂપ સરૂપો,
કણુઇર કાંબલ લકીરહી રે, પાડલ પોઢા ફૂલો;
કમલઈ ફૂલી પાંખડી રે, કેવિડ કાંટા ધારો,
કરણી પુફ્મઈ કહ્યાં રે, અવર ઘણી છઈ જાત્યો. (૭)

અવર ઘણી છઈ જાત તે જાંણો, પુષ્ફ સઘલાં પૂજનઈ આણો;
અઢાર ભાર વનસપતી તિહાં લહીઈ, પાંચ સાતનાં નામ જ
કહીઈ. ઈ૦ (૮)

નાલીએરી ગુણ નિરમલી રે, કદલી કુંલા ચંગો,
સહિકાર અતિ સોહામણો રે, રાયણ રૂડા રંગો;
નારિંગી કમરખ સહી રે, બીજોરાંની લેહ્યો,
અમૃતફ્લ અંજીર ઘણાં રે, પાનવાડી છઇ હેઠચો. (૯)

પાનવાડી છાઇ હેઠિ તે જાંણો, નીલી સોપારી લવિંગ જ આંણો;
એલચી ડાડા ઘણુ ગંધ સાર, બાવના ચંદન વન વિસ્તાર.
જી૦ (૧૦)

સેલડી રસિ આગલિ રે, ખજુરી સદા ફલ સારો,
ફાલસાંની ફલહુલિ ભલી રે, કરણી કર્મેદી ઝાડો;
હરડે આંબલાનાં ગુણ ઘણા રે, લીંબુ સરસ સવાદો,
વરસોલી વન છાઇ રહી રે, પંચ ઉંબર ગહિર ગભીરો. (૧૧)
પંચ ઉંબર ગહિર ગભીર તે કહીઈ, ત્રબુજ ફણુસ તિહાં તે લહીઈ;
તલાવમાં સીંઘોડી બાધઇ, કણુ સઘલાં વાણારસી લાધઈ.
જી૦ (૧૨)

સાલિ સુગંધ સોહામણી રે, ગુંહિવાલીં લીહો,
જાર્રિ જગતે ઉધરુ રે, અડદિ દીધુ આધારો;
મર્ગિ મહિમા રાખીઉ રે, તૂઇરિ ત્રણી દેહો,
કોદિર કાંમ સ× લ્યાં કર્યા રે, આલર ઝાલી મુંઠચો. (૧૩)
આલર ઝાલી મુંઠિ તે કહીઈ, ચુલા મસૂર તિહાં તે લહીઇ;
બાજરી બાવટુ બરટી નામ, ચીણા કાંગનિ કલથી ઠાંમ.
જી૦ (૧૪)

વન ગભર અતિ દીપતું રે, જાંણે મોહણુ વેલ્યો,
ચાસ મોર કોઇલ ઘણી રે, સુક સાલહી કરિ જેલ્યો;
લાવાં તેતર હોલો હસિ રે, બગ સારસ ચકોરો,
સસા સંભર હરણુ રોસહી રે, વાઘ સંઘકી તાસારો. (૧૫)
વાઘ સંઘકી તાસાર તે કહીઇ, રાતા પોપટ નૂરી લહીઇ;
સકરાબાજ હસ તિહાં તે સોહીઇ, વન દેખી મોહનિ રહીઇ.
જી૦ (૧૬)

---

×અહીં પાઠ ત્રૂટિત છે.

બાર જોઅણ નયરી ભલી રે, નવ જોયણ વિસ્તારો,
ગંગા નીર અતિ નિરમલાં રે, કૂઆ તલાવ નઇ વાવ્યો;
ગઢ મઠ મંદિર માંલીઆં રે, બારે દરવાજે વાટો,
ચઉરાસીં ચહૂટાં ભલાં રે, ચકલઇ ચકલઈ હાટો. (૧૭)

ચકલઇ ચકલઈ હાટો તે સાર, દેહરાં પોસાલ ન લાધઇ પાર;
તિહાં વસઇ વ્યવહારીઆ લોક, સાધ સાધ્વીના દીસઇ થોક.
જી૦ (૧૮)

દાનિઇં તુંગીઆં જાણીઇ રે, જેહવા વિસમણ દેવો,
દાનિ પુણ્યિ ગુણિ આગલા રે, ભલા આચાર વિવેકો;
સીઅલ સમકિત અતિ નિરમલાં રે, નવ તત્ત્વના જાણો,
પોસા સામાયક રઇ રે, પડિકમણું બિ વારો. (૧૯)

પડિકમણું બિ વાર તે જાંણઇ, હૈઇ જીવદયા તે આંણઇ;
પ્રતિમા ઉપધાન શ્રાવકનાં વહઇ, ત્રિણ કાલ દેવપૂજા કરઇ.
જી૦ (૨૦)

પુણ્ય પવિત્ર નગરી ભલી રે, લખિમીનું જિહાં વાસો,
એકઇ જીભઇ સ્યું કહૂં રે, ગુણસાગર અવદાતો;
અશ્વસેન તિહાં રાજીઓ રે, ન્યાઇ પાલિ રાજો,
વામાદેવી રાણી ભલી રે, સતીશિરોમણિ સારો. (૨૧)

સતી શિરોમણિ સાર તે સ્વામી, ચઉદ શપન મોટાં તે પાંમી;
દશમઈ દેવલોકિથી ચવી આવ્યા જેહ, ત્રેવીસમો તીર્થંકર તેહ.
જી૦ (૨૨)

ચઉદ સપન સહિત આવીઆ રે, ત્રિણ લોકિનું નાથો,
અશ્વસેન ઘરિ ઉલટ થયા રે, અપાઇ અવારી દાનો;

ગજ રથ ઘોડા પાયક વાધીઆ રે, ભુઈનિઇ ભંડારો,
વામાદેવી રાણી કુખિ રહ્યા રે, નવ માસ દિન સાતો. (૨૩)

નવ માસ દિન સાત તે સાર, પોસ શુદિ દશમિ જનમિ અવતાર;
મધ્ય રાતિ જનમ્યા જગદીશ, ચઉસઠિ ઇંદ્રિઇ નામ્યાં શીસ.
ઢા૦ (૨૪)

ભગવંતનું જનમ જાણી કરી રે, આવી છપન કુમાર,
સુચિ કરમ સઘલાં કર્યા રે, સાર્યાં પોતાનાં કાર્જ;
ઈંદ્ર આસણ તવ કંપીઆં રે, જોઉ અવધિજ્ઞાનો,
જન્મ દીઠો થી જિનવરુ રે, વાગા ઘંટાનાદો. (૨૫)

વાગા ઘંટાનાદ તે પૂરા, ચઉસઠિ ઈંદ્ર આવ્યા સવિ સૂરા;
ખીર સમુદ્રનાં આણ્યાં પાણી, જનમોત્સવ જગદીશનું જાણી.
ઢા૦ (૨૬)

ચઉસઠિ સુરપતિ તિહાં મિલ્યા રે, અમર ન લાધઈ પારો,
મેરુનઈ શૃંગિ લેઈ ગયો રે, જનમોત્સવ કરઈ સારો;
સમકિત તે નિરમલ કરઇ રે, સફલ કરઈ અવતારો,
માણિક મોતી થર ભરિ રે, મુંકઈ જણણી પાસો. (૨૭)

મુંકઈ જણણી પાસ તે લહીઇ, મસ્તકિ મુગટ સોહામણો કહીઇ;
કાંનિ કુંડલ કોટિ હાર, ભાલ તિલક શોભઇ બીજા સવિ
શૃંગાર. ઢા૦ (૨૮)

રંયણી સઘલી વહી રે, સૂર ઉગ્યો પરભાતો,
ચઉરાશી વાજિત્ર વાજિ ખરાં રે, મંગલ ગાઈ નાર્યો;
ઘરિ ઘરિ ગુડી ઉછલિ રે, તલીયાં તોરણ બાર્યાં,
નાટકીઆ નાટક કરઇ રે, ગંધ્રપ ગાઇ ગીતો. (૨૯)

ગંધ્રપ ગાઈ ગીત તે ગોરી, જેઠીમલ્લ વઢઈ ભલો ધોરી;
માગણુ જણુનઈ આપઇ દાન, ઘણું જીવે તું અશ્વસેન
રાજાન. જી૦ (૩૦)

દસ દિવસ વુલ્યા સહી રે, કીધાં દશઉઠણુ કાજો,
સજ્જન સર્વ મિલી કરી રે, પહિરાવ્યાં પરિવારો;
નામ તણી થાપના કરી રે, એતે પાસ કુમારો,
અનુક્રમઈ પાંચ વરસ થયાં રે, સુત મુકયા નિસાલો. (૩૧)

સુત મુકયા નિસાલિ કહીઈ, વિદ્યાતણો તો પાર ન લહીઈ;
બહુતિર કલાના થયા તે જાણુ, ત્રિણુ ખંડી મનાવી આણુ.
જી૦ (૩૨)

કુંઅર રૂપ અતિ સુન્દરો રે, જાણે મયણુ તણો તે ઇંદ્રો,
સાયરની પિરઇ ગંભીર સદા રે, ગુણુઈ ગંગાનું નીરો;
દાનિઇ દારિદ્ર છેહ કરઇ રે, વચનિ અમૃત વાંણ્યો,
સોભાગી સુખ ભોગવઇ રે, મુખ જિસ્યું પુનિમ ચંદો. (૩૩)

મુખ જિસ્યું પુનિમ ચંદ્ર તે દીપઇ, સયંવરા મંડપ સહિજઇ જીપઈ;
ભુજાઈ માહાબલવીર તે કહઈ, તેજઇ ઉગતો સૂર તે લહીઈ.
જી૦ (૩૪)

યોવન વઈ જિનવર થયા રે, યુવરાજ પરધાનો,
પ્રસેનજિત રાય આવી રે, અમ્હ ઘરિ કન્યા છઇ વર યોગ્યો;
અશ્વસેન મનિ હર્ષ થયો રે, વીવાહ મેલ્યો રંગો,
કુટુંબનઇ કંકોતરી મોકલી રે, તેડાવ્યા રાજાનો. (૩૫)

તેડાવ્યા રાજાન સવિ સાર, મંડપ તણો ન લાધઇ પાર;
સગાં સણીજાં આવી મિલીએ, પકવાનની સંખ્યા નવિ ગણીઇ.
જી૦ (૩૬)

ખાજા લાડુ ઘેવર * * રે, મોતીઆ મરચી સારો,
જલેબી મસૂપ ચાંદસાહી સહી રે, હેસમી અમૃતી નહી પારો;
નગદી વરસોલાં પિંડા ખરા રે, ગાંઠીઆ ગુંદવડાં ધારો,
સેવ સુંહાલાં સાંકલી રે, સુલાં ઝેવર ડૂંઠા સવાદો. (૩૭)
સુલાં જેવર ડૂઠા સવાદ તે કહઇ, લાખણુસાઇ લાડૂઆ તિહાં લહીઈ;
લહૂસાહી લાડૂઆ ગંધ સાર, દલીઆ લાડૂઆ પ્રીસિ ફાર.

જી૦ (૩૮)

નગરી સર્વરણ કરી રે, ભાઝન આપ્યાં ફોફલ પાનો,
વરઘોડિ ચઢી સચર્યો રે, વાગાં ઢોલ નિસાંણો;
લગ સુરતિ દિન શુદ્ધિ જોઈ રે, કન્યા આપી વરદાનો,
સુરનર સર્વ જોવા મિલ્યા રે, ઈદ્રાંણી ગાઈ ગીતો. (૩૯)
ઈદ્રાંણી ગાઇ ગીત તે દેવા, ચઉસઠિ સુરરાય કરઇ તે સેવા;
રાજ કરઇ વાણારસીસા, પ્રભાવતી રાણી ભરતાર.

જી૦ (૪૦)

રૂપિંઇ રંભા રતિપતિ રે, મયણુ મનાવ્યો આંણો,
ચિત્રાલકી ચાલતી રે, પગે નેઉરનું ઝણકારો;
ભાલ તિલક સોભઇ સદા રે, કંઠિ એકાઉલિ હારો,
કાંનિ કુંડલ ઝલહલિ રે, કટિ મેખલા સણગારો. (૪૧)
કટિ મેખલા સણગાર તે દીપઈ, તેજઈ તારા ચંદ સૂર જીપઈ;
હાથે વીટીં કંકણુ સાર, નયણે કાજલ સવિ સિણગાર.

જી૦ (૪૨)

નર નારી રંગિ રમઈ રે, ખેલઈ વસંત માસો,
કેસૂ તિહાંકણુ કસકસઈ રે, દીસઇ લાલ ગુલાલો;

*પાઠ ત્રુટિત છે.

ખડોખલી કરિ જીલણું રે, કેસર છાંટા છાંટયો,
ચૂઆ ચંદન અંગિઈ ભરિઈ રે, કપૂર કસ્તૂરી જબાદો. (૪૩)

કપૂર કસ્તૂરી જબાદ તે ગંધઈ, અંગો અંગિ બાંધઇ તે બંધઇ;
ગેલઈ ગાઇ વસંતનો રાસ, વાણારસીઈં શ્રીપારશ્વનાથ.
જી૦ (૪૪)

તાપસ એક તિહાં આવીઓ રે, મન ધરી અતિ અભિમાનો,
પંચાગનિ સાધઇ ખરી રે, પુતાનું વધારઈ માનો;
અમરભૂતનો ભાઇ હતો રે, દસમઈ ભવિ કમઠનું જીવો,
અજ્ઞાન કષ્ટ કરઈ ઘણું રે, નરગમાં કરસ્યઇ રીવો. (૪૫)

નરગમાં કરસ્યઈ રીવ તે પ્રાણી, પાર્શ્વનાથ આવ્યા તિહાં જાણી;
કાઢું ઓડ નિ દીધું ઘાય, બલતું પન્નગ કાઢ્યુ રાય.
જી૦ (૪૬)

ભગવંતના દરિસન થકી રે, ઉત્તમ હુઓ અવતારો,
સઇ મુખ્યઇ નવકાર કહિઓ રે, ઉતાર્યું ભવપારો;
ધરણેંદ્રની પદવી લહી રે, તુછ કર્યું સંસારો,
માનભ્રષ્ટ કમઠ થયો રે, દસ ભવનું જાગ્યું વઇરો. (૪૭)

દશ ભવનું જાગ્યું વઈર તે જાણી, રુદ્ર ધ્યાન મનમાંહિ આંણી;
આર્ત્તધ્યાનિ કીધુ કાલ, મેઘમાલિ થયો તતિકાલ.
જી૦ (૪૮)

એણી પિરઇ રાજ ભોગવિ રે, કરઇ પરઉપગારો,
આજ્ઞા કો લોપઈ નહી રે, નર તો વરતઇ ન્યાયો;
મનિ વયરાગ આણી કરી રે, જાણ્યો અથિર સંસારો.
રાજ ઋદ્ધિ છંડી કરી રે, લીજઇ સંયમભારો. (૪૯)

લીજઇ સંયમભાર તે સાર, ભવસાયર ઉતરવા પાર;
આગઇ હુઆ અનંત જેહ, દીખ્યા લેઇ વન ગયા તેહ.
જી૦ (૫૦)

દીખ્યા સમઈ જાણી કરી રે, આવ્યા લોકાંતિક દેવો,
દાન સવત્સરી જિન દીઓરે, અમ્હિ કર્યું તુમ્હારી સેવો;
આગઈ તીથકર જે હવા રે, દીધાં વરસીદાનો,
એક કોડિ આઠ લાખ દિનપ્રતિઇ રે, ગજ રથ ભુઇ ભંડારો. (૫૧)
ગજ રથ ભુઈ ભંડાર તે આપુ, જિનનું શાસન તુમ્હિ તે થાપુ;
દેઇ દાનનઈ દીખ્યા લીજઈ, કાજ પોતાનાં એણી પિરઈ સીજઈ.
જી૦ (૫૨)

દાન સવત્સરી જિન દીઇ રે, દીખ્યા તણુઇ અધિકારો,
ચઉસઠિ સુરિંદ્ર આવીઆ રે, સાથઇ દેવ પરિવારો;
શિબકા રચી સુહામણી રે, કીધી નવલઈ ઘાટચો,
પાલખી બઈસી સાંચર્યા રે, બિરુદાવલિ બોલઈ ભાટો. (૫૩)
બિરુદાવલિ બોલઈ ભાટ સુણો સ્વામી, તુમ્હો તીથંકર કેવલનાણી;
દેવતા તમ્હારી સેવા વાંછિ, અરિહંત નામ તુમ્હારું છાજઇ.
જી૦ (૫૪)

એણી પિરિ વનમાંહી સાંચર્યા રે, સહિસ કુમર સંઘાતો,
સુરનર વાજા વાજઇ ઘણાં રે, ત્રિભુવન જયજયકારો;
અશોક વૃક્ષ હેઠલિ જઇ રહ્યા રે, છંડઈ આભરણ સારો,
લોચ પંચ મુઠઈ કરી રે, લીધું સંયમનું ભારો. (૫૫)
લીધું સંયમનું ભાર તે સાર, ભવસાયર ઉતરવા પાર;
અઠમતણું પચખાણુ જ લીધું, વિહારકર્મ ભગવંતઈ કીધું.
જી૦ (૫૬)

ભગવંત વનિ કાઉસગ રહ્યા રે, જુઈ કમઠનું જીવો,
વિરતણું અવસર લહી રે, ગાજ્યો ગહિર ગંભીરો;
અખંડ ધારા વરસિ સહી રે, મુસલધાર પ્રમાણો,
નાશિકાતાંઇ નીરસ્યું રે, પરીસો કીધુ અપારો. (૫૭)

પરીસો કીધુ અપાર મેઘમાલી, તઈ સમકિતની વેલડી બાલી;
દેવપણું કીધું તે ફૂલ, સમકિત તણાં તઇ કાઢયાં મૂલ.
જી૦ (૫૮)

એણિ સમઈ ધરણેંદ્ર જુઇ રે, કિહાં છઈ માહરો નાથો,
જસ પસાઇ પદવી લહી રે, તુછ કર્યું સંસારો;
કાઉસગ રહ્યા દીઠા જિનવરુ રે, વરસાત વરસઈ અપારો,
મસ્તકિ ફણા ટોપ કર્યું રે, હથેલી ઉપરિ ભગવંતો. (૫૯)

હથેલી ઉપરિ ભગવંત નઇ રાખઇ, વરસાત વરસતુ કિમઈ નવિ થાકઈ;
અવધિજ્ઞાનિ જોઉં જામ, મેઘમાલી ડીઠા તે તામ.
જી૦ (૬૦)

ઇંદ્રિ કોપ કીધુ ઘણુ રે, વજ્ર લીધું તે હાથ્યો,
પાપી પાપ ઘણું કર્યું રે, યમ મેલું સંઘાતો;
નાઠો સઘલઈ ત્રપડિ રે, રહિવાનુ પામઇ ઠામો,
ભગવંતનઇ સરણુઈ રહિઓ રે, રાખિ રાખિ તું આધારો. (૬૧)

રાખિ રાખિ આધાર મુખિ ભાખઇ, હવઇ સીખામણ મુજનઇ લાગઈ;
વાર વાર ખમાવઇ નામિ શીસ, ભવિ ભવિ સરણુ તુમ્હારુ જગદીસ.
જી૦ (૬૨)

મેઘઇ સમકિત પામીઓ રે, ઉતાર્યું ભવપારો,
ઇંદ્ર હર્ષવદન થયા રે, ભગવંતનઈ નિરમલ નાંણો;

સમોસરણ તિહાં સુર કરઇ રે, ત્રિણ ગઢ મંડાણો,
પર્ષદા બારિ તિહાં મિલી રે, વાંણી જોઅણ પ્રમાણો. (૬૩)
વાંણી જોઅણ પ્રમાણ જગ જાંણઈ, ચઉદ પૂરવના અર્થ વખાણઇ;
ચ્યાર મહાવ્રત યતીનાં કહઇ, બાર વ્રત શ્રાવકનાં છઈ.
જી૦ (૬૪)

અરિહંતના અતિશય ઘણા રે, મોટા ત્રીસ નઈ ચ્યારો,
અવરની સંખ્યા નહી રે, કહિતાં ન લાભઈ પારો;
ધર્મધ્વજા તિહાં લહઈ રે, ભામંડલ દીપંતો,
આસોપલ્લવ અતિ ભલો રે, દેવ દુંદુભી આકાશો. (૬૫)
દેવદુંદુભી આકાશઈ વાજઈ, અમૃત વાંણી મેઘ જિમ ગાજઈ;
તીન છત્ર શિર ઉપરિ ધરઈ, ચિહું પાસિઈ ચામર તે કરઈ.
જી૦ (૬૬)

દેવ છંદો બઇસિવા કરઈ રે, પાદપીઠકા પદ હેઠો,
પંચવરણ ફૂલ ઢીચણસમાં રે, ઉંધઈ બીંટ સુગંધો;
ધૂપઘટી તિહાં મહમહઇ રે, પ્રીમલ બહુ પસરંતો,
ઈત્ય સઘલી તિહાં ઉપશમઇ રે, વિર ન ધરિ કોપો. (૬૭)
વિર ન ધરિ ક્રોધ નવિ આંણઈ, અરિહંતની ભાષા ત્રીજંચ જાંણઈ;
બારિ પર્ષદા જાણઇ સહૂ કોઈ, જીવદયા વિણુ ધર્મ ન હોઈ.
જી૦ (૬૮)

આઠ ગણધર ઉત્તમ હવા રે, સોલ હજાર તે સાધો,
અડત્રીજ હજાર સાધવી સહી રે, શ્રાવક એક લાખ ચઉસઠિ હજારો;
ત્રિણ લાખ શ્રાવિકા કહી રે, ઉપરિ સંતાવીસ સહિસો,
અઉઠસઈ પૂરવ તિહાં ભણઈ રે, એક હજાર કેવલનાંણો. (૬૯)

એક હજાર કેવલનાણુ તે જાણું, અગ્યારસઈ વૈક્રિલબધિ વખાણું;
ચઉદસિ અવધિન્નાની સાર, સાતસઈ પંચાસ મનપર્જાઈ જ્ઞાની
પાર. જી૦ (૭૦)

સમોસરણુ બઈસી ધર્મ કહ્યા રે, ઉગઈ સશિ જિહાં ભાણો,
આઠ કર્મનું ક્ષય કરી રે, ભગવંત પહુતા શ્રીનિરવાણો;
નીલવરણુ નવ હાથ કહ્યા રે, સત વરસનું આયો,
ધરણેંદ્ર નઈ પદમાવતી રે, નિશ દિન પ્રણમઇ પાયો. (૭૧)
નિશ દિન પ્રણમઈ પાઈ તે લહીઈ, ધરણેંદ પદ્માવતી અધિષ્ઠાયક કહીઈ;
સેવા સારો તુમ્હિ જિનની સાર, ભવસાયર ઉતરવા પાર.
જી૦ (૭૨)

બીજું અધિકાર તુમ્હે સાંભલું રે, દુઃખભંજન શ્રીપાસો,
**શ્રી સંખેસ્વરની** પ્રતિમા થઇ રે, તેહનું કહું અવદાતો;
શ્રી ચંદ્રપ્રભ વારિ હવા રે, મોટા ઇંદ્ર જેઓ,
તેણઇ પરસન પૂછીઓ રે, અમ્હનઇ કહીઈ ભવપારો. (૭૩)
અમ્હનઈ કહીઇ ભવપાર કહુ સ્વામી, તુમ્હો તીથકર કેવલનાણી;
ત્રેવીસમો હોસઈ શ્રીપાસ, આઠમા ગણધર થઈનઈ મુગતિનો વાસ.
જી૦ (૭૪)

અરિહંતના વચન સાંભલી રે, હર્ષ્યા સુહમઈંદ્રો,
તુચ્છ સંસાર અમ્હનઈ કહ્યુ રે, સુખસાગર દાતારો;
શ્રીપાસની પ્રતિમા કરીનઈ, પૂજઇ ત્રિણઇ કાલો,
ચઉપન લાખ વરસ પૂજા કરી રે, ઉતરીયા ભવપારો. (૭૫)
ઉતરીયા ભવપાર તે સ્વામી, નિમલ ઉજલ મુગતિ જ પાંમી;
ઘણે ઇંદ્રે ઇમ પૂજા કીધી, તેહનઇ અવિહડ મુગતિ જ દીધી.
જી૦ (૭૬)

ધરણેંદ્ર ઈમ મહિમા જાણી કરી રે, પ્રતિમા રાખી પાતાલો,
'કંચનબાલાણઇ' મેહલી કરી રે, પૂજા કરી અતિસારો;
આતમા તે નિરમલ કરઇ રે, સુકૃત ભરઇ ભંડારો,
સેવા સારઇ જિનતણી રે, ધિન ધિન ઐંદ્ર અવતારો. (૭૭)
ધિન ધિન ઐંદ્ર અવતાર તે જાણુ, કૃષ્ણ કથા વાત હઈડઇ આંણુ;
કુલદેવ્યા આદિ તે થઈ, તુ વસ્યા દ્વારકા જઇ.

ઞા૦ (૭૮)

રાજગૃહિ જરાસંધિ રાજ કરઇ રે, સૂરીપુર સમુદ્રવિજય રાજાનો,
આજ્ઞા માનિઇ જરાસંધ તણી રે, ત્રિણ ખંડ પૃથ્વીપાલો;
વસુદેવનઇ કંસસ્યું પ્રીતિ ઘણી રે, રહિવું એકઈ ઠામો,
કૃષ્ણઇ કંસનઇ મારીઓ રે, સાથિ બલદેવ રાયો. (૭૯)
સાથિ બલદેવ રાય તે જાણુઇ, ઉચાલા દ્વારિકા આંણુઇ;
બાર જોયણ નયરી તે વાસી, કૃષ્ણરાજ કરઈ તિહાં નાસી.

ઞા૦ (૮૦)

જરાસંધનઇ જાણ થયું રે, કૃષ્ણ કરઇ છઇ રાજો,
છપનકૂલ કોડિ યાદવ મિલા રે, જાણઈ ઈંદ્ર સમાનો;
ગઢ મઢ મંદિર માલીયા રે, સોવનમઇ પ્રાસાદો,
સાગરદેવ સમરી કરી રે, સમુદ્રઇ દીધુ માગો. (૮૧)
સમુદ્રઇ દીધું માગ તે પાણી, જરાસંધિ આવ્યું તિહાં જાણી;
નીસાંણિ વલી આ તે થાય, સામ્હુ સાંચર્યો વાસદેવરાય.

ઞા૦ (૮૨)

કૃષ્ણસ્યું ક્લેશ માંડીઓ રે, જરાસંધ રાજાનો,
ઘણા દિવસનું યુદ્ધ થયું રે, તુહિ ન આવિ પારો;
જરાસંધિ મૂકી જરા રે, કટક કર્યું અચેતો,
ચિંતા ઉપની કૃષ્ણનઈ રે, નેમિનાથિ કહ્યું સંકેતો. (૮૩)

નેમિનાથઈ કહિઓ સંકેત તે જાણું, પારસનાથની પ્રતિમા આંણુ;
નમણ કરીનઇ છાંટુ સાર, યાદવ દલ જીવાડણહાર.

જી૦ (૮૪)

તે પ્રતિમા કિમ પામીઇ રે, તેહની કહુ મુજ વાતો,
ધરણેંદ્રનઇ દેહરાસરિ અછિ રે, રતનમઇ પ્રતિમા સાતો;
શ્રીપાસનો મહિમા અતિ ઘણુ રે, સીજઈ વછિત કાજે,
સંકટ તુમ્હારાં તુટલઈ રે, ત્રણિ કરો ઉપવાસો (૮૫)
ત્રણિં કરુ ઉપવાસ તિહાં થાપી, ધરણીધરિ પ્રતિમા તે આણી;
પૂજા કરીનઇ લાગા પાય, જરા નાઠી તવ યાદવરાય.

જી૦ (૮૬)

જરાસંધનઇ જીપીઓ રે, તુમો વાસુદેવ કરિ રાજે,
નગર **સંખેશર** વાસીઓ રે, થાપ્યા **સંખેસર પાસો;**
ઉત્તંગ તોરણ પ્રાસાદ કર્યો રે, જાણે સ્વર્ગ વિમાનો,
મહિમા પાર ન પામીઇ રે, **શ્રી સંખેસર પાસો.** (૮૭)
**શ્રીસંખેસર પાસ** તે કહીઈ, મહિમાનુ તો પાર ન લહીઈ;
પ્રગટ પ્રભાવિ પૂરઈ આસ, મન સમર્થુ શ્રીપાર્શ્વનાથ.

જી૦ (૮૮)

જખ્ય રક્ષ ઉલગ કરઈ રે, સુરનર સેવઈ પાયો,
મહિમા મહિઅલિ વિસ્તાયો રે, દેવાંગના ગુણ ગાયો;
રોગ શોગ સંકટ ટલઈ રે, વિષમ વરાધિ ચઉરાશી વાયો,
સાસ ખાસ હિઆ હોડી રે, પાઠું ભગંદર જાયો (૮૯)
પાઠું ભગંદર જાય તે જાણઈ, રોગ સઘલાંનુ અંતજ આંણઇ;
સાર કરઈ **શંખેસર** દેવ, કોઢ અઢાર જાઇ તે હેવ.

જી૦ (૯૦)

મૂરતિ મોહન વેલડી રે, જોતાં ત્રિપતિ ન હોયો,
શ્રીસંઘ આવઈ ઉલટયા રે, પૂજા અષ્ટ પ્રકારો;
સનાત સહૂ રંગિ કરઇ રે, સતર ભેદ વિસ્તારો,
નાટક નૃત્ય કરઇ ભાવના રે, અષ્ટમંગલ ઉદારો.

જી૦ (૯૧)

અષ્ટ મંગલ ઉદાર તે આંણું, ત્રણિ તત્ત્વ સૂધાં તે જાણું;
ચઉદ પૂર્વમાંહિ નુકાર તે સાર, સંસારસાગર ઉતારિ પાર.

જી૦ (૯૨)

જલાલપુર મુખ્ય મંડણો રે, શ્રીઋષભ શાંતિ પ્રાસાદો,
તસ પસાઇ મઈ સ્તવ્યો રે, **શ્રી સંખેસર પાસો;**
નવ નિધાન લહ્યાં મિ નિરમલાં રે, ચઉદ રયણ ગુણ ખાણ્યો,
સુખસાગર ઘરિ ઉલટયું રે, આણંદ અંગિ ન માયો. (૯૨)
આનંદ અંગિ ન માય તે લહીઇ, **હીરવિજયસૂરિ** ગુરુ તે કહિઈ;
**વિજયસેનસૂરિ** ગુરુ ગોયમ જાણુ, તસ પસાઈ શ્રીપાસ
વખાણું. જી૦ (૯૪)

અશ્વસેન કુલિ ચંદલુ રે, વામા કુખિ અવતારો;
નયરી **વાણારસી** જનમીઆ રે, પ્રભાવતી ભરતારો;
બાવીસ તીર્થંકર આગઈ હૂઆ રે, ત્રેવીશમા શ્રીપાસો,
તેહનું તવન **રાજપાલિ** કર્યું રે, મનિ ધરી અતિ ઉલ્હાસો;

જી૦ (૯૫)

મન ધરી ઉલ્હાસ તે ગણીઇ, પ્રભાતિ ઉઠી તવન જ ભણીઈ;
સંવત સોલએકોતેરા (૧૬૭૧) સાર, શ્રાવણ સુદિ પંચમી
ગુરુવાર, તવન નીપનું તહીઇ ઉદાર. જી૦ (૯૬)

ઇતિ શ્રી સંખેશ્વરા પાર્શ્વનાથ ચંદ્રાઉલા સ્તવન સંપૂર્ણમ્.
સં૦ ૧૬૭૪ વર્ષે ભાદ્રવા વદિ ૯ ગુરૌ લિખિતમ્.

## ચોઢાળિયું સ્તવન

[ ૫૫ ]*

# શ્રીમુનિવિજયજી શિષ્ય શ્રી રત્નવિજયજી વિરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વજિન ચોઢાળિયું સ્તવન

॥ ૮૦ ॥ શ્રી જિનાય નમઃ

### ઢાળ પહેલી

( 'સુરતિ મહિનાના'–એ દેશી )

**શ્રીશંખેશ્વર** સમરીનેં, શારદ ગુરુ સુપસાય;
હિંસા દુષણ ટાલતાં, સમકિત નિરમલ થાય. (૧)

પ્રણુમું શ્રીપાસ જિણેસર, પરગટ પરતો જાસ;
તુજ સુરતિ અતિ સુંદર, દીઠેં દુઃખનો નાસ. (૨)

સમકિત શુધ સુનિરમલ, ઉગ્યો રવિ તમ દૂર;
મોહ મિથ્યામત દૂષણુ, કુમતિ તિમિર ચકચૂર. (૩)

અંગ ઉપાસક સાતમેં, સમકિત આણુંદ લીધ;
'અણુત્થિય' પરીહારીય, જિન ચેઈયવંદન કીધ. (૪)

---

* શ્રી વિજયધર્મલક્ષ્મી જ્ઞાનમંદિર, આગરાની અને રાધનપુર, તંબોળી શેરીમાંના શ્રી વિજયવીરસૂરીશ્વરજી મહારાજના જ્ઞાનભંડારની હસ્તલિખિત પ્રતિઓ પરથી ઉતાર્યું. અને શ્રી જૈનધર્મ પ્રસારક સભા ભાવનગરથી પ્રકાશિત 'પ્રકરણાદિ વિચાર ગર્ભિત શ્રી સ્તવનસંગ્રહ'માં છપાયેલ આ સ્તવન સાથે મેળવ્યું.

ભગવતી જંઘાચારણ, વિજ્જાચારણ સાધ;
ઉવાઈ સૂત્રે અંબડ નમેં, જિનપ્રતિમા નિરાબાધ. (૫)

શાસ્વતી પ્રતિમા જગતમેં, તેહવી અશાસ્વતી જાણ;
ભેદ ન કોઈ તેહમાં, એહવી જિનવર વાણ. (૬)

અન્ય તિર્થી કિમ ગ્રહી શકે, શાસ્વતી પ્રતીમા જેહ;
અશાસ્વતી લેઈ જાયસેં, એહમાં નહીં સંદેહ. (૭)

પ્રતિમા પુસ્તક મોહપતિ, માલા ને રજોહરણ;
એ એકેંદ્રીય દલ અછેં, ધર્મને સદા ગુણકરણ. (૮)

ચિત્રિત જે ભોગાસન (૧), શસ્ત્ર (૨) ને અરિપત્ર (૩) દેખ;
વિષય (૧) ભય(૨) ક્રોધાદિક (૩), હિત મિત્રે પત્રે વિશેષ. (૯)

માતા (૧) ભગિની(૨) ને ભારજ્યા (૩), એહમાં સ્નેહનો ફેર;
તિમ એકેંદ્રી ગુણ ફળ, સમકિત ગુણ તે ઠેર. (૧૦)

દ્રવ્ય(૧) ભાવ(૨) પૂજા કરો, તો લહેસ્યો અપવર્ગ;
કર્મ સકલને ત્રાસવો, વાંછિત પામો સ્વર્ગ. (૧૧)

જલ(૧) ચંદન(૨) ફલ(૩) ફુલ(૪) શું, દીપ(૫) ધૂપા(૬) ક્ષત(૭) ચંગ;
ગીત(૮) નૃત્ય(૯) વાજિત્ર(૧૦) શુદ્ધ, કરી પૂજો મનરંગ. (૧૨)

પૂજા ફલ ફુલાદિકેં, એકેંદ્રી હણેં કેમ;
તિહાં હિંસા નવિ નિપજેં, જિનવર વચન છે એમ. (૧૩)

પણ હિંસા ત્રિવિધે કહી, હેતુ(૧), સ્વરૂપ (૨), અનુબંધ(૩);
સાધુ શ્રાવક છાંડજો, ધમ્મીં મહામતિવંત. (૧૪)

સાધુ સર્વથી રહિત છે, દયાવંત પ્રવીણ;
એકેંદ્રીની ના હિંસા કરેં, રહેતા ધ્યાનમાં લીણ. (૧૫)

લોકમાં સઘલેં સંપૂરિત, સૂક્ષ્મ એકેંદ્રી પાંચ;
તીમ બાદર વાયુ પ્રતેં, હણતાં ન ધરેં ખાંચ. (૧૬)

પડિક્કમતાં ગુરુ વાંદતાં, ઉઠતાં બેસતાં તેમ;
પડિલેહણ કરતાં થકાં, હણેં છે જીવ તે કેમ. (૧૭)

હાથ પગ શરીરના, ફરસેં હણેં છે જીવ;
વિહારે નદી ઉતરે, તે કિમ પામશે શિવ. (૧૮)

વસ્તુ લેતાં ને મૂકતાં, માલા ગણતાં હણેય;
એકેંદ્રી જે સૂક્ષ્મ બાદર, હિંસા કિમ ન ગણેય. (૧૯)

સાધુ શરીરથી નિસ્પૃહ, તપ કરી ગાલેં કાય;
પણ પારણું કરવા ભણી, વહોરવાને કિમ જાય. (૨૦)

શરીર રાખવા કારણેં, હિંસા કરે અતીવ;
પગ ઉપાડી મેલતાં, હણેં અસંખ્યાતા જીવ. (૨૧)

શ્રાવક વાંદે સાધુને, તિમ વોહરાવતાં આહાર;
ભાજન લેતાં ઉઘાડતાં, થાયેં જીવ સંહાર. (૨૨)

સામાયક લેતા નેં પારતાં, ઇરિયાવહી આલોય;
વંદન સાધુ વોહરાવીનેં, ઇરિયા ન કહેં કોય. (૨૩)

સૂક્ષ્મ બાદર જીવને, હણસ્યો મા ભવી લોક;
એહવી અરિહંત વાણી છે, કેમ કરો છો ફોક. (૨૪)

ઇરિયાવહી આલોયતાં, લાખ અઢાર ચોવીશ;
સહસ એકસો વીસ તે, મિચ્છાદુક્કડ કહીશ. (૨૫)

ઉઠ બેંસથી ફરી ફરી, કિમ જંતુ હણે તેહ;
જિન કેવલી શ્રાવક મુનિ, કહોને ઉત્તર એહ. (૨૬)

સાધુ શ્રાવક જીવ હણેં, તે કિમ જાસે પાપ;
કુણ ગતિ જીવ જઈ ઉપજસ્યેં, તેહનો ભાખો જબાપ. (૨૭)

જલ ફલ ફુલના જીવનો, પાપ પૂજાઈ જાય;
શુભ ગતિ થાય તે જીવની, જિન અંગ ફરસન થાય. (૨૮)

જયણાયેં પાપ ન તેહનેં, પરિણામેં નથી દ્વેષ;
પૂજામાં શ્રાવક ગુણી, મન શુદ્ધ તેહવો લેખ. (૨૯)
હેતુ હિંસા અજયણાઈ, કહી આગમ અનુસાર;
રત્નવિજય ગુરુ સાનિધે, ધર્મ કરો નરનાર. (૩૦)

## ઢાળ બીજી

('વાલાજીની વાટડી અમે જોતા રે'—એ દેશી.)

સર્વ લોકના જિનવર પૂજે રે, આર્દ્રકુંવરની પરેં બુઝે રે,
ભાવ ભક્તિમાં ઘણું જૂજે, વાલો પ્રભુ પાસજી મુજ મળીયો રે,
મારે ભવોભવનાં દુઃખ ટળીયાં, **શંખેશ્વર પાસજી** મુજ
મળીયા રે.......એ આંકણી (૧)
પ્રભુદર્શને સમકિત પામો રે, પ્રભુદર્શને ચારિત્ર જામો રે;
પ્રભુદર્શને કર્મને વામો, વાલો૦ (૨)
સ્વરૂપ હિંસા વિચારો રે, ધર્મકારજમાં ન વિચારો રે;
લાભાલાભ તે સઘલો ધારો, વાલો૦ (૩)
આચારાંગ સૂત્રની સાખેં રે, દીક્ષા મોચ્છવ કરવા દાખેં રે;
મોચ્છવ તિહાં હિંસા ન ભાખે, વાલો૦ (૪)
દશાર્ણભદ્ર ભક્તિમાં માજી રે, ઘણા ઠાઠથી સેના જાજી રે;
વીર વાંદે શિવસુખ કાજી, વાલો૦ (૫)
ઉવાઈમાં કોણિક રાય રે, બહુ સેનાઈ વાંદવા જાય રે;
વાટની હિંસા ન ગણાય, વાલો૦ (૬)
ભવિક જિન વાંદવા જાશે રે, વચમાં ચવે તો સુર થાશે રે;
પરિણામે પુન્ય બંધાશે, વાલો૦ (૭)
પહીલેં સતકેં સાતમે ઉદ્દેશે રે, ભગવતી અધ્યાયે કેશે રે;
ગર્ભેથી ચવી સુરપદ લેશે, વાલો૦ (૮)

નદી ઉતરતાં મુનિ ચવીઓ રે, નથી ઇરિયાવહી પડિકમીઓ રે;
શુક્લ ધ્યાની કહો કુણ થઈઓ, વાલો૦ (૯)
દર્દુર દેવ જ્ઞાતામાં જાણો રે, ઘોડાની ખુરીઈ હણાણો રે;
પંચેંદ્રી જીવ ચંપાણો, વાલો૦ (૧૦)
શ્રેણિકનેં નહીં તિહાં પાપ રે, ઈમ ભાખેં શ્રીવીર આપ રે;
તિરજંચ ટલી સુર થાય, વાલો૦ (૧૧)
સાઠ સહસ સગરસુત ચવીયા રે, બારમે દેવલોકે ઠવીયા રે;
અષ્ટાપદ ધ્યાને રજ્જે દલીયા, વાલો૦ (૧૨)
દેવદેવની આસાતના વરજ્જે રે, અરિહંત શ્રુતદેવીની ન કરજ્જે રે;
શ્રમણ સૂત્રે તે આલોજ્યો, વાલો૦ (૧૩)
પ્રશ્ન વ્યાકરણેં ચઉદ ભેદ રે, સંવર દુઆરે કર્મ છેદ રે;
વિયાવચ્ચમાં ન ધરો ખેદ, વાલો૦ (૧૪)
જિનભક્તિમાં દેવતા લીણ રે, પુન્ય બાંધે જે છેં પ્રવીણ રે;
ધ્યાએ ગાએ નેં વાએ વીણ, વાલો૦ (૧૫)
સુરિયાભાદિક સુર કરણી રે, રાયપસેણ્યાદિકેં વરણી રે;
સમકિતીઇ જે આચરણી, વાલો૦ (૧૬)
ઇંદ્ર મેરુએ ઓછવ કરતા રે, નમોત્થુણં પાઠ ઉચ્ચરતા રે;
મોક્ષારથ ધ્યાને ધરતા, વાલો૦ (૧૭)
ત્રણુજ્ઞાનીની કરણી નિહાળો રે, સંગમાદિક સુરપરેં ટાલો રે;
પાપ છંડી પુન્ય ઉજાલો, વાલો૦ (૧૮)
ઇંદ્ર તે તો સમકિત ધારી રે, જિનવાણી રિદય સંભારી રે;
મિથ્યાત્વની કરણી નિવારી, વાલો૦ (૧૯)
જિનસંઘની વિયાવચ્ચ કીધેં રે, અવ્રત પચ્ચખાણ ન લીધે રે;
પુન્ય બાંધે સુર પરસિધેં, વાલો૦ (૨૦)

સુર વ્રત પોતે નથી લેતા રે, વ્રત પ્રતિબોધે નર કેતા રે;
અનુમોદનથી પુન્ય ગ્રહતા, વાલો૦ (૨૧)
કડુ તુંબ સમો કૃષ્ણલેશી રે, તીર્થ જલે ધોયો ન ટલેસી રે;
અભવ્યની રીત જ એસી, વાલો૦ (૨૨)
સમકિતી જિન પૂજા કરશે રે, "ણાયા કયબલીકમ્મા" કહસ્યે રે;
મિથ્યાત્વની કરણી ન વરશે, વાલો૦ (૨૩)
વર કન્યા જે દ્રુપદી રાણી રે, સમકિતધર શુદ્ધ વખાણી રે;
નારદ અણવાંદેથી જાણી, વાલો૦ (૨૪)
છઠ છઠને આંબિલ કીધાં રે, જિનપૂજાથી કારજ સીધાં રે;
નમોથ્થુણં પાઠ પ્રસિધા, વાલો૦ (૨૫)
સાધુને રહેવાને કાજે રે, ઠામ કરાવેં ઘણેં હેજે રે;
છકાય હણેં તિહાં સેજે, વાલો૦ (૨૬)
દાનશાલાઈ દાનજ દેતાં રે, સાહમીવચ્છલ ભગતેં કરતાં રે;
છકકાય હણે ઉજમતાં, વાલો૦ (૨૭)
સાહમીવચ્છલ ભગવતી માંહે રે, શંખપુકખલી શ્રાદ્ધ ઉચ્છાહે રે;
અધિકાર જોજો છે ત્યાંહે, વાલો૦ (૨૮)
વરસીદાન જિનવર દીધાં રે, મનવંછિત ભવીજનેં લીધાં રે;
સૂત્ર સાખેં જુઓ પ્રસિધાં, વાલો૦ (૨૯)
પ્રતિમા ને દેહરાં કરવા રે, મુનિ ઉપદેશે પુન્યફલ વરવા રે;
દાન ભેદથી ભવિયણ તરવા, વાલો૦ (૩૦)
દાનમાં પહેલી હિંસા કરશે રે, પછેં દાનનુ ફલ ભવી વરશે રે;
પુન્યબંધ તે પાપનેં હરસેં, વાલો૦ (૩૧)
દાનાદિક ચ્યાર છે ધર્મ રે, તેથી લેહસ્યો શિવશર્મ રે;
પ્રભુપૂજામાં નથી ભર્મ રે, વાલો૦ (૩૨)

વાસી અન્ન ને પાણી વારો રે, બેઇંદ્રી જીવ ઉગારો રે;
ધર્મ કરણીઇ અભક્ષ વિચારો, વાલો૦ (૩૩)
સમુચ્છિમ પચેંદ્રી ચૌદ સ્થાને રે, ઉપજે અસંખ્યાતા જ્ઞાને રે,
તે એઠ પીએ છે શાને, વાલો૦ (૩૪)
ઋતુવંતી અપવિત્ર નારી રે, શાસ્ત્રમાંહિ જૂઓ વિચારી રે;
વહાણુમાં સમુદ્ર વિકારી, વાલો૦ (૩૫)
હીંગુલાદી એકેંદ્રીનો રગ રે, વિણુસે ઉછાયાને સગ રે,
મંત્ર યન્ત્રાદિ ન ફલે ચગ, વાલો૦ (૩૬)
પંચેદ્રી સગે વિગડે રે, અન્નાદિક આહારની સંગડે રે,
ઋતુવતીથી ચારિત્ર બગડે, વાલો૦ (૩૭)
નીચ જાતિનો છાડો આહાર રે, ભગવતી પ્રમુખેં અધિકાર રે;
'આહાર તિસો ઉડકાર', વાલો૦ (૩૮)
સ્વરૂપ હીંસા કહી તેહ રે, જાણી જીવ ન મારે જેહ રે,
પૂજામાં ન વિચારો તેહ, વાલો૦ (૩૯)
અરિહતની એહવી વાણી રે, મન શુદ્ધે ધરો ભવી પ્રાણી રે,
ગુરુ રત્ન થકી ધર્મ જાણી, વાલો૦ (૪૦)

## ઢાળ ત્રીજી

('મધુકર માધવને કેજો'—એ દેશી)

શ્રીજિનવરની આંણા ધરીઈ, અનુબંધે હિંસા નવિ કરીઇ;
તો ભવસાયર તરીઈ રે, શ્રાવકજી તુમેં ગુણવતા,
જિન પૂજેં શિવરમણી વરીઇ રે, શુદ્ધા તમે સમક્તિવતા,
શ્રાવકજી૦ (આંકણી) (૧)
સૂત્ર સિદ્ધાંતનો અક્ષર એક, ઓલવસ્યેં તે કહ્યો અવિવેક;
ભવનાં દુઃખ પામે તે અનેક રે, શ્રાવકજી૦ (૨)

જિનવિરહે જિનબિંબ બિરાજે, પૂજા કરવી શિવસુખ કાજે;
તે ઓલવતાં કિમ નવી લાજે રે, શ્રાવકજી० (૩)
સમોસરણમાં જિનબિંબ થાપે, ત્રિહૂ દિશ દેશના તે વલી આપે;
સુર નર મુનિ સેવેં ગુણ વ્યાપે રે, શ્રાવકજી० (૪)
હેતુ સ્વરૂપ હિંસા ન વિચારો, અનુબંધેં હિંસાને વારો;
સુખ આયુ ગુણને વધારો રે, શ્રાવકજી० (૫)
જૂઓ જમાલી દલાઈ નવિ તરીઓ, બહુ સંસારમાં વલી ફરીઓ;
મિથ્યા અવગુણથી ભરીઓ રે, શ્રાવકજી० (૬)
ભગવતી અંગમાં ઈમ જોઈ, ઉતરાધ્યયનાદિકમાં હોઈ;
પ્રત્યનીકપણે ગુણખોઈ રે, શ્રાવકજી० (૭)
પંચાંગીને જે ઓળવતો, પાઠ પદ અક્ષર ગોપવતો;
ખોટો અરથ મુખે લવતો રે, શ્રાવકજી० (૮)
જ્ઞાનાવરણી કર્મ બંધાઈ, મૃષાવાદ વ્રત બીજું જાઈ;
પાપીમાં પેંહલ તો થાય રે, શ્રાવકજી० (૯)
જ્ઞાનના અતિચાર લાગે આઠ, કાલ વિનયાદિક સૂત્રે છે પાઠ;
તે વિચારોને અહોરાત રે, શ્રાવકજી० (૧૦)
પંચાંગીનો લોપક જેહ, સાધુ શ્રાવક ન કહ્યો તેહ;
નવી કરો તે સાથે સ્નેહ રે; શ્રાવકજી० (૧૧)
સમકિત હીણા તેહને કહીયા, તસ ઉપદેશ ક્યાંથી લહીયા;
ભગવતી સૂત્રે ઈમ સદ્દહીયા રે, શ્રાવકજી० (૧૨)
પહેલું જ્ઞાન ને પછે કિરીયા, મૂરખ કિરીયાઈ નવી તરીયા;
જ્ઞાન થકી બહુ ઉધરીયા રે, શ્રાવકજી० (૧૩)
પુસ્તક વિરોધને જે બોલે, તે આસાતનાઈ ભણવું ટાલે;
જિનપ્રતિમા આસાતના દુઃખ સાલે રે, શ્રાવકજી० (૧૪)

જ્ઞાન ઉથાપી ગુરુ ઉથાપી, જિનની આણા જેણે કાપી;
તેહને કહીએ મહાપાપી રે, શ્રાવક૦ (૧૫)
વસુ નૃપ કુડી સાખથી પડીઓ, નરક માંહિં જઈ રડવડીઓ;
દેવે હણીઓ તિણ ઘડીઓ રે, શ્રાવક૦ (૧૬)
ઈમ અનુબંધે હિંસા ટાલો, આગમ આણા સૂધી પાલો;
ક્ષાયક સમકિત ગુણ અજૂઆલો રે, શ્રાવક૦ (૧૭)
જીવાભિગમ ને રાયપસેણી, જંબૂદીપ પન્નતીઇ જાણી;
જિનપ્રતિમા તે ચૈત્ય કેવાણી રે, શ્રાવક૦ (૧૮)
શાસ્વતી ને અશાસ્વતી સરખી, ગુણવર્ણાદિક આકારેં નીરખી;
સિદ્ધાયતનને જુઓ હરખી રે, શ્રાવક૦ (૧૯)
જિન અનેક તિહાં કહ્યું નિરખો, સિદ્ધાયતન ઈસ્યે નામેં પરખો;
સિદ્ધસિલ્લા જિનદેવલ સરખો રે, શ્રાવક૦ (૨૦)
ત્રિણ ભુવનમેં ઉદ્યોત થાઈ, સઘલા જીવને શમસુખ દાઈ;
પાંચ કલ્યાણક સરીખા થાઈ રે, શ્રાવક૦ (૨૧)
કલ્પસૂત્રેં ગર્ભસ્થિતિ વદે, નમોત્થુણં કહીઓ સુરિંદે;
જિનજન્મ થકી સુર આણંદે રે, શ્રાવક૦ (૨૨)
ચોસઠિ ઇંદ્ર સપરીકર આવ્યા, કલસા કોડિ સાઠ લાખેં નવરાવ્યા;
ચંદન ફૂલેં ઘણું શોભાવ્યા રે, શ્રાવક૦ (૨૩)
બહુ પાણીથી પ્રભુ નવરાવ્યા, સૂત્ર સાખેં ક્યાંઈ વાંચ્યામાં આવ્યા;
ઇંદ્ર નિસંકે મેરુ કપાવ્યા રે, શ્રાવક૦ (૨૪)
જલ પ્રવાહ તિહાં નથી વેતા, દેવ દેવીનીલશ્કરી (?) લેતાં;
નવ જલ ચાહેં કેતા રે, શ્રાવક૦ (૨૫)
અષ્ટમંગલ કરી શકસ્તવ ભાખેં, તિન્નાણ તારય સુર આખેં;
તિમ ભવિ જન પૂજા દાખેં રે, શ્રાવક૦ (૨૬)

ત્રણ્ય જ્ઞાની જે અતિશયવંતા, સમ્યક્ સુર નર પૂજંતા;
પાપ રહિત જિન રાજ કરંતા રે, શ્રાવકજી० (૨૭)
દીક્ષાભિષેક કેવળજ્ઞાન, સમોસરણ બેઠા ભગવાન;
ફૂલપગર કરે જાનૂમાન રે, શ્રાવકજી० (૨૮)
છત્ર ચામર સિંહાસન છાજે, ગયણેં દેવદુંદુભી ગાજે;
ગીત નૃત નેં વાજિત્ર વાજે રે, શ્રાવકજી० (૨૯)
સમવાયાંગ સૂત્રમાં કહીયા, ભવિજન પૂજામાં ચિત્ત ધરીયા;
પ્રતિમા રૂપથી ગુણ વરીયા રે, શ્રાવકજી० (૩૦)
જિનવર શરીર અશાસ્વતાં કહીઇં, તેહનેં પૂજે શિવપદ લહીઇં;
મૂર્ત્તિ અશાસ્વતી પૂજવી સદ્દહીઇ રે, શ્રાવકજી० (૩૧)
પ્રતિમા દીઠે ધ્યાનમાં આવેં, સિદ્ધ અરૂપી કિણવિધ ધ્યાવેં;
બીજો કોઈ ઉપાય નવિ ફાવેં રે, શ્રાવકજી० (૩૨)
કુણ અતિશય પ્રતિમામાં હિત, પાંત્રીસ વાણીના ગુણ જિણ પ્રીત;
પુસ્તક સિદ્ધ નમો ઉચ્ચિત રે, શ્રાવકજી० (૩૩)
સિલ્લાવટ મૂરતિ કરી લાવેં, જીમ નરભોગ મુનિનેં નીપાવેં;
તેથી જે ગુણ બહુલા થાવેં રે, શ્રાવકજી० (૩૪)
દીક્ષાચ્છવેં ગુરુઇ કર ધરીઓ, તે નર સાધુપણાનેં વરીઓ;
પ્રતિમાનેં પ્રતિષ્ઠોત્સવ તિમ કરીઓ રે, શ્રાવકજી० (૩૫)
પંચમેં શતકેં ચાર પ્રમાણ, બારમે શતકેં પંચ દેવ જાણ;
ભગવતી દેવાધિદેવ વાણ રે, શ્રાવકજી० (૩૬)
થઈ ગયા જે દેવાધિદેવ, હોય તે ભવિક દ્રવ્ય જિનદેવ;
મરીચિને ભવે ભરત નમેવ રે, શ્રાવકજી० (૩૭)
વર્તમાન જિનવર મન ધરતા, સાધુ શ્રાવક પાપને હરતા;
સાધુ પૂજા કિમ નથી કરતા રે, શ્રાવકજી० (૩૮)

સાધુનેં લોચ ભિક્ષા વિવહાર, શ્રાદ્ધની દ્રવ્ય દાન પૂજા પ્રકાર;
અભિગમ શોભેં ઉદાર રે, શ્રાવકજી૦ (૩૯)
સાધુ શ્રાવક જે પડિકમતા, 'કરેમીભંતે'નો પાઠ ઉચ્ચરતા;
એમ એક પાઠ નથી કહેતા રે, શ્રાવકજી૦ (૪૦)
સાધુ શ્રાવક કરણી ન કરસેં, મત પાંચ ને બાર જ ધરસેં,
પણ એક કરણી કેમ નવી વરસેં રે, શ્રાવકજી૦ (૪૧)
ધર્મ થકી તો કોઈ જણ સરીખા, જિન મુનિ રત્નવિજયગુરૂ નિરખ્યા;
ધર્મધ્યાને પ્રભુ આકર્ષ્યા રે, શ્રાવકજી૦ (૪૨)

## ઢાળ ચોથી

( "લાલ પીયારીનો સાહિબો રે"—એ દેશી. )

અતીત અનાગત વર્ત્તતા રે, જિન નમીઇં ત્રિહુ કાળે લાલ;
સૂત્ર અરથ તદુભઇ રે, ભગવતી પ્રત્યનીક ટાળે લાલ. (૧)
પાસ પ્રભુજીને વંદતા રે, સફલ કરો અવતારો લાલ;
દ્રવ્ય ભાવ પૂજા કરો રે, હિંસા દોષ ન ધારો લાલ. પાસ૦ (૨)
હેતુ સ્વરૂપ હિંસા ટલેં રે, આલોયણ ઉપચારો લાલ;
જ્ઞાન ક્રિયા જિનસેવના રે, ગુરુ ઉપદેશને ધારો લાલ. પાસ૦ (૩)
અનુબંધેં હિંસા નિવારતાં રે, તપ જપ ચારિત્ર ફળશે લાલ;
આગમ શુભ આણા ધારણા રે, જિન વિવહારમાં ભળસે લાલ.
પાસ૦ (૪)
આઠમેં શતક ઉપદેશમાં રે, ભગવતી પાંચ વિચારે લાલ;
વિષ્ણુકુમાર નમુચિનેં રે, હણીને પાપ નિવારે લાલ. પાસ૦ (૫)
દૃઢપ્રહારી જે પાપીઓ રે, સ્વરૂપ હિંસા બહુ કીધી લાલ;
પાપ હણીનેં મુગતેં ગયો રે, તેહ ભવે પામ્યો સિદ્ધિ લાલ.
પાસ૦ (૬)

એમ અનેક પાપી તર્યા રે, જે હુઆ સમકિત ધારી લાલ;
અવંતિ શ્રેણિક રાજીઓ રે, જિનપદવી લહી પ્યારી લાલ.
પાસ૦ (૭)

જ્ઞાની વચન ઉથ્થાપતાં રે, પાપ હુઇ ઘણું ભારે લાલ;
તે પાતિક નવિ છૂટશે રે, તે ન તરે નવિ તારે લાલ. પાસ૦ (૮)

સુધ વચન જે ભાંખસે રે, પ્રભુ આંણા સિર ધરશે લાલ;
તપ ચારિત્ર કિરિયા વિના રે, ભવિજન તારેં નેં તરશે લાલ.
પાસ૦ (૯)

સુધ ભાવેં સવિ શુદ્ધ છેં રે, અવિશુદ્ધેં પાપી મોટો લાલ;
કાઉસગ્ગમાં પ્રસન્નચંદ્રજી રે, કર્મ બાંધીને છૂટો લાલ. પાસ૦ (૧૦)

ભરતાદિક મહારાજવી રે, નાગકેતુ એલાચી લાલ;
તપ વિણુ ચારિત્ર કેવલી રે, મરુદેવી માતા જે સાચી લાલ.
પાસ૦ (૧૧)

દ્રવ્ય દર્શન પ્રભુ મૂર્ત્તિથી રે, ભાવદર્શન મન મલીઓ લાલ;
સમોવસરણુ દેખી કરી રે, ઇંદ્રભૂતિ ગર્વ ગલીઓ લાલ. પાસ૦ (૧૨)

દ્રવ્ય વાણી જિનરાજની રે, સાધુ રૂપ દ્રવ્ય વેષે લાલ;
પ્રત્યેક બુદ્ધાદિ પ્રતિબુજિયા રે, દ્રવ્યથી પ્રત્યય દેખેં લાલ.
પાસ૦ (૧૩)

દ્રવ્ય ભાવેં જિનસેવના રે, 'કિત્તિય વંદિય મહિયા' લાલ;
લોગસ્સમાં અધિકાર છેં રે, તે કાઉસગેં ઉધરીયા લાલ. પાસ૦ (૧૪)

ચઉસરણેં ઇમ ભાખીઓ રે, 'थुई वंदणमरिहंता' લાલ;
અમરિંદ નરિંદ પૂજ્ય અરિહંતજી રે, અંતે ભવિક આદરતા લાલ.
પાસ૦ (૧૫)

પ્રતિમાથી પ્રભુ સાંભરે રે, ચિત્ત ઉપજે સમભાવો લાલ;
ભગવતી સૂત્રે સમભાવથી રે, સમકિત સુધ તે પાવો લાલ.
પાસ૦ (૧૬)

ચ્યાર ગતિ હરેં સાથીઓ રે, ફલ ધરેં શિવફલ હેતે લાલ;
દીપક જ્ઞાનને પામવા રે, ઉરધ ગતિ ધૂપ દેતે લાલ. પાસ૦ (૧૭)

ફૂલે પૂજેં કમલા વરેં રે, કેવળ ચંદન વાસેં લાલ;
જલપૂજાઇં પવિત્રતા રે, દુઃખ અરિ કર્મ નિકાસેં લાલ. પાસ૦ (૧૮)

અણાહારી પદ પામવા રે, જે નૈવેદ્યને ઢોસે લાલ;
ગીત નૃત્ય વાજિત્રના રે, વાદતાં પાતિક ખોશે લાલ. પાસ૦ (૧૯)

રાવણેં જિનપદ બાંધીઓ રે, અષ્ટાપદેં ગૌતમ ચડીયા લાલ;
શ્રીવીરના ઉપદેશથી રે, વલતાં તાપસ જડીયા લાલ. પાસ૦ (૨૦)

સમકિત શુદ્ધસું દેહરો રે, થાપ્યા પાસ સુભગતેં લાલ;
ગુણઠાણેં ચઢતાં થકાં રે, ત્રિકરણ શુદ્ધ સુજુગતે લાલ. પાસ૦ (૨૧)

એકેંદ્રી આગેં પંચેંદ્રીઓ રે, નાચેં ભવિ સાચે ભાવે લાલ;
એકેંદ્રી સારુ પંચેંદ્રીઓ રે, ભમ્યો પરદેશે વિભાવે લાલ. પાસ૦ (૨૨)

ધનધાન્યાદિ એકેંદ્રીયા રે, નરકાદિક દૂખ આપે લાલ;
પુસ્તક મુહપતી મૂરતિ રે, રજોહરણાદિ દૂખ કાપે લાલ. પાસ૦ (૨૩)

પચેંદ્રી આગેં પંચેંદ્રીઓ રે, નાચતાં જે ફળ પાવેં લાલ;
તસ મૂરતિ ધ્યાંનેં સેવતાં રે, તે દેવ સાનિધ આવે લાલ.
પાસ૦ (૨૪)

ભાવથી નાચેં મુનિવરા રે, દ્રવ્ય ભાવેં શ્રાવક નાચેં લાલ;
ધનાર્થીં નાચેં રાજા કને રે, તિમ પ્રભુથી શિવ જાચેં લાલ.
પાસ. (૨૫)

ચમરેન્દ્રાદિક નાચીયા રે, ભગવતી ત્રીજે' સતકે' રાગે' લાલ;
જ્ઞાતાઇ દર્દુર દેવતા રે, તિમ સુરિઆભ વીર આગે લાલ.
પાસ.૦ (૨૬)

જિનની ચોરાસી આસાતના રે, ગુરુની તેત્રીશ વારો લાલ;
ગુરુ આસન પાટ પુસ્તિકા રે, ચાંપતાં દોષ નિરધારો લાલ.
પાસ૦ (૨૭)

કહે' મૂઢ પ્રતિમા નવી રહે' રે, બાવીસ સહસ્સ ઉપરાંતે લાલ;
તસ ઉત્તર શાસન દેવતા રે; પ્રયોગ્ગસા લેપ તે થાતે લાલ.
પાસ૦ (૨૮)

ઘણો કાળ પ્રતિમા રહે રે, પ્રયોગિક પ્રદેશ સંચરતે લાલ;
અષાઢ શ્રાવકે નીપાવીયા રે, તે શ'ખેશ્વરજી વરતે લાલ.
પાસ૦ (૨૯)

મૂઢ કહે' સિંહ હાથીયા રે, તસ મૂરતિ દેહરામાંહે લાલ;
પંડિત કહે' નવિ મારસે' રે, તો જિનમૂરતિ કિમ તારે' લાલ.
પાસ૦ (૩૦)

સમોસરણ જિન દેહરો રે, સરિખા હોય તે જાણો લાલ;
સિંહ મૃગાદિ પશુ એકઠા રે, રમે' સમોસરણે શ્રુતવાણો લાલ.
પાસ૦ (૩૧)

તિમ સિંહાદિ નવિ મારશે રે, જિન પ્રતિમાથી જિન ધ્યાશે લાલ;
ધ્યાનથી મૂરતિ તારશે રે, પ્રભુ ધ્યાને' પાપ જાશે લાલ. પાસ૦(૩૨)
ભક્તિ થકી લહો મુક્તિને રે, શુભ ધ્યાની શુભ લેશી લાલ;
સુખ સંતાન બહુ લહે' રે,' પુન્ય ઉદય વીશેસી લાલ. પાસ૦ (૩૩)
અમૃત ક્રિયાનો ભેદ છે' રે, અનુભવ આવે' જિન ધ્યાવે' લાલ;'
ધર્મ ને શુકલ ધ્યાનથી રે, મુક્તિતણાં સુખ પાવે લાલ. પાસ૦ (૩૪)

જરા નિવારી જાદવ તણી રે, ધ્યાનથી પાસ પધાર્યા લાલ;
ઘડીએ અલગા નવી રહો રે, દુઃખ દોહગ દૂરે વાર્યા લાલ. પાસ૦(૩૫)
જિનવર મુનિ ગુરુ સેવતા રે, વંછિત લક્ષ્મી વધારો લાલ;
**રત્નવિજય** ગુરુ નામથી રે, ધર્મેં જસ જયકારો લાલ પા. (૩૬)

## (કલશ)

શ્રીપાસ જિનવર સકલ સુખકર, **સંખેશ્વર** નિત વંદીઈ,
**તપગચ્છ** નાયક **વિજયદેવ સૂરિ, શ્રી સિંહસૂરિ** આનંદીઈ;
**શ્રી ગજવિજય** ગંભીર ગુણનિધિ, **શ્રીહિતવિજય** ચિંતામણિ,
તસ શીશ **શ્રીજિનવિજય** જયકર, **જસવિજય** ભુવિ મહામુણી;
તાસ શીશ શ્રી પ્રવર પંડિત, **રત્નવિજય** રંગે નમો,
શ્રી **સંખપુરી**નો સ્વામી સેહજેં, દીપતો સૂરજ સમો;
નવગ્રહ તે આપો રિદ્ધિ નવ નિધિ, સકલ સંકટ ટાલીઈ,
મિથ્યાત મોહની દૂર છંડી, ધર્મે સાથે મન વાલીઈ. (૩૭)

---

ઇતિ શ્રી હિંસાદોષનિવારણ, કુમતિમતિખંડણ, સમ્યક્ત્વ–
ગુણપ્રકાશકરણ, **શ્રીશંખેસરપાર્શ્વ** જિન–
સ્તવન ચોઢાલીઉ સંપૂર્ણમ્.

( આગરા, શ્રી વિજયધર્મલક્ષ્મીજ્ઞાનમંદિર સત્કપ્રતિને અંતે )
સં. ૧૯૨૪ ભાદરવા વદિ ૯ લિ. ધાંમી જૂમાંખી નાંમર
શ્રી ગઢ નગરે.

( રાધનપુર, શ્રી વિજયવીરસૂરિની પ્રતિને અંતે )
લખિતં સં. ૧૯૦૪ કાર્તિક સુદ ૫.

# ગૂજરાતી સ્તવનો

( ૫૬ )

## શ્રી હંસભુવનસૂરિવિરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન×

શાસન દેવી મનિ કરી એ, ગાઉં પાસ જિણંદ;
સંખેસપુર મંડણઉ એ, દીઠઈ પરમાણંદ (૧)
અશ્વસેન કુલ મંડણઉ એ, વામા દેવી માતા;
નીલવરણા સોહિ સદા એ, લંછન નાગ વિખ્યાત (૨)
જેહનઉ મહિમા વિસ્તરઉ એ, જગમાંહિ પ્રધાન;
સંકટ સવિ દૂરિ ટલઇ એ, જપતાં જેહનું નામ. (૩)
મૂરતિ મોહન વેલડી એ, જોતાં તૃપતિ ન પામઈ,
હરખિ નયણે નિરખતાં એ, ઉપમા નવિ આવઈ. (૪)
મસ્તકિ મુકટ મોહામણઉ એ, કાને કુંડલ સોહિઇ;
ભાલ તિલક દીપઈ ભલું એ, રૂપિં જનમન મોહિઈ. (૫)
લોચન અમીઅ કચોલડાં એ, નાસા વંશ સુચંગ;
વદન કમલ જિમુ ચંદલુ એ, અધર પ્રવાલા રંગ (૬)
આરીસા સમ બિ કપોલ એ, ભુજઃ બિહુ અનોપમ;
રતનજટિલ દીપઈ બહિરખાં એ, તેજિઈ સસિહર રવિસમ. (૭)

× આ સ્તવન વઢવાણ કેમ્પની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના જ્ઞાનભંડારની હસ્તલિખિત પ્રતિ ઉપરથી ઉતાર્યું છે અને પાટણમાંના મુનિરાજ શ્રી જસવિજયજી મ. ના ભંડારની પ્રતિ સાથે મેળવ્યું.

હીયડઈ હીસઈ ખહિખહી એ, શ્રીવચ્છ સુચંગ;
હાર હિસઇ હીઈ નવલખો એ, બીજોરીઅ રંગ. (૮)
રતનજટિત બિહુ પાલકી એ, વલી ફૂલની માલ;
પરિમલ બહિક્ઇ કુસમના એ, ગુણ ગાઇ રસાલ. (૯)
આવઈ શ્રી સંઘ ઉલટા એ, કરઈ પાસની જાત્ર;
ભાવઇસું પૂજા કરઈ એ, કરઈ નિર્મલ ગાત્ર. (૧૦)

## ( ઢાળ પહેલી )

મૃત્યુલોકિ જિન મૂરતિ આવી, સંઘપતિ **સંખેસર** ઠાવી;
શ્રાવિકા દિઇ નિતુરાસ ઉ. જય જય શ્રાવિકા દિઇ નિતુ રાસ. (૧૧)
પહિલઇ દેવલોકિ સુરરાજ, પૂછયા ચંદ્રપ્રભ જિનરાજ;
સ્વામી મુગતિનું રાજ ઉ. જય જય સ્વામી મુગતિનું રાજ. (૧૨)
કહિઇ હોસિ મુઝનિ દેવ, વલતું સ્વામી કહિઇ સુણિ દેવ;
દેવરાજ સંખેવ ઉ. જય જય દેવરાજ સંખેવ. (૧૩)
ત્રેવીસમા હોસઇ શ્રીપાસ, તહિઈ હોસઈ મુગતિનિવાસ;
તસ ગણધર હોસિ ઉ, જય જય તસ ગણધર હોસિ. (૧૪)
હરિ હરિષુ દેવલોકિ જાઈ, પાસતણી પ્રતિમા નીપાઈ;
પૂજઈ મનિ ઉલ્લાસિ ઉ, જય જય પૂજઈ મનિ ઉલ્લાસિ. (૧૫)
ચઉપન લાખ વરસ હરિ પૂજઈ, પયપંકઇ પ્રણામઇ સુરરાજિ;
કંચણબલાણઈ મૂકી ઉ, જય જય કંચણબલાણઈ મૂકી. (૧૬)
ચંદસુરજ પૂછઇ તીર્થંકર, કહિઇ મોક્ષ જાસિ પરમેશ્વર;
ત્રેવીસમાની વારિ ઉ, જય જય ત્રેવીસમાની વારી. (૧૭)
સુણી વાત હરખ્યા રવિચંદ, કંચણબલાણિ પાસ જિણંદ;
તિહાંથી પ્રતિમા આણી ઉ, જય જય તિહાંથી પ્રતિમા આણી. (૧૮)
ચઉપન લાખ વરસહ પરમાણુ, જૂજૂયા પૂજઈ ચદઈ નઈ ભાણુ;

વલી તિણઈ થાનકિ મૂકી ઉ, જય જય વલી તિણઈ થાનકી મૂકી. (૧૯)
ઘણે ઈંદ્રે ઈમ પૂજા કીધી, તેહનઈ અવિહડ મુગતિ જ દીધી;
સીઝઈ આઠઇ સિદ્ધિ ઉ, જય જય સીઝઇ આઠઈ સિદ્ધિ. (૨૦)
નાગનાથ કહઈ ધરણેંદ્રા, તિણઈ પૂછયા શ્રી જિનચંદા;
કહિઇ ભવનું પાર ઉ, જય જય કહિઈ ભવનું પાર. (૨૧)
મુજનઇ હોસઇ કહુ ભગવંત, તવ બોલા જગગુરુ અરિહંત;
પાર્શ્વનાથનઇ વારઈ ઉ, જય જય પાર્શ્વનાથનઈ વારઈ. (૨૨)
અસું કહી જિનવર જવ રહિયા, નાગરાજ હિયડિ ગહિગહીયાં;
આવઇ આપણઇ ઠામિ ઉ, જય જય આવઇ આપણિ ઠામ. (૨૩)
કંચણબલાણા માંહિ જાણી, પાસ તણી પ્રતિમા તે આણી;
દહેરાસર નિતુ પૂજઇ ઉ, જય જય દહેરાસર નિતુ પૂજઇ. (૨૪)

## ( ઢાલ બીજી )

હવઇ નિસુણઇ આવીઆ એ, શ્રી સંખેશ્વર પાસ ઉ;
તે સંખેપી હું કહૂં એ, જિન હુઇ વિઘન વિણાસ ઉ. (૨૫)
દ્વારિકા નયરી કૃષ્ણ નૃપ, રાજગૃહી જરાસંધ ઉ;
વયરભાવ બિહુનઈ હુઆ એ, પૂર્વકર્મ નિબંધ ઉ. (૨૬)
દૂત મોકલઈ જરાસંધનઈ, માનું માહારી આણ ઉ.
કહિ સજ થાઉ ઝૂઝવા એ, કઈ લઈ નાસુ પ્રાણ ઉ. (૨૭)
વચન સુણી વયરીતણાં એ, કેશવ કિધાં પ્રિયાણ ઉ;
કટક લેઈ નઈ સંચરઉ એ, જરાસિંધુ અઈ આણ ઉ. (૨૮)
દલ બેહુ ઝૂઝઈ ભલા એ, પાડિઈ સુભટની કોડિ ઉ;
કાયર કેતાઈ ઈમ કહિએ, સ્વામી સંકટ છોડિ ઉ. (૨૯)
જરાસિંધ મૂકી જરા એ, કટક કરઉ અચેત ઉ;
શ્રીપતિ મનિ ચિંતા થઈ એ, પૂછઈ જિન સંકેત ઉ. (૩૦)

નેમિનાથ કહિ કૃષ્ણ સુણુ એ, છઈ વિશમ વિરાધિ ઉ;
અન્નપાન સવિ પરિહરી એ, નાગરાજ આરાધિ ઉ. (૩૧)
તેહનઈ દેહરાસરિ અછઈ એ, પાર્શ્વનાથનું બિંબ ઉ;
તિણિ નમણિઈ જાસિઇ જરા એ, કાજ સીજઈ અવિલંબ ઉ. (૩૨)
સુણી વાત હરિ હરખિઆ એ, કીધા ત્રણિ ઉપવાસ ઉ;
નાગરાજ તવ આવીઆ એ, તુઠા આપઇ પાસ ઉ. (૩૩)
નવણ કરી છાંટિઉ સહુ એ, ઊઠી સુભટની કોડિ ઉ;
દામોદર પ્રણમી કરી એ, રહિયા બે કર જોડિ ઉ. (૩૪)
જરાસિંધુ જીપી કરી એ, કેશવ પાલઈ રાજ ઉ;
લખમી લીલા ભોગવઈ એ, કરી વલી ધર્મનું કાજ ઉ. (૩૫)
નગર **શંખેસર** વાસીઉ એ, તિહાં થાપ્યા શ્રીપાસ ઉ;
જે જિન પૂજઈ ભાવસું એ, પૂરઇ મનની આસ ઉ. (૩૬)
રોગ સોગ સંકટ ટલિઇ એ, નાસિઈ વિષમ વિકાર ઉ;
ભૂત–પ્રેત તે નવિ છલઈ એ, મહિમા ન લહું પાર ઉ. (૩૭)

## ( ઢાલ ત્રીજી )

પાસ મૂરતિ સોહામણી માલંતડિએ, પૂજા કરું મનરંગિ
સુણસુંદરીએ;
ગુણ ગાતાં સ્વામી તણાં મા૦, આણંદ ઉપજઈ અંગિ સુ૦ (૩૮)
છપન કોટિ યાદવતણી મા૦, જરા ઉતારણહાર સુ૦;
કુષ્ટ અઢારિ ઉપસમઈ મા૦, વિશ્વનિ કરઈ ઉપગાર. સુ૦ (૩૯)
અગનિ ચોર ભય રાજના મા૦, જલનિધિ જલનાં પૂર સુ૦;
વાઘ સિંઘ ગજરાજના મા૦, ભય સવિ નાસઈ દૂર. સુ૦ (૪૦)
તુહ ગુણ રયણાયર સમુ મા૦, તુજ ગુણ ન લહું પાર. સુ૦
તાહરા ગુણ ગાઈ સદા મા૦, તેહ ઘરિ જયજયકાર. સુ૦ (૪૧)

કામગવી તું સુરતરુ મા૦, તું ચિંતામણિ સાર સુ૦;
તુજ સમવડી જગ કો નહિ મા૦, ગુણહતણું ભંડાર. સુ૦ (૪૨)
કર જોડીનઈ વિનવું મા૦, વિનતી સુણઉ મુજ દેવ સુ૦;
ભવસાગરમાંહિ હું ભમું મા૦, ભવિ ભવિ દિઓ તુમ્હ સેવ. સુ૦ (૪૩)
ત્રણિ કાલ પૂજઈ સદા મા૦, **સંખેસર શ્રી પાસા** સુ૦;
**શ્રી હંસભુવનસૂરિ** વિનવઈ મા૦, પૂરઈ મનની આસા. સુ૦ (૪૪)
સંવત **સોલ દાહોતરઇ** મા૦, તવન રચિઉં અતિસાર સુ૦;
સંભવનાથ પસાઉલિ મા૦, **છનીઆરી** નયર મઝાર. સુ૦ (૪૫)

( કલશ )

**સંખેસરઉ** શ્રીપાસ જિનવર વિશ્વસુખકર સુંદરૂ,
અશ્વસેન નરપતિ વંશમંડણુ દુરિતખંડણુ જયકરૂ;
જે જિન આરાહિઈ સ્વામી ધ્યાઈ પાપ જાઈ ભવ તણાં,
શ્રી **હંસભુવનસૂરિ** ઈમ જંપિઈ સાસ્વતાં સુખ લહિ ઘણાં. (૪૬)

## [ ૫૭ ]

# શ્રીસકલચંદ્રવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિનસ્તવન×

વામોદર સરોવર જિનહંસં, આસસેણુ નૃપ કુલ અવયંસં;
જસ સુખ સાસ હસઇ કજવાસં, ચિત સમરે **સંખેસર પાસં**.
રે ચિત ! નૂતં સમરે પાસં. (૧)
સુર સવિ સુખ આપઈ જસ કાણું, ત્રિભુવનિ પ્રસરિઉં જસ અભિહાણું;
જો જિન પૂરઈ વંછિય આસં, રે ચિત૦ (૨)

×પાટણની મુ. જસવિજયજી મ. ના ભંડારની પ્રત ઉપરથી ઉતાર્યું.

જેણુઈ જિનઈ દીધું સમકિત ઠાણું, મન વંછિય દાણે ભવિયાણું;
સુરતરુ ચિંતામણિ સંકાશં, રે ચિત૦ (૩)
જસ નાણું જગિ કુણુઈ પ્રકાસં, હરઈ જો ભવ મરણુ પ્રયાસં;
પામીનઇ ભવ પ્રમુખ વિકાસં, રે ચિત૦ (૪)
હિમ પડલ જિમ રવિકર ગાલઈ, હિમ પડ્યું જિમ તરુવર બાલઈ;
તિમ જસ નામઈ સવિ વિષનાસં, રે ચિત૦ (૫)
જગિ જસ નામ તરઈ જિમ તુંબં, જસ ઘણુ રાહુ ગ્રસઈ નવિ બિંબં;
જો નવ રવિ પરિ કરઈ વિકાસં, રે ચિત૦ (૬)
જિમ અગનિ બાલઈ ખિણુ ઘાસં, યમ અય ગિરલઈ તણુ એક ગાસં;
તિમ જસ નાંમઈ રોગ વિણાસં, રે ચિત૦ (૭)
વાઘ સિંઘ જર વિષધર નાસઈ, જસ નામઈ ભય નાવઈ પાસઈ;
જસ નાંમઈ ઘરિ હય ગય દાસં, રે ચિત૦ (૮)
જસ નિત શ્રુતિ કરતા સુરદાનં, લોકપાલ નવગ્રહ સુખદાનં;
સુરરમણીસ્યું ભોગવિલાસં, રે ચિત૦ (૯)
જિણિ પૂજ્યઈ ત્રિભુવન જન પૂજ્યઈ, જસ નાંમઈ સવિ પાતક ધ્રૂજઈ;
જસ નાંમઈ ઘરિ નવ નિધિવાસં, રે ચિત૦ (૧૧)
દુરિત દરિદ્ર હરઈ જસ વયણે, જાતાં વયણુ હરખિજઈ નયણે;
ગાઈ જસ સુરનર બહુ રાસં, રે ચિત૦ (૧૨)
શાકિણિ ડાકિણિ ભૂત પરેતં, નાસઇ સમ ઉવસગ્ગ સમેતં;
જસ મુખ વાસઇ મતિ નવિ હાસં, રેચિત૦ (૧૩)
સુરસુંદરી જસ ચાંમર વીંઝઈ, તિણુ કારણિ હરિ હર સુર ખીજઈ;
જસ તણું કંતિ હસઈ શિખિયાસં, રે ચત૦ (૧૪)
જસ આસો ગત રૂપ હરઈ, સોગ વલિ તુદલિ ષટમાસં;
રોગ છૂટઇ પરષદ નિજ ભાસં, રે ચિત૦ (૧૫)

જસ વાંણી ઘટ જીવ પલાવઈ, કમઠાદિક સમ કુમતિ ગલાવઈ;
જો મંગલ કલ્લાણ નિવાસં, રે ચિત૦ (૧૬)
જસ નાંમઈ નહી ખાસં સાસં, વઈરી દૂરિ પલાઈ નિરાસં;
જસ જીત્યુ રવિ ચંદ્ર આકાસં, રે ચિત૦ (૧૭)
નાંમ હરઈ જસ જન કી નાસં, તિમ જસ નાંમઈ નાસઈ ત્રાસં;
જસ દરિસણ સુરભવણ વાસં, રે ચિત૦ (૧૮)
મભમસિમ ભણિસિ તીર્થ પ્રભાસં, કિસ્યું કરઇ તું તપ બહુ માસં;
જસ ધ્યાનઈ બહુ ફ્લ ઉપવાસં, રે ચિત૦ (૧૯)
સકલચંદ્ર સુરનરપતિ મોહઈ, કામધેનુ સો નિજ ઘરિ દોહઇ;
જો જસુ જોઈ નિજ નિય આસં, રે ચિત૦ (૨૦)
વિસહર કુલિંગમંતં, પોમાવઈ નાગરુયઘુતિજુત્તં;
સિરિપાસનાહથુત્તં કંઠ કય હવઇ સુહ જુત્તં રે ચિત૦ (૨૧)

## [ ૫૮ ]

## ઉપાધ્યાય કલ્યાણવિજયજીરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન*

સયલ જન શંકર પ્રણય પુહવીસરં,
વિમલ ગુણસાગરં પાસ સંખેસરં;
થુણિસ હું ભત્તિ જુત્તિ કરી સામિઅં,
દિસઉ સિરિ ભારઈ વયણરસ કામિઅં. (૧)
જલધિજલ પાર કિમ પામિઈ ભુજ કરી,
અહવ કિમ તોલીઈ કેણિ મંદરગિરી;
તહય પુણ કુણ ગુણઈ ગંગસિક્તાકણા,
તહ કેહં સંથુણયા જાઈ સામી ગુણા. (૨)

*પાટણની મુ. જસવિજયજીના જ્ઞાનભંડારની પ્રત ઉપરથી ઉતાર્યું.

તહવિ ગુણુ રાગીઓ હું અછું સામિઆ,
ગુણતણો પાર તો યોગિ નવિ પામીઆ;
તે વિ જઈ તુજ્જ ગુણગણુણબદ્ધાયરા,
તેણુ મુજ કોવિ દોસો ન સંખેસરા. (૩)

જઇ વિ જિનરાજ મુજ કિસું પંડિતપણું,
કિહાં વલી વિમલ ગુણુ સામિજી સંથુણું;
તહવિ મધુમાસિ જિમ કોકિલા અંબની,
હુંણિ મહિમા વદઈ ભત્તિ તિમ સામિની. (૪)

વિમલ જલ કમલિની દલિ રહ્યું જઇ લહઈ,
વિઉલ મુગહા ફૂલાં કંતિ પંડિત કહઈ;
તઉ ન કિં સામિ સુપસાયથી સંથવં,
ચતુર જન ચિત્ત આનંદસ્યઇ અભિનવં. (૫)

( રાગ–ગઉડી )

જિનવર તુજ ગુણુ વેલડી, મુજ માનસ વન માંહિ;
ફૂલી ફલ દિઈ નવનવાં, તે મુજ અધિક ઉચ્છાહી રે;
ત્રિભુવન રાણીઓ, પય પ્રણુમઇ જસુ ઈંદો રે, સુરસિરતાણીઓ. (૬)

તુજ મુખ શારદ ચંદ્રમા, મુજ મન બાલ ચકોર;
અનુદિન પીવઈ ચંદ્રિકા, હરખ્યો કરઇ બકોરો રે. ત્રિ૦ (૭)

પ્રભુ કીરતિ નવ માલતી, ફૂલી ત્રિભુવનમાંહિ;
તસ પરિમલ કવિ મધુકરા, પીવા અતિ ઉમાહઇ રે. ત્રિ૦ (૮)

તુજ પદ કમલ પરાગના, રસિઆ સુરનર ભૂપ;
મધુકર પરિ તે રુણુઝુણુઈ, ધરતા હરખિત રૂપો રે. ત્રિ૦ (૯)

યોગી જન મન મંદરો, તુજ ગુણ સુરની રે વેલિ;
જોતાં મૂરતિ તાહરી, મુજ મન દિઈ નિત હેસ્યો રે. ત્રિ૦ (૧૦)

( રાગ-કલ્યાણ )

જિન મહિમા ત્રિભુવનિ ગાજીઓ, સંખેસરપુરનઉ રાજીઓ;
જિન વદન અનોપમ રાજીઓ, દેખી તારાપતિ લાજીઓ. જિ૦ (૧૧)
જિન રૂપિં કામ પરાજીઓં, પ્રભુ ક્રોધ મહાભડ ભાંજીઓ;
ઉપગારી સબ સિરતાજીઓ, તઈ બલતઓ નાગ નિવાજીઓ જિ.(૧૨)
બહુ નગરી લોકિં તરજીઓ, સો કમઠ મરી સુર સરજીઓ;
ઉપસર્ગે કરઇ તે ખીજીઓ, ધરણિંદિ તે પુણ વરજીઓ. જિ૦ (૧૩)
પ્રભુજસ જગમાં વાજીઓ, તેણિં જાણે જલનિધિ માંજીઓ;
પ્રભુ આગલિ દુંદુભિ વાજીઓ, વર કેવલ તઈ ઉપરાજીઓ. જિ૦ (૧૪)

( રાગ-કેદારો )

મંદર ગિરિવર ધીરતા, તઈ ગ્રહી શ્રી જિન પાસ રે;
વિમલ જસ જલધિ ગંભીરતા, આવી રહી તુજ પાસ રે. મંદ૦ (૧૫)
વચન અમૃત રસ મધુરિમા, પુહવિ પરિ તું ખિમાવંત રે;
ચંદ્રપરિ તું જણાણંદણો, સૂરપરિ તું પ્રભાવંત રે. મંદ૦ (૧૬)
સુરતરુ સુરમણિ સુરગવી, કામકુંભાદિક જેહ રે;
તેહથી અધિક તુજ સમરણું, વંછિત પૂરવઇ પહ રે. મં૦ (૧૭)
તુજ ગુણવેલિ વિલગી રહિઓ, મુજ મન ભ્રમર નિસદિસ રે;
મંત્ર જિમ નામ જિન તાહરૂં, નિત જપું હું જગદીસ રે. મંદ૦ (૧૮)
તું ગુરો તું જિન શંકરો, તું પિતા તું જિન માત રે;
બંધવ તું જગજંતુનઉ, તું હિજથી હિત વાત રે. મંદ૦ (૧૯)

( રાગ-ધન્યાસી )

ઈંદ્ર મુકુટનઉ હીરલો, સામી સિરિ પાસો રે;
દીઠઈ દુરિત સવે ટલઈ, પુરવઇ વંછિત આસો રે. ઈંદ્ર૦ (૨૦)

અષ્ટ મહાભય ભંજણું, પાસ જિણેસર નામો રે;
ઇક્કોવિ સિદ્ધિસુહ દિઇ, ભાવઇં કર્યો પ્રણામો રે. ઇંદ્ર૦ (૨૧)
તું ભવસાગર પારગો, તું કરુણાનિધિ દેવો રે;
ચઉસઠિ ઇંદ્ર ભાવિં કરી, સારઇ તુજ પય સેવો રે. ઇંદ્ર૦ (૨૨)
તૃપતિ નહી જિન જોઅતાં, જઇ સહસ કિરણ સુરેશો રે;
ગુણ તણો પાર ન પામીઓ, જીહાં સહસ જોસેસો રે. ઇંદ્ર૦ (૨૩)
તું સિદ્ધો તું પારગો, તું સિવરમણી કઉ કંતો રે;
તુજ પદ કજહી લગી રહું, દિઇ સિવ મુજ ભગવંતો રે. ઇંદ્ર૦ (૨૪)

( કલશ )

ઇઅ સયલ સુખકર દુરિત તમહર ધ્યાઇઓ **સંખેસરો,**
સિરિ **વિજયસેનસૂરિંદ** સદ્ગુરુ સંપ્રતિ સોહમ ગણધરો;
તસ સયલ વાચક ચક્કચૂડા ચૂડામણિ સમ સુઅધરો,
**શ્રી કલ્યાણવિજય** ઉવજ્ઝાય સેવક ધર્મવંત સુહંકરો (૨૫)

[ ૫૯ ]

# શ્રી વિમલહર્ષ ઉપાધ્યાય શિષ્ય મુનિવિજય વિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન*

( તાલ રાગ-મેવાડઉ )

સરસતિ સરસ વયણરસ, માતા તું મુઝ દેયિ રે,
**શ્રી શંખેશ્વરપાસજી,** ગાસ્યું હું બહુ હેયિ રે. (૧)
જય જય પાસ જિનેસરૂ ( એ આંકણી )

---

* શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી ( પાલીતાણા ) હસ્તકના શ્રીદેવર્ધિગણી ક્ષમાશ્રમણ જ્ઞાનભંડારની હસ્તલિખિત પ્રતિ ઉપરથી ઉતાર્યું.

અશ્વસેન ભૂમિપતિ, કુલ આકાસ વિસાલા રે;
દિનપતિ દીપઈ જિનવરૂ, ગુણ ગાઇ સુખી બાલા રે. જય૦ (૨)

કમઠ હઠી મદ ભંજનો, ત્રીસ વરસ ગૃહવાસ રે;
પ્રભાવતી રાણી સાથી, સુખ વિલસઇ ઉદાસ રે. જય૦ (૩)

અવસર લહી લોકાંતિક, કહઇ પ્રભુ સંયમભાર રે,
લીજઇ દાન દેઇ કરી, કીજઇ પર ઉપગાર રે. જય૦ (૪)

સરસ મહી કરીવર, દાન મેહ પ્રભુ વરસી રે;
ઉત્સવ મહોત્સવ બહુ કરી, સંયમ લીધું હરખી રે જય૦ (૫)

એકાકી વિચરઇ જિન, તપ તપઇ વિકરાલ રે;
કેવલજ્ઞાન વરી તવ, પ્રતિબોધઇ જન સાલ રે. જય૦ (૬)

સમેતશિખર અણુસણુ કરી, પહુતા મુગતિ મઝાર રે;
ભવિજન અહનિશિ ચિત ધ્યાઓ,જગિ લહો જિમ જયકાર રે.જય૦(૭)

પરતખિ પરતો પૂરતો, ચૂરતો આપદવૃંદ રે;
નાગેંદ્ર નિ પદમાવતી, સેવ કરઇ આણુંદ રે. જય૦ (૮)

ગજપતિ સિંહ દવાનલ, સર્પ સમર જલ આદિ રે;
જલોદર બંધન ભય ભંજઈ, મૃગદળ જિમ હરિ નાદિ રે. જય૦ (૯)

વિત્ત ખરચી પૂજા કરો, ભાવ ધરી હિય ઇ ચંગ રે;
પાસ વંદન નર જે કરઈ, તે લહઈ સુખ અભંગ રે. જય૦ (૧૦)

શ્રી હીરવિજયસૂરિસરૂ, વિમલહરિખ ઉવઝાય રે;
તાસ સીસ મુનિ ઈમિ કહઇ, સેવા દિ તુઝ પાય રે. જય૦ (૧૧)

[ ૬૦ ]

# શ્રી જયવિમલ ગણિ વિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન*

સદ્‌ગુરુ ચરણ નમેવિ સેવિ કરી સરસતી માતા,
માગું મોટી મતિ છત્તિ આપો વિખ્યાતા;
સંખેસર પરમ મંડણો શ્રીપાસ જિણંદ,
તાસ તણા ગુણ ગાઈવા મનિ અતિ આણંદ. (૧)
અશ્વસેન કુલિચંદ ઈદ નાગ સારઈ સેવ,
વામા રાણી માત જાસ પાસ નામઈ દેવ;
નવય હાથ પ્રમાણ કાય નગરી વાણારસી,
જખ્ખણી પદ્માવતી નામ તાસ ચરણે વસી. (૨)
આહટ્ટ દોહટ્ટ રુદ્દ ખુદ્દ ઉચાટ અનિદ્ધ,
કુડા આલપંપાલ જાલ કંકાલ કુછીદ્દ;
રોગ શોક દાલિદ્દ દુઃખ દોહિલ નવિ આવઈ,
જઉ **સંખેસર** પાસનાહ ગિરૂઆ ગુણ ગાવઇ. (૩)
સાઈણી ડાઇણી ભૂત પ્રેત ભયંકર ભુંડા,
આહટ્ટ હાસ હસંત દંત અસંત પ્રચંડા;
દુજ્જણ દેખી લવડ ધાડ આવઇ નવિ પાસઇ,
જઉ **સંખેસર** પાસનાહ નામ હૃદય પયાસઈ. (૪)
માન વિમોહની મંત તંત તાવિત અનેક,
મદલીયા મૂલી યમત મોહ રાવલી છેક;

---

* આ સ્તવન પાટણની મુ. મ. જસવિજયજી મ. ના જ્ઞાન-ભંડારની હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતાર્યું.

વિદ્યાસિદ્ધ જપંત જાપ સીજ્જઈ સનમાનઈં,
જઉ સંખેસર પાસનાહ સમરઈ એક ધ્યાનઈં. (૫)

આદિત્ય સોમ મંગલ બુહ ગુરુ શુક્ર શનીશા,
રાહુ કેતુ દુઠ્ઠ ગ્રહ નવ લગનાધીશા;
વિરુયા વિંતર વિધ દેવ દૈત્ય નવિ છલિઈં,
જઉ સંખેસર પાસનાહ નામિ જઇ મિલીઈં. (૬)

ચામુંડા છપ્પન કોડિ બ્રહ્માણી અઢાર,
કાય તણી છઈ નવહ કોડિ દસ અસુર કુમાર;
બાવન્ન વીર વિકમ્મ કમ્મ કરતા તે બીહઈં,
જઉ સંખેસર પાસનાહ નામ લીજઇ જીહઇં. (૭)

કાંણુ કુંબડ ટુંટ મુંટ અનાસિક અંધા,
બહિરા બોબડ બુદ્ધિહીન વામન રાતંધા;
પંગુ મુંગા ખરણુ ખજ્જ ખોડિ નાવઈ અંગઇ,
જઉ સંખેસર પાસનાહ ગુણ ગાવઇ રંગઈં. (૮)

રોહિણી રંઘણી ખયન ખાસ ખજ્જ ખજ્જુવાલા,
દુઠ્ઠ જલોદર કોઢ રોગ ઉપરિ કંઠમાલા;
અઠ્ઠોત્તર સય વાહિ આહિ ગુંબડ પમુહાઇ,
શ્રી સંખેસર પાસનાહ સમરંતા જાઈં. (૯)

પાણિય પૂર પ્રચંડ ચંડ વાયઇ ગંડ ગડીઆ,
જલનિધિ જલ કલ્લોલ માલ માંહિ જે પડિઆ;
નાડિ નદી નિવાણુ કૂપ આવઇ ઉપકંઠઇં,
જઉ સંખેસર પાસનાહ ગુણમાલા ગંઠઇં. (૧૦)

કંતિ તાપ સંતાપ વ્યાપ લેઇ જાલ ફુરંતિ,
ચોરાસી લખ્ખ જીવાયોની બાલઈ બલવંતિ;

વનદાવાનલ અગનિ કોપ તતખિણુ ઉલ્લાઈ,
જઉ **સંખેસર** પાસનાહ નામ સમરઈ જાઈ. (૧૧)
સેષનાગ મહાપદ્મ પદ્મવાસગ મહાવાસગ;
તક્ષગ સંખ કુલિગ નાગ નાથ તાસ ઉપાસગ;
કંકોલ મહાકંકોલ નોલ વીંછી વિષ નાસઇ,
જઉ **સંખેસર** પાસનાહ નામ રાખઈ જડી પાસઈ. (૧૨)
વાટઘાટ લુટત કેવિ અધારઈ આગસઈ,
ચોર અઘોર બકોર કરી રમતા રંગિ રાસઈ;
ગાવડી છોડ ભૂ ફોડ મોડ મુકીઉ જાઈ,
જઉ **સંખેસર** પાસનાહ નામ મંત્ર જપાઈ. (૧૩)
એક પઈઠા બાઈઠા પુંઠિ ધરિ સાધઇ નિજ પાવક,
વયરિ વયર ઘરંત જંતઘાકર વાઘા ઈક;
લોચન લોલ કરંત રીસ મુખિ બોલાઈ વાણી,
તે **સંખેસર** પાસનાહ નામ થાઈ પાણી (૧૪)
કેસરી કેસર વન્ન કેસ લાંગુલ લહકાવઈ,
ભૂખિ ભીડયો ભીમ રૂપ બૂકંતો આવઈ;
સ્વાપદ સઘલા વાઘ વીર તે અજની સમાના,
જઉ **સંખેસર** પાસનાહ સમરઈ સાવધાના. (૧૫)
માતો મયગલ ઉચ્ચકાય કોપઈ કલકલતો,
દંતો સલમુંસલ પ્રાય સુંડા દંડ કરંતો;
ચાલંતો અતિવેગ વાય વિકરાલ ન દીસઈ,
જઉ **સંખેસર** પાસનાહ સમરઈ નીસદીસઇ. (૧૬)
કેવિય ડંડાઉધિ કેવિ કૃપાણુ કટારી,
કેવિય ફરસી કેવિ કુંત તલવાર અટારી;

જુઝઇ બુઝઇ ધસમસંત સંગ્રામઈ સૂરા,
જઉ સમરઈ શ્રી પાસનાહ પામઈ જય પૂરા. (१७)
રોગ લલિ લહુ હુત્ત સાપવર ચોર કઠોરા,
વયરી સીંહ ગજેન્દ્ર રણસંગ્રામ અઘોરા;
એહ મહાભય ભીમ ભડ ભયંકર હુંતિ,
શ્રી **સંખેસર** પાસનાહ સમરઈ પાસમંતિ. (१८)

હય હાથી વર હેમ હરખિ હાંસિલ હિયામતિ,
આવઇ આણંદ પુરિ લછિરામા રંગિ રમતિ;
માનઇ મોટો રાય પાય સેવઇ ભૂપાલા,
જઉ સમરઈં શ્રી પાસનાહ નાંમિં જપમાલા. (१९)

ભોજન ફૂર કપૂર ઘૃત પીયરસ ઘોલા,
પૂગઈ પૂરા પડવડા મનવંછિત ડોહલા;
કોમલ કપ્પડ કવિઅરસ વર વાહન પામઈં,
જઉ **સંખેસર** પાસનાહ સમરી સર નામઈં. (२०)

વીસ ભૂવણવઇ ઈંદ દસ વેમાનિ ઈંદા,
બત્તીસ વિંત્તર ચોતકી દોઇ સૂરજ ચંદા;
સોમરૂપ મુખિ મધુરવાણિ વખાણઇ તોરી,
શ્રી **સંખેસર** પાસનાહ ગુણ ગાવઈ ગોરી. (२१)

ચઉપન્ન લાખ વરસ પહુ પૂજ્યા હરિ હરખઈં,
જુજુઆ પૂજ્યા ચંદ ચઉપન્ન લાખ વરસઈં;
જરાસિંધે મૂકી જરા ઉત્તારવા કાજઇં,
શ્રી **સંખેસ્વરપુર** આવીયા નેમિસર રાજઇં. (२२)
કેસર કસ્તુરી કપૂર પૂર ચંદન ચંપક,
દલ જાઇ જૂઇ ગુલાબ લાલ મરુઉ અતિ નિર્મલ;

ઉત્તારઇ જિન આતિ મંગલ દીપ કી જઈ,
શ્રી **સંખેસર** પાસનાહ પૂજિ ફલ લીજઇ. (૨૩)

તું ઠાકર તું માયબાપ તું બંધવ મોરા,
તુહ મુહ દેખી મોહ મુજ જ્યું ચંદ ચકોરા;
હું આવ્યો તુહ ચરણકમલ પરમાણંદ પામિ,
શિવપુર સુંદરરાજ આજ આપો મુજ સામિ. (૨૪)

ત્રીણ તિલક વિસાલ મન્નલદ્ધિહ નાણી,
એહ તણા અક્ષર આદિ લેયો સુહ જાણી;
વરમતિ કેલવી આપણી કવિતા અભિધાન,
પાસ જિણેસ સંથુણો સારદા ધરિ ધ્યાન. (૨૫)

વેદમદનબાણસોમકલા(૧૬૫૪)સંવચ્છર આંણો,
કાર્તિક માસનઈં પઢમ પખ્ખિ દીપોત્સવ જાણો;
તવન રચઉ મઈં સાર ઈંદ્રપુરી માંહિ ચઉમાસઇ,
સાંભળતાં સુખ ઉપજઇ ભણતાં ભય નાસઇ. (૨૬)

## ( કલશ )

શ્રી પાર્શ્વજિણવર અમિત ગુણવર સંથુણો મનમોહનો,
સુર અસુર કિન્નર ચોતકીવર વખાણઇ મહિમા ઘણો;
તપગચ્છનાયક સુખદાયક શ્રી **વિજયસેનસૂરિસરો**,
તસ સીસ ગણિ **જયવિમલ** સેવક દિન દિન પતિ
જય જય કરો. (૨૭)

ઇતિ શ્રી પાર્શ્વનાથસ્તવ : લિખિત : શ્રી ઉત્તમવિજયગણિના.
સંવત ૧૭૩૪ વર્ષે ચૈત્રવદિ ૧ દિને વાસા.

[ ६१ ]

# શ્રી વિદ્યાચંદ્રમુનિવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન*

સરસતિ માત પસાઉલિ, એ તો પાઉલિએ રે પ્રણુમી પ્રભુ પાસ તો;
શ્રી જિન પાસ સંખેસરો અલવેસરો રે, મુજ પૂરવઈ આસ તો.
જયો જયો પાસ સંખેસરો. (આંચલી.) (૧)

ગુણ ગાવા ગિરૂઆ તણા એ તો, અતિ ઘણા રે સોહામણા જાસ તો;
આજ મુજ એહ ઉમાહલો માહરો, નાહલો રે મિલિઓ જિન
પાસ તો. જ૦ (૨)

આજ એણિ જગિ જાગતો એ તો, માગતો રે નિત નવનવા ભોગ તો;
મહિઅલિ મહિમા મ્હાલતો વલી, આલતો રે પરમ પદ
ભોગિ તો. જ૦ (૩)

ચઉર ચાકર નિતુ તાહરા પ્રભુ,-માહરા રે સુર અસુર નર કોડિ તો,
ઓભલા ખરીયખજ મતિ કરઇ નિજ, શિર ધરઇ રે તુજ આણુ
કર જોડિ તો. જ૦ (૪)

સામિ સુલતાન સાહિબ ખરો જિનજી, કરો રે મુજ સેવક સાર તો;
પુન્ય પૂરઇ પ્રભુ પામીએ, શિરનામીઓ રે એક તુંહિ જ
આધાર તો. જ૦ (૫)

વિષમ સંકટ પડયાં છોડવઇ જિનજી, તવઇ રે મનમાંહિ તુજ નામ તો;
સેકલ સોહામણા કામણા મુજ, મનતણો રે નિત પૂરવઇ
સ્વામિ તો. જ૦ (૬)

---

*પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

જેહ બંધન પડયા પાપીઆ, સંતાપીઆ રે કરમ વ્યાપિઆ રોગિ તો,
મૂઢ મતિ મદ માનિભર્યા, તેહ ઉધર્યા રે કર્યા ભોગ સંયોગ તો.
જ૦ (૭)

શ્રીપતિ દલબલ બાંધીઓ, આરાધિઓ રે જવ દેવ દયાલ તો;
ન્હવણ યાદવ જરા નીંગમી, એણિ સવિ સમી રે તસ આધિ વિકરાલ તો. જ૦ (૮)

તેહ મૂરતિ તિહાં હરિ ઠવી, જગિ અભિનવી રે સદા સાર સુરવેલિ તો;
જાસ જસ દસ દિસઇ મસમસઈ, ભવિક ભમરલા રે કરઈ રંગ ન દૂરેલિ તો જ૦ (૯)

ત્રિભુવનિ તેજ તાહરૂં તપઈ, સદા નવિ છિપઇ રે કિહાં રાતિનઈ દીસતો;
ઇસિ ચોગીસ જાણી જપઈ, સકલ લોકના થોક નિજ નામતા સીસ તો. જ૦ (૧૦)

જય વર્યા રણિ જિકે રાણીઆ, સહુ હાણીઆ રે હોઇ તાહરઇ નામિ તો;
સજન વાલ્હાં મિલઇ વેગલિ, આસ્યા ફલઈ રે સરઇ સકલ શુભ કામ તો. જ૦ (૧૧)

સંઘ આવી ઘણા ઉલટ્યા, અતિ સાંમટા રે પ્રભુ ભેટવા કાજિ તો;
નંદિ જય જીવજીવન સદા, મુદા મેદિની માંહિ મોટો મહારાજ તો.
જ૦ (૧૨)

એક અરદાસ સુણિ ઠાકુરા, ગુણ આકરા રે કરુણાકરા દેવ તો;
હિયડુલુ હેજિ હીસઈ ઘણું, મુજ આવયો ભાગિ ભગવંતની સેવ તો.
જ૦ (૧૩)

દેવ દાણવ તુજનઈ, ઇહાં ઇણિ સમદ્દરે ભવ કાંઇ ભમઇ કોય તો;
સોય સામી મિલ્યો આપણઇ, સહી થાપણઇ રે થયો કેવલ હોય તો. જ૦ (૧૪)

કોડિ કુલ કનક કોડી તણી, ઘણી મઇ સુણી રે પદમિની નારી તો;
સાર સોભાગ જસ ઉજલા, જિમ હંસલા રે હોઇ સુગુણ સંસારિ તો.
જ૦ (૧૫)

રૂપ રૂઅડા એક પરવડા, અમૃત ઘડા રે મુખિ મીઠડા બોલ તો;
ગીત ગાઈ ગુણ ઓરડી, સુખ ઓરડી રે તિહાં ઢમકતા ઢોલ તો.
જ૦ (૧૬)

થાલ સુવિશાલ સોનાતણાં, ઘણા સાંભણાં રે ભલીં પ્રીસીઆં સોલ તો;
એક ઘરિ ભોજન ભાવતાં, છતાં સાલિ નઇ દાલિ ઘૃતઘોલ તંબોલ તો.
જ૦ (૧૭)

પુત્ર પરિવાર એક પરવર્યા, બલબાધરા રે, બહુ બાંધવાં જોડિ તો;
એહ સવિ પાસ પરમેસરા, પદ સેવતાં સંપજઈ વંછિત કોડિ તો.
જ૦ (૧૮)

નયરી વાણારસી જિમ સસી, અશ્વસેન રાજા જયો જગત્ર વિખ્યાત તો;
તાસ ઘરિ ધરણી સુલખ્યણી, અછે દેવી વામા સતી તાહરી માત તો.
જ૦ (૧૯)

ધન્ય તે દેસ જિહાં તું રહ્યો, કવિયણ કહ્યો રે ધન માનવ દેવ તો;
અલવિઉલગ કરઇ આસના, ભલી વાસના રે ગુણપાસના લેવિ તો.
જ૦ (૨૦)

શાકિની ડાકિની નવિ છલઇ, ટલઇ આરતિ ભૂત નઇ પ્રેત તો;
લાગતો રાગ ત્રિભુવન તણો, અતિ ઘણો તુજ ઉપરિ રે સુણ્યો
સહજ સોભાગ તો જ૦ (૨૧)

દેવ ધરણેંદ્ર પદમાવતી તુજ, સારતી સેવસાનિધિ કરઇ ધ્યાનિ તો;
સંઘ સહુ સકલ સુખ મેલવઇ, વલી હેલવઇ રે મહાનંદ પદ
દાનિ તો. જ૦ (૨૨)

રાણી પ્રભાવતી વલ્હો, મુજ મન રહો રે હવઇ અવિચલ વાસ તો;
દાસ અપરાધ સવિ સાંસહો, મહોમાહરઇ તાહરો વિરહ જિહાં
સાસતો. જ૦ (૨૩)
તું ગુરુ સુરતરુ સાચલો, અરે એકલો ત્રિભુવન ભોગવઇ રાજ તો;
સમરથ સામિ હું ઓલગું, અતિ અલ જ્યો રે દરિસન દેવ દઇ
આજ તો. જ૦ (૨૪)
સંવત સોલસાઠિ સહી, રહી અહ્મદનગરિ આસાઢ ચઉમાસ તો;
પાસ સંખેસરો ગાઇઓ, પ્રભુ પાઇઓ રે પરમ લીલવિલાસ તો.
જ૦ (૨૫)

(કલશ)

એહ સમરિ અમર નરિંદ વંદિઆ આધિવ્યાધિ વિનાસિની,
સંખેસરો શ્રીપાસ મૂરતિ પ્રગટ પુન્ય પ્રકાશિની;
શ્રી વિજયસેનસૂરીશ તપગચ્છરાજ આજ સહુ જપઇ,
વર વિબુધ વીપાસીસ વિદ્યાચંદ્ર કહઇ ચિહું દિસિ તપઈ.(૨૬)

[ ૬૨ ]

# શ્રીકુંયરવિજયશિષ્યવિરચિત

## શ્રી શંખેશ્વરજીનું સ્તવન×

પ્રહ ઉઠી પ્રણમેં પાસપ્રુદા, તે પામે પરમાનંદ સદા;
તસ દેસ વિદેસ જસ પ્રસરેં, સંખેસર સાહિબ જે સમરેં. (૧)
સુરનરપતિ અરચિત પદચરણું, ભવભયપીડિત જિન! તુમ શરણું;
તસ દોહગ સવિ દુઃખ દૂર હરે, સંખેસર૦ (૨)

---

× રાધનપુર, તંબોલીશેરીમાંના શ્રી વિજયવીરસૂરીશ્વરજી મહારાજના જ્ઞાનભંડારની હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતાર્યું.

તુજ દેહે વિભાવિત મેઘઘટાં, તુમ દરિસણ અમૃત જેમ છટાં;
તસ મંદિર લક્ષ્મી લીલ કરે, સંખેસર૦ (૩)

ગજ કેસરી દહન ફણીધરણું, જલરાશિ મહોદર બંધ ઘણું;
એ સપ્ત મહાભય ભય ન કરેં, સંખેસર૦ (૪)

નિરખ્યો મહીમંડલ મેં તુજ થકી, અતિશય અધિક કોઇ દેવ નથી;
ભવજલનિધિ દુસ્તર તેહ તરે, સંખેસર૦ (૫)

પ્રભુ રૂપ સ્વરૂપ લિખિ ન સકેં, પર દરસણ નામેં તે ન ટકેં;
ઘેર બેઠાં તે હિજ જોખ કરેં, સંખેસર૦ (૬)

કંઠ ઠવે તુઝ સ્તુતિમાલા, તે પામેં સઘલેં જયમાલા;
ચિતચિંત તેહનાં કાજ સરે, સંખેસર૦ (૭)

તેહને ઉછરંગ સદૈવ ઘણાં, કાંઇ ઋદ્ધિવૃદ્ધિ સુખ પુત્રતણાં;
અતિ સંકટ વિકટથી તે ન ડરે, સંખેસર૦ (૮)

અતિ દુર્જય કાંમ નિઃકામ કર્યો, ત્રીહુ લોક લગેં ઉપગાર કર્યો;
સુંદર શિવ રામા તેહ વરેં, સંખેસર૦ (૯)

અમૃત પેં મીઠી તુઝ વાણી, જે બિરુદ ધારેં પુરુસાદાણી;
જગ અવિચલ વાચા તાસ ફુરેં, સંખેસર૦ (૧૦)

ધન વામા જનની તુમ જાયા, અશ્વસેન નરેસર કુલ આયા;
તુમ નામ થકી બહુ સુખ પાયા, બુધ કુંયરવિજયશિષ્ય ગુણ
ગાયા. (૧૧)

ઉક્ત પ્રતિને અંતેઃ—"સંવત ૧૮૮૮ ના વર્ષે જેઠ સુદ ૪ દને વાર શનિ શ્રી રાધિકાપુર (રાધનપુર) મધ્યે લખી આપ્યું છે શ્રી ચિંતામણિ પ્રસાદાત્."

[ ६३ ]

# શ્રી શુભવિજયકૃત

## શ્રી શંખેશ્વરપાર્શ્વનાથ સ્તવન[1]

સરસતિ સામિણિ માય, આપુ સુજનિં પસાય;
પાસ જિણંદ તણાએ, કે દસ ભવ ગાયવા એ. (૧)
પોતનપુર અરવિંદ, રાજ કરઈ જિમ ઈંદ;
વિશ્વભૂતિ તસતણો એ, કે પુરોહિત ગુણનિલો એ. (૨)
ધરણી અનુદ્ધરા તાસ, પુત્ર જણ્યા બે ખાસ;
કમઠ મરુભૂતિ એ, કે બીજો સમકિતમતિ એ. (૩)
મરુભૂતિની નારિ, કમઠિ ભવન મઝારિ;
એકદા ભોગવી એ, કે રાય ખબરિ હવી એ. (૪)
રાયિં કાઢ્યું જામ, તાપસ હુઓ તામ;
ડુંગરિ તપ કરઈ એ, કે મનિ મત્સર ધરઈ એ. (૫)
કમઠ પાય પ્રણમેવિ, મરુભૂતિ ખામેવિ;
શિલા તલી ચાંપીઓ, કે પહિલો ભવ હૂઓ એ. (૬)
બીજે ભવ હવઇ જોઈ, મરુભૂતિ હાથી હોઈ;
અરવિંદ મુનિવરુ એ, કે દેખી સંયમ ધરુ એ. (૭)
જાતિસમરણ પામિ, મન રાખ્યું તિણઈ ઠામિ;
કમઠ કૂકડ અહિ એ, કે હાથી ડસ્યું સહી એ. (૮)
ત્રીજઈ ભવિ દેવલોક, આઠમિ અમર વિલોકિ;
નરગિ પંચમિ ગયું એ, કે કૂકડ સાપડુ એ. (૯)
ચઉથુ ભવ હવઇ જાણિ, જંબૂદ્વીપ વખાણિ;
પૂરવ વિદેહ જિહાં, કે સકચ્છવિજય તિહાં એ. (૧૦)

---

૧. પાટણની શ્રી જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

વૈતાઢચ પરબત સાર, તિલકાપુરિ ભરતાર;
વિદ્યુત ગતીસરુ એ, કે તિલકાવલી વરુ એ. (૧૧)
તાસ કૂખિ સુત સાર, અમરતણું અવતાર;
કિરણવેગ વલી એ, નામ દિઈ મનિ રલી એ. (૧૨)
વિદ્યાધરનું રાય, સંયમસ્યું લય લાય;
ગિરિ કાઉસગ કરઈ એ, કે મનિ ઉપશમ ધરઈ એ. (૧૩)
પંચમ નરગથી આય, કમઠ જીવ અહિ થાય;
મુનિવર તિણિ ડસ્યું એ, કે ધ્યાનથી નવિ ખસ્યું એ. (૧૪)
બારમિં કલ્પિં જાય, કિરણવેગ સુર થાય;
નરગિ પંચમિ અહિ એ, પંચમ ભવ લહિ એ. (૧૫)

(ઢાલ)

છઠુ ભવ ભવિઆં હવઇ સુણયો, જંબૂદીવ વખાંણિ;
પછિમ વિદેહિં સુગંધ વિજય, તિહાં શુભંકરા નગરી જાણ.
ગુણવંતા નિસુણો, પાસના દસ ભવસાર. (એ આંકણી) (૧૬)
વજવીર્ય રાજા ષટખંડપતિ, લખમાવતી ભરતાર;
કિરણવેગ વિદ્યાધર દેવો, તાસ કૂખિ અવતાર. ગુણ૦ (૧૭)
માય તાય હરખિ કરી ઠવિઓ, વજનાભ વર નામ;
તાત રાજ્ય સુતનઈ દેઈ નઈ, ચારિત્ર લ્યઈ અભિરામ. ગુણ૦ (૧૮)
ખેમંકર જિનવાણી સુણતાં, લાધુ ઉપશમ લાભ;
ચક્રાયુધ સુત રાજ્ય દેઇનિં, ચારિત્ર લ્યઇ વજનાભ. ગુણ૦ (૧૯)
ચઉદ પૂરવ ભણી કરી જી, લબધિ લહી આકાશ;
ઊડી સકછવિજયમાં પહુઉ, દેખી જલણ ગિરિ ખાસ. ગુણ૦ (૨૦)
મુનિવર તિહાં કાઉસગિં રહીઉ, ધ્યાનિ ધરઇ નવકાર;
કમઠ જીવ નરગહથી આવી, પામ્યું ભીલ અવતાર. ગુણ૦ (૨૧)

કાઉસગિ દેખી વૈર ઉલ્લસઇ, બાણિં હણ્યું મુનિરાય;
એક પખું એ વયર કરંતો, જિહાં તિહાં દુરગતિ જાય. ગુણ૦ (૨૨)
મધ્યમ ગ્રૈવેકિં ઉપન્નો, વજનાભ મુનિસીહ;
ભીલ સાતમી નરગી પહુતુ, સાતમા ભવની લીહ. ગુણ૦ (૨૩)
આઠમું ભવ હવઇ જાણીઇ જી, જંબૂદ્વીપ વિશાલ;
પૂરવ વિદેહ વખાણીઇ જી, સુરપુર નયર રસાલ. ગુણ૦ (૨૪)
વજબાહુ તિહાં રાજ્ય કરઈ જી, રાણી સુદર્શના તાસ;
એકદિન સુખભરિ સૂતી દેખઇ, ચઉદ સપન સુખવાસ. ગુણ૦ (૨૫)
વજનાભ જીવ સુર આવી નઈ, તાસ કૂખિ ઉપન્ન;
સોવન્નબાહુ અભિધાન ઠવિઉ, તસ ઉપનું ચક્ર રતન્ન. ગુણ૦ (૨૬)
ષટ ખંડ તેણિ કરી નિંસાધઈ, એક દિન ગોખી બઇઠ;
દેવતણા ગુણ જાતા દેખી, પૂરવ ભવ તિણિં દીઠ. ગુણ. (૨૭)
જિનવર વાંદી વાણી નિસુણી, ઉપનો મનિ વયરાગ;
દિખ્યા લેઇ વીસથાનકની, આરાધઇ નિરાગ. ગુણ. (૨૮)
ખીરશિખરિ જઇ કાઉસગિ રહીઓ, હવઇ જુઓ ભીલ અબીહ;
સાતમી નરગ થકી નીસરિઓ, ખીર ગુહા હુઓ સીહ. ગુણ૦ (૨૯)
પૂરવ વૈરિં મુનિવર હણીઓ, દસમિં કલ્પિં જાય;
સીહ ગયું વલી ચોથી નરગિં, નૂમો ભવ ઇમ થાય. ગુણ૦ (૩૦)

## ( ઢાળ )

દશમો ભવ જિનવર તણું મનિ રંગિલા, ભાવિ સુણો નરનારિ લાલ-
મન૦

જંબુદ્વીપ સોહામણુ મનિ૦, સઘલા દ્વીપ મઝારિ લાલ;
મનિ રંગિલા નિરંગિલા, પાસકુમાર પુણ્યવંતા લાલ. (૩૧)
દાહિણ ભરત વખાણીઈ મનિ૦ નયરી વાણારસી સાર લાલ;
અશ્વસેન નૃપ જાણીઇ મનિ૦ વામાદેવી ઉર હાર લાલ. (૩૨)

દસમા કલ્પ થકી આવી મનિ૦, આઉ પૂરી વીસ સાર લાલ;
ચૈત્રાસિત ચોથિં ચ્યોથી ચ્યવી મનિ૦,વામા કુખિ અવતાર લાલ. (૩૩)
ચઉદ સપન દેખી રાણી મનિ૦, હર્ષિં વિનવ્યું રાય લાલ;
સુપન વિચાર સુંદર જાણી મનિ૦, રાય મનિ હર્ષ ન માય લાલ. (૩૪)
સપનપાઠક પંડિત આણી મનિ૦, પૂછિં સુપન વિચાર લાલ;
સુત હોસિં ત્રિભુવન ધણી મનિ૦, સકલ લોક આધાર લાલ. (૩૫)

## (ઢાલ)

પોસ વદિ દસમી દિન ભલિ રે, જનમ્યા પાસ જિણંદ,
છપ્પન્ન દિસિ કુમરી કરઈ રે, સુતિકરમ આણંદ;
રે ભવિકા પૂજો પાસ જિણંદ, જિણિ દીઠઇ પરમાણંદ,
જેહનિં સેવઇ સુરનર ઇદ. ભવિ૦ ( આંકણી ) (૩૬)
સોહમપતિ તિહાં આવીઓ રે, લાગુ માયનિં પાય;
રતન કુખિ તું ધારણી રે, તિં જણ્યું ત્રિભુવનરાય રે. ભવિ૦ (૩૭)
મેરુ જઇ નવરાવસ્યું જી, કરસ્યું મહોચ્છવ કાજ;
તું મત બીહે માડલીજી, આણી આપસ્યું આજ. ભવિ૦ (૩૮)
ઈમ કહી મેરુ પધરાવીઆ જી, પંચરૂપ કરી આપ;
ચઉસઠિ ઈંદ્ર ન્હવરાવીઆ રે, ટાળ્યા પાપના વ્યાપ રે. ભવિ૦(૩૯)
ઈંદ્ર જનમ મહોચ્છવ કરીજી, આણી આપ્યા માત;
પ્રભાતિ બહુ હરખિં કરઇ રે,જનમ મહોચ્છવ તાત રે. ભવિ૦(૪૦)

## (ઢાલ)

શેરીમાંહિ રમતો દીઠો, પાસ કુમર નાનડીઓ રે;
રમઝમ કરતાં ચરણે નેઉર, હાથિ ઉછાલઇ દડીઓ રે.
હારે હાથિં સોવન ખડીઓ રે. સેરીમાંહિ૦ (૪૧)

શિર ટોપી ઓપઇ ખુંપાલી, કાનિ કડી વાંકડીઓ રે;
હ્રદયિ હાર અનોપમ સોહઇ, કડિ કંદોરો જડીઓ રે. સેરી० (૪૨)
ધમધમ કરતા ઘુઘરા પાએ, મચમચતી મોજડીઓ રે;
ઠમકઠમક એ પગલાં ભરતો, માતાનિ મનિ ચડીઓ રે. સેરી० (૪૩)
નાહના માંહિ રામત્ય રમતો, ફેરવઉ દડદડીઓ રે;
માતા કુમર બોલવઇ હર્ષઇ, આવઇ દેતુ દડબડીઓ રે. સેરી० (૪૪)
પૂનિમચંદ સમુ મુખ ટંકો, અણીઆલી આંખડીઓ રે;
કમલનાલ સમી બાંહડીઓ, પાંપિણિ કજપાંખડીઓ રે. સે.(૪૫)
સોહાગિણિ ખંપો લઇ ચડીઓ, કોટિ દીઇ પડપડીઓ રે;
કુંડલ તાણઇ માંમાં કરતાં, ઇંદ્રાણી કડિ ચડીઓ રે.સેરી० (૪૬)
સરખા સરખિ ટોલી મલીઓ, વાવરઉ સૂખડીઓ રે;
સેરી માંહિ ફેરી દેઉ, રસ ઘુંટઇ સેલડીઓ રે. સેરી० (૪૭)
ઇમ અનુક્રમઇ જગગુરુ વાધઇ, રૂપિં રતિપતિ ઘડીઓ રે;
પાસ કુમર જાયુ જિણિ વેલા, તે સફલો ચોઘડીઓ રે. સેરી० (૪૮)
સકલ મનોરથ પુણ્યિં ફલિઆ, સુત સુખરુ સાંપડીઓ રે;
**શુભવિજય** પ્રભુના ગુણ ગાયા, હમચો ભાગ્ય ઉઘડીઓ રે.સેરી०(૪૯)

(ઢાલ)

નવ યૌવન પ્રભુ પામીઓ, પરભાવતી રાણી;
પરણી મનિ રંગિં કરી, જાણે ઇંદ્ર ઇંદ્રાણી રે. હાંરે. (૫૦)
એક દિન ગોખિ બઇઠો દેખઇ, પ્રભુજી બહુ જનનઇ;
સેવક પૂછ્યો ઇમ ભણઇ, પૂજવા તાપસનઇ. હાંરે. (૫૧)
કૌતક જોવા આવીઓ, અહિ બલતુ દીઠો;
અહો અજ્ઞાની દયા નહી, તાપસ થઇ બઇઠો. હાંરે. (૫૨)
કાષ્ટ વિદારી કાઢીઓ, પન્નગ તડફડતું;
નમસ્કાર સંભળાવીઓ, ઇંદ્ર પદવી પુહતુ. હાંરે. (૫૩)

કમઠ મેઘમાલી હુઓ, પાસ ઉપરિ રુઠો,
દીખ્યા સમય જાણુ પ્રભુ, દાન દેવા બઈઠો હારે. (૫૪)

(ઢાલ)

પોસ વદિ અગ્યારમિ દિન ભલિં રે લાલ, ચારિત્ર લ્યઇ મુનિચંદ
મેરુ પ્યારુ રે,
ચઉસઠિં ઈંદ તિહા મિલઇ રે લાલ, ઉચ્છવ કરઇ નર વૃંદ મે૦ (૫૫)
પાસ જિણેસર સુંદરુ રે લાલ, વામાદેવી મલ્હાર, મે૦
અશ્વસેન રાયા કુલચંદલો રે, રૂપિં રતિ ભરતાર મે૦ (૫૬)
ચૈત્ર વદિ ચોથિ કેવલી લાલ, ત્રિગડુ રચઇ સુરઈંદ, મે૦
સંઘ ચતુર્વિધ થાપીઓ રે લાલ, દેશના દિઇ આણંદ મે૦ (૫૭)
ચઉત્રીસ અતિશય શોભતું રે લાલ, વાણી ગુણ પાત્રિસ, મે૦
પ્રાતિહાર્ય આઠઇ સહચરુ રે લાલ, ત્રણિ જગિ કેરુ ઇસ મે૦ (૫૮)
શ્રાવણ સુદિ આઠમિ દિનઇ રે લાલ, મુગતિ પુહતા પાસ, મે૦
સમેતગિરિવર ઉપરિ રે લાલ, કરઇ ઈંદ્ર મહોચ્છવ ખાસ મે૦ (૫૯)

(ઢાલ)

સુંદર સગુણ્યો હો લાલ, પુરિંય પાસ જિણંદ
સંખેસર પુર રાજીઓ રે, અશ્વસેન કુલચંદ,
દસમી ભવિ શિવવધૂ વરી રે, મોહનવલ્લી કંદ સું૦ (૬૦)
અકબર સાહ પ્રતિબોધીઓ રે, તપગચ્છ પૂનિમચંદ,
શ્રી હીરવિજયસૂરીસરુ રે, સેવઇ સુર નર ઇંદ સું૦ (૬૧)
તસ પદપંકજ મધુકરુ રે, શુભવિજય સુખકંદ,
સંકટ વિકટ નિવારતો રે, કરતો ભવિકાનંદ સું૦ (૬૨)
શ્રી વિજયસેનસૂરિ પટધણી રે, શ્રી વિજયદેવસૂરીંદ,
તસ ગચ્છિ સ્તવન કરું રે, પ્રતિપો જિહા રવિચંદ સું૦ (૬૩)

## ( કલશ )

ઇમ પાસ જિણવર ભવિક સુખકર યાદવ જરા નિવારણો,
અંભોધિ ગજ રસ શશી વરષિ અભયદેવ રોગ વારણો;
ધરણેંદ્ર પદ્માવતી પૂજિત ભવ મહોદધિ તારણો,
**શ્રી હીરવિજયસૂરીંદ** સીસિ થુણ્યો વંછિત પૂરણો. (૬૪)

મુનિ ગુણવિજયેનાલેખિ. સં. ૧૭૧-(?) વર્ષે શુચિ શુકલ ચતુર્થી ભાર્ગવ ઇતિ ભદ્રમ્ । પાસજિણે શ્રી નવાનગરે લિખિતમ્ ।

[ ६४ ]

# શ્રી ગુણવિજયજીરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિનસ્તવન*

સકલ મંગલ સદા અતુલ સુખ સંપદા, પાસજિન નામિ શુભ કામ થાઈ;
જગજનાધાર દીદાર તુજ દેખતાં, દુરિત દોભાગ દુઃખ દૂરિ જાઈ.
સકલ૦ (૧)

આજ મુજ અંગિ આનંદ ઉલ્લટ ઘણો, આજ રુડી દશા ઉદયવંતી;
આજ જિનરાજ મુજ કાજ સઘલાં સરિઆં, આજ સઘળી ફલી મનહ ખંતી. સકલ૦ (૨)

સુરવરા નરવરા અસુર વિદ્યાધરા, જાસ નિતુ દાસ પરિ કરતિ સેવ;
તાહરું ધ્યાન સનમાન કરિ જે ધરઈ, તે તરઇ ભવજલધિ નિત્યમેવ.
સકલ૦ (૩)

તુજ મુખચંદ અરવિંદને જીપતું, દીપતું સૂરપરિ નૂર આઅઇ;
રંગની રેલિ શુભ વેલિ ચઢતી સદા, પુત્ર પરિવાર સુખકાર છાજઈ.
સકલ૦ (૪)

---

* પાટણની મુ. શ્રી. જસવિજયજીના જ્ઞાનભંડારની હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતાર્યું.

તુંહિજ મુજ માત તું તાત વિખ્યાત જગિ, માત વામાઉરિ રાજહંસ;
અવનીપતિ અશ્વસેનાન્વયે અંબરિ, ઉગીઓ ભવિ કમલવિમલ હંસ.
સકલ૦ (૫)

સામિ સખેસરા પાસ પરમેસરા, તરણિ પરિ તેજ તુજ અધિક દીસેં;
તાહરુ નામ અભિરામ જપતાં સદા, હર્ષ ભરિ હીઅડલું હેજી હીસેં.
સકલ૦ (૬)

પૂરિ મુજ કામિતં કામિતસુરતરુ, તાહરી ચાકરી વિજયવંતી;
વિનયવંતા વિનેયાદિ લચ્છી ઘણી, હોઇ તુજ નામથી વૃદ્ધિવંતી.
સકલ૦ (૭)

શુદ્ધ સમકિત મતિ ધરણ પદ્માવતી, પાસની સેવ નિતમેવ સારેં;
અહનિશિ માનસિ જેહનેં તું વસેં, તેહનાં દુઃખ દારિદ્ર વારેં.
સકલ૦ (૮)

## ( કલશ )

ઇમ થુણ્યો સુખકર પાસ જિનવર સંખેસરપુર દિનકરુ,
પરિવાર સાર ઉદાર લચ્છીકરણ સુંદર સુરતરુ;
સંસાર પારાવાર તારક દંદદોહગ દુઃખહરુ,
**શ્રી જયવિજય** કવિ ચરણ સેવક **ગુણવિજય** વંછિત કરુ. (૯)
ઇતિ શ્રી શખેશ્વર પાર્શ્વનાથ સ્તવનમ્ શ્રી રાધનપુરે લિખિતં. ૧૭૩૨.

[૬૫]

# મુનિ લાલવિજયવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન×

આજસખી સંખેસરો નયણે મેં નિરખ્યો,
દેખત પેખત પાસજી મોરો જીવ હરખ્યો.
હાંરે મોરો જીવ હરખ્યો. (૧)

×પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

મનમોહન મોહી રહ્યો, જિન જોવા સરીખો;
દેવ સરવમાં દીપતો, મેં પુન્યે પેખ્યો. હાંરે મેં० (૨)
પદ્માસન આસનેં ભલો, સહુ વધુ મીલાવેં;
ભાલ તિલક દીપેં ભલો, નાસા વંશ સુહાવેં. હાંરે ના० (૩)
વદન સરીખો ચંદલો, ભવિયણ મનમોહિં;
મસ્તક મુગટ સોહામણો, કાનેં કુંડલ સોહિં. હાંરે કા० (૪)
જે ભાવેં ભવિયણ વાંદસે, તેહને સુખ દેવઇ;
અલ્પ સંસારી હોઈ, જે પ્રભુને સેવઇ. હાંરે જે० (૫)
મેં તું સાહિબ પામિયો, હવેં અવર ન ધ્યાવું;
રાત્ય દિવસ તો જાગતો, તોરા ગુણ ગાવું. હાંરે તોરા० (૬)
પરતા પૂરે પરિપરિ રે, અધિષ્ટાયક દેવા;
ધરણીધર પદમાવતી, કરે તોરી સેવા. હાંરે કરે० (૭)
તુજ દીઠે દુ:ખ વીસર્યા, મુજ દાહડો વલીઓ;
ભવભીતનો ભો ટલ્યો, મુજ સાહિબ મલીયો. હાંરે મુજ० (૮)
રાય રાણા આવી મલ્યા, પ્રભુ સેવા કાજે;
ભારીકર્મા જે હોઇ, દેવ દેખી લાજે. હાંરે દેવ० (૯)
**શુભવિજય** સુખ વીનતી, પ્રભુ સુણજો કહીઈ;
**લાલવિજય** કહિં ભવિ ભવિ,તુમ ચરણઇ રહીઇ. હાંરે તુમ०(૧૦)

[ ૬૬ ]

## શ્રીપુણ્યસૂરિશિષ્ય મોતીસાગરરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન

( દેસી-બિંદલીની )

*શ્રી સંખેસર પાસ, તુમ ગુણ ગાઉ હું ઉલ્લાસ હો;
જિનજી વિનતડી અવધારો, ધન પિતા જસ જાણું ઈસિ,
અશ્વસેન વખાણું હો. જિ० (૧)

વામાદેવીનો નંદ, તુજ સેવા કરે સુર ઈંદ્ર હો, જિ૦
ભરાવિ દામોદર વારે, પ્રભુ પાસ પ્રગટયા તિ વારે હો જિ૦ (૨)
ગંગા જમુના માહે, ઘણા કાલ રહ્યા પ્રભુ ત્યાંહિ હો, જિ૦
ચંદ સૂરજ વૈમાને કલ્પે, સોહમ ઇશાને હો જિ૦ (૩)
બારમા દેવલોકે સ્વામી, લવણસમુદ્ર માંહિ ગુણધામી હો, જિ૦
ભુવનપતિ વ્યંતર નગરે, ઇમ અરચી ઘણે અમરે હો જિ૦ (૪)
હરીયે અઠમ કીધો, તવ જાદવ હર્ષ પ્રસિદ્ધો હો, જિ૦
પદ્માવતી દેવી તુઠી, સંખેસર મૂરત દીઠી હો જિ૦ (૫)
હરીયે નમણું જ કીધો, તવ યાદવે અમૃત લીધો હો, જિ૦
જય જયકાર થયો પ્રભુ ત્યાહિ, સંખેશ્વરે થાપ્યા ઉચ્છાહેં હો જિ૦(૬)
તું પ્રભુ દેવાધિદેવ, ચોસઠિ ઈંદ્ર કરે તુમ સેવ હો, જિ૦
તું પ્રભુ અકલ સ્વરૂપી, થાઇ દિનમાહે ત્રણરૂપી હો જિ૦ (૭)
ચૈત્રી પુનમે પાસ, ભેટયા પ્રભુ અધિક ઉલ્લાસ હો, જિ૦
નિશારત્ન પ્રભુ તુમ્હ મુખ, જે ભેટે તે લહે સુખ હો૦ જિ૦ (૮)
પન્નગ લંછન પ્રભુપદ સેવા, માગું હું તુમ પય સેવા હો, જિ૦
અનુચર તુમ હું દાસ, નિશદિન રહે તુમ પાસ હો જિ૦ (૯)
જે નરનારી ગુણ ગાસે, તેહને ઘરે નવે નિધ વાસે, જિ૦
**શ્રીપુણ્યસૂરિ સુપસાઇ, કહે કિંકર મૂગતાઅબ્ધિ[1] હો જિ૦***(૧૦)

૧ આ સ્તવનની આ છેલ્લી કડીમાં કર્તાએ 'શ્રી પુણ્યસૂરિ સુપસાઇ કહે કિંકર મુગતાઅબ્ધિ હો,' એમ લખીને પોતાના નામનો નિર્દેશ કર્યો લાગે છે. આમાં 'મુગતા' એટલે 'મોતી' અને 'અબ્ધિ' એટલે 'સાગર' એવો પર્યાય મૂકીએ તો 'મોતિસાગર' એવું નામ નીકળે છે અને એ સમજણના આધારે આના કર્તા તરીકે 'મોતીસાગર' નામ લખ્યું છે. સંભવ છે કે એમાં ભૂલ પણ હોય.

* પાટણની મુ૦ જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું

[ ६७ ]

# શ્રી રાજવિજય ઉપાધ્યયરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન.*

સરસતી માતા પદપંકજ નમી, શ્રી **સંખેશ્વર** પાસ જિણેસર;
ગુણગાતાં સુખસંપત્તિ પામીઈ, પોહતી મનની રે આસ જિણેસર.
શ્રી **સંખેશ્વર** જિનવર ભેટીઈ, (આંકણી) (૧)

નવમે વાસુદેવે સંખ વગાડીઓ, **સંખપુર** વાસ્યું રે ગામ; જિ૦
પાસ જિણેસર તિહાંકને થાપીયા, **સંખેસર** તિણે નામ.
જિ૦ શ્રી૦ (૨)

કાસી દેસે નગરી વણારસી, અશ્વસેન તિહાં રાય; જિણે૦
લક્ષણ લક્ષિત અંગે શોભતી, વામાદેવી રે માય. જિ૦ શ્રી૦ (૩)
અહિ લંછન જસ ચરણે શોભતો, વિઘન હરણ તતકાલ; જિ૦
ધરણેંદ્ર પદ્માવતી જેહની, નિતનિત પ્રતે રખવાલ. જિ૦ શ્રી૦ (૪)
સંવત અઢાર ત્રીસે સંવચ્છરે, વદિ નવમી માઘમાસ; જિ૦
શ્રી **વિજયસેનસૂરે**દ્રે ભેટીયા, શ્રી **સંખેસર** પાસ. જિ૦ શ્રી૦ (૫)
ધરમી ધામી હો શ્રાવક **વીરજી**, સંઘ સહિત પરિવાર; જિ૦
જાત્રા કરાવી હો શ્રી જિને ભાવસ્યું, સાથેં બહુ અણગાર. જિ૦ શ્રી૦ (૬)
આજ મનોરથ ફલીઆ **અમૃત**તણા, લાધું ચિંતામણિ હાથ; જિ૦
સુરતરૂફલીઓ ઘરનેં આંગણેં, ભેટ્યા શ્રી જગનાથ. જિ૦ શ્રી૦ (૭)
શ્રી **વિજેધર્મસૂરિ** તપગચ્છ ધણી, અહનિસ ધરે જસ ધ્યાન; જિ૦
દિન દિન દોલત વધતી જેહની, આપે સહુ બહુ માન. જિ૦
શ્રી૦ (૮)

*પાટણની શ્રી. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

જૂનું તિરથ જગ જાણીઈ, મહિમા મોટો રે જાસ; જિ૦
યાત્રા કરતાં હો શ્રી જિનરાજની, સફલ ફલી મનઆસ. જિ૦
શ્રી૦ (૯)

તપગચ્છપતિ શ્રી **ધર્મ્મસૂરેન્દ્ર**ના, ચરણ સેવક ઉવજ્ઝાય; જિ૦
ભાવે શ્રી **સંખેશ્વર** પાસના, **રાજવિજય** ગુણ ગાય. જિ૦
શ્રી૦ (૧૦)

# [ ૬૮ ]

# શ્રી વિજયાનંદસૂરિ શિષ્ય વિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન[1]

પ્રણમીય પરમ ગુરુપાય મન પરી શારદ માય,
જસ નામિ નવનિધિ થાય ગાયસ્યું તે જિનરાય;
ગાયસ્યું તે જિનરાય નાયક **સંખેસર** પુર વર ધણી,
શ્રી વિજયાણંદસૂરિંદ સેવક ભણૈ ચિંતિત સુરમણિ. (૧)

સુરમણિ સુત પરિવાર સૂરિજન સુજન જનસાર,
સુવિણય વિણેય નિવાર તું દીઈ જગદાધાર;
તું દીઈ જગદાર જિનવર **સંખેસર** જિન પાસ એ,
શ્રી વિજયાણંદસૂરિંદ સેવક કહૈ પૂરે આસ એ. (૨)

અશ્વસેન નરવરવંસ આકાસ ભાસન હંસ,
નતસુર સુરેસવતંસ વર વિબુધરચિત પ્રસંસ;
વર વિબુધ રચિત પ્રસંસ સામી સેવતાં સુખ પાઈઈ,
શ્રી વિજયાણંદસૂરિંદ સેવક ભણે પ્રભુ મન ધ્યાઈઈ. (૩)

ધ્યાઈઈ મનહ મઝારિ નિદ્રા પ્રમાદ નિવારિ,
સત્ત એકનિ આઠવારિ પ્રહ ઊઠી ભગતિ ઉદારિ;

---

૧ પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

પ્રહ ઊઠી ભગતિ ઉદાર સુંદર સંખેસર જિન જે જપે,
શ્રી વિજયાણંદસૂરિંદ સેવક કહેં ત્રિભુવન તે તપે. (૪)

તે તપે ત્રિભુવન માંહેં દિન દિન વધે ઉચ્છાહિ,
તે તરી ભવજલમાંહે જે ગ્રહ્યા તેં નિજ બાંહિ;
જે ગ્રહ્યા તેં નિજ બાંહિ સાહિબ તેહને નરપતિ નમેં,
શ્રી વિજયાણંદસૂરિંદ્ર સેવક ભણે દોહગ ઉપસમેં. (૫)

ઉપસમિ અતિ ઉત્તમ પરબત પરેં તનુ ચંગ,
મદ મારિ લોલુપ ભૃંગ જે કરી કોપ અભંગ;
જે કરિ કોપ અભંગ મહામૃગ સમોવડિ તે લહે,
શ્રી વિજયાણંદસૂરિંદ સેવક કહે પ્રભુ મન જે વહે. (૬)

જે વહે કોપ પ્રચંડ પૂંછ છટા ઉદ્દંડ,
કરિ કલભ સુંડા દંડ સહસા કરે સતખંડ;
સહસા કરે શતખંડ જિનવર સિંહ બીહ તે નવિ કરે,
શ્રી વિજયાણંદસૂરિંદ સેવક ભણે પ્રભુ મન જે ધરે. (૭)

જે ધરે ગયણસ્યું વાદ વાજી સમી રસ નાદ,
સવિ જીવ કરતા સાદ નાસે તજી ઉનમાદ;
નાસે તજી ઉનમાદ જેહથી દાવાનલ જલ તે ગણે,
શ્રી વિજયાણંદસૂરિંદ સેવક કહેં પ્રભુ સુખ જે ભણે. (૮)

ભણે વદન કુંકુંકાર દો જીહ જિસિ અસિધાર,
ભીષણ નયણ વિકાર જે રીસનો ભંડાર;
જે રીસનો ભંડાર ફણિધર સિંદરા સરિખો હુઈ,
શ્રી વિજયાણંદસૂરિંદ સેવક ભણે પ્રભુ જેહને જુઈ. (૯)

જેહનેં જૂઈ દેવિંદ જિહાં ભડિ સિંધુરવૃંદ,
થરહરે પેખી મંદ નાસે સુભટ આણંદ;

નાસે સુભટ આણુંદ જિણિરણિ તિહા જયલચ્છી વરે,
શ્રી વિજયાણુંદસૂરિંદ સેવક કહે પ્રભુ મન સાભરે (૧૦)
સાભરે માય અને તાય અતિચંડ વાજે વાય,
કલ્લોલ લોલ નિકાય ઉછલી ગયણસ્યું ધાય,
ઉછલી ગયણસ્યું ધાય જલનિધિ સંખેસર જિન જાપ એ,
શ્રી વિજયાણુંદસૂરિંદ સેવક ભણે ટલે સતાપ એ (૧૧)
સતાપ કારક જેહ ખસ શ્વાસ ને પરમેહ,
ગડ ગુંબડાદિક દેહ પામ નામ ઔષધ તેહ,
પાસ નામ ઔષધ તેહ રોગા વેગથી નાસે સહી,
શ્રી વિજયાણુંદસૂરિંદ સેવક કહે તસ આપદ નહીં (૧૨)
નહિ કો જિહા આધાર ગિરિ દરી ગુહીર અંધાર,
વટ કુટ ને સહકાર જનનો નહિ સચાર,
જનનો નહિ સચાર જિણિ વનિ ચોર મિત્ર થઈ મિલે,
શ્રી વિજયાણુંદસૂરિંદ સેવર ભણે તસ એ ભય ટળે (૧૩)
ભય ટળે આઠે એહ સમરતા શ્રી જિનનેહ,
કલ્યાણ કમલા ગેહ નવજલધરોપમ દેહ,
નવ જલધરોપમ દેહ જેહનું નાગ લંછણ મોહએ,
શ્રી વિજયાણુંદસૂરિંદ સેવક કહે ત્રિભુવન મોહએ (૧૪)
મોહન સંખેસર ગામ દીપે જિહા પ્રભુ ધામ,
મિલી સંઘ આવે સ્વામી તુજ ભેટવાને કામ,
તુજ ભેટવાને કામ અંગિ જેહને ઉલટ થયો,
શ્રી વિજયાણુંદસૂરિંદ સેવક ભણે ત્રિભુવન તે જયો (૧૫)
તે જયો ત્રિભુવન દેવ જિણ લહી તુમચી સેવ,
મુજ મન એહ જ ટેવ સેવા કરું નિતમેવ,

સેવા કરું નિતમેવ તાહરી એટલી મુજ મનરલી,
શ્રી વિજયાણંદસૂરિંદ સેવક કહેં સેવું વલી વલી. (૧૬)
વલી વિનવું જિનરાજ મન માંહિ આણે આજ,
દરિસન દીયો મહારાજ પૂરવો વંછિત કાજ;
પૂરવો વંછિત કાજ માહરાં વામાનંદન સુંદરુ,
શ્રી વિજયાણંદસૂરિંદ સેવક ભણેં વંછિત સુરતરુ. (૧૭)

(કલશ)

ઈય ધરણિ પઉમાવઇય સેવીય સંખેસર જિનનાયગો,
મઈ પરમ ભક્તિ જહાસક્તિં સંથુઓ સુહદાયગો;
તવગચ્છગયણદિવાયરોવમ સિરિ વિજયાણંદસૂરીસરો,
તસ સીસ કહેં જે ભણે ભાવેં કુસલ કમલા તે વરો.

ઈતિ શ્રી શંખેશ્વરપાર્શ્વનાથ સ્તવન લિખિતં સંવન્નિધિનગસંયમવર્ષે.

[ ૬૯ ]

## શ્રી લક્ષ્મીવિજયજીવિરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન×

શ્રી સંખેશ્વર પાસજી, અલબેલા જિનવરજી,
ત્રેવીશમો જિનરાજ રે, વાલો મારો એહી રે જિનવરજી;
ત્રેવીશ વિષય દૂરે કરી અલબેલાજી, ત્રેવીસ સૂયઘડ જાણઈ. વા૦ (૧)
અસંખ પ્રદેશ નીરમલા કરી અલ૦, ગુણ અનંતની ખાણ રે; વા૦
તેહમાં આઠ મોટા કહ્યા અલ૦, અષ્ટમી ગતિ દાતાર રે. વા૦ (૨)
જ્ઞાનાવરણીયે કરી અલ૦, જ્ઞાન અનંત જિણંદરે; વા૦
દસનાવર્ણી અભાવથી અલ૦, દર્શન દેખે અનંત રે. વા૦ (૩)

× પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

વેદના કરમ દૂરે કરી અલ૦, અવ્યાબાધ સુખ થાય રે; વા૦
મોહની કરમને ટાલીને અલ૦, ખાયક ચારિત્ર ધાર રે. વા૦ (૪)
આયુ કરમના નાસ્યથી અલ૦, અક્ષય સ્થિતિ ભંડાર રે; વા૦
નામ કરમના નાસ્યથી અલ૦, અગુરૂરૂપી પ્રગટાય રે. વા૦ (૫)
ગોત્ર કરમ ટાલી કરી અલ૦, અગુરુલઘુ જિનરાજ રે; વા૦
અંતરાય સવિ ટાલીયો અલ૦, અનંત વીરજ્ય ભગવંત રે. વા૦ (૬)
એમ અનંત ગુણ જાણીએ અલ૦, કેવલી પીણ ન કહાય રે; વા૦
જિનઉત્તમપદ સેવતાં અલ૦, સીવરૂપલક્ષ્મીનિરધાર રે. વા૦ (૭)

## [ ૭૦ ]

# શ્રી દાનવિજયજીવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન*

પાસ સંખેશ્વર ભેટીયે સાહિબજી, જગગુરુ જગદાનંદ રે;
મન માન્યો જિણંદરાય તુમથકી સા૦, સંખેસર પુર મંડણો સા૦
વદન ઈંદ નરિંદો રે. મન૦ (૧)
અશ્વસેન કુલચંદલો સા૦, વામા માત મલ્હાર હો; સ૦
કમઠ હઠી મદ ગંજણો સા૦, ભંજણો કુમતિ કુઠાર હો. મ૦ (૨)
જાદવ જરા નિવારણો સા૦, સેવક જન સાધાર હો; સ૦
સમર્યા સાહાન્ય દિયેં સદા સા૦, અડવડીયાં આધાર હો. સા૦ (૩)
સકલ દેવસિરસેહરો સા૦, નિલવરણ દ્યુતિ ધાર હો. સા૦
તનમનથી કરી સેવીયેં સા૦, ઉતરીયેં ભવપાર હો. સા૦ (૪)
કેસર ચંદન ઘોલીયેં સા૦, પૂજીયેં જિનવર અંગ હો; સા૦
દાનવિજય કહેં ભાવથી સા૦, પામેં તે સિવસુખ ચંગ હો. મ૦ (૫)

*પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

[૭૧]

# મુનિ દીપવિજયજી વિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન*

સાહિબા શ્રીસંખેસર પાસજી, પ્રભુજી ભવોદધિતરણ જહાજ;
સંદેશો સુણજો વામાનંદજી ( આંકણી )
સાહિબા ધારક તારક બિરુદનો, પ્રભુજી અહો અહો ગરીબ નિવાજ.
સંદેશો૦ (૧)
સાહિબા અતીત ચોવીસીમાં વર્તતા, પ્રભુજી દામોદર ભગવંત; સં૦
સાહિબા તેસલી જીવ ગણધર તેણે, પ્રભુજી બિંબ ભરાવ્યો ગુણવંત.
સં૦ (૨)
સાહિબા ધ્યાન ધર્યું જબ આપનું, પ્રભુજી સંખેસર રાય; સં૦
સાહિબા પ્રગટ થયા પાતાલથી, પ્રભુજી વિઘ્ન હર્યાં સહુ જાય.
સં૦ (૩)
સાહિબા જન્મમરણ ભય સવિ હરો,પ્રભુજી તો એ ઉપદ્રવ કુણ માત્ર;સં૦
સાહિબા ઈંદ્ર ચંદ્ર નાગિંદ્રથી, પ્રભુજી રૂપ અનંતગણું ગાત્ર.
સં૦ (૪)
સાહિબા પ્રાતિહાર્ય સવિ સુંદરુ, પ્રભુજી શોભિત ગુણવૃંદ; સં૦
સાહિબા સુરપતિ નરપતિ મુનિવરા, પ્રભુજી સેવિત પદઅરવિંદ.
સં૦ (૫)
સાહિબા અહોનિસ પદકજ સેવના, પ્રભુજી ચાહું છું દરિસ દેદાર; સં૦
સાહિબા દીપવિજય કહે દીજીયેં, પ્રભુજી તુમ દરિસણ સુખકાર.
સં૦ (૬)

---

* "જૈન પ્રબોધ" પુસ્તક, ભાગ પહેલામાંથી ઉતાર્યું.

[ ૭૨ ]

# રૂપવિબુધશિષ્ય મોહનવિજયજી વિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન*

( ઓલે પડવે સસરો સૂતો, પહેલે પડવે માજી—એ દેશી )

રહેને રહેને અલગી રહેને, હાંજી કાંઇ કુમતિ પડી છે કેડે,
હાંજી કાંઈ તુજ દ્રુતિને કોણ તેડે અલગી૦
હાજી તું મુજને શાને છેડે અલગી૦ (૧)

તેં મુજ મોહ મહામદ પાયો, તેણે હુ થયો મતવાલો,
તૃષ્ણા તરુણી આણી પેલી, વચમા કરીય દલાલો અ૦ (૨)

કામ નટવો તું તેડી આવી, તેણે પણ માંડી બાજી,
મિથ્યા ગીત તણે ભણકારે, મુજને કીધો રાજી અ૦ (૩)

નરક નિગોદ તણા મદિરમે, પાતક પલંગ બિછાયો,
મુજને ભોલવી ત્યા બેસાડયો, પણ સુમતિએ સમજાવ્યો અ૦ (૪)

તવ મે મદિરા છાક નિવારી, સમકિત સુખડી ચાખી,
ઉપશમરસ સુધારસ પીધો, ચિત્તે ચેતનતા રાખી અ૦ (૫)

શ્રી સંખેસર ચરણ સરોરુહ, લાગી ધ્યાનની તાલી,
રૂપવિબુધનો મોહન પભણે, જિનગુણ સૂત લટકાળી અ૦ (૬)

---

* શ્રી જ્ઞાનપ્રસાર મંડળ, મુંબઇથી પ્રકાશિત 'શ્રી પચપ્રતિક્રમણ સૂત્ર'ની ચોપડીમાંથી ઉતાર્યું

[ ७३ ]

# શ્રી જ્ઞાનવિમલસૂરિવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન *

પાસ જિન ગાઈએ; જિણંદ ગુણ ગાઈએ;
**શ્રી સંખેસર** જિનરાય, જિણંદ ગુણ ગાઈએ. (૧

કમઠ હઠી હઠ ભંજણો રે, રંજણો રે જગત આધાર;
મંગલવેલી વધારવા, પ્રભુ નવ પુષ્કર જલધાર. જિ૦ (૨)

ત્રિભુવન તિલક સમોવડો રે, દીપે તું જિન ભાણ;
યાદવ જરા નિવારણો, પ્રભુ ભાવ મનોગત જાણ. જિ૦ (૩)

તુમ્હ પદ પૂજે પ્રેમસ્યું રે, તસ પાતિક દૂરે પલાય;
અષ્ટ મહાસિદ્ધિ સંપજે, પ્રભુનામે નવનિધિ થાય. જિ૦ (૪)

જલણે જલંતો ઉગારિઓ રે, નાગ તે નાગકુમાર;
ઈંદ્ર તણે પદ થાપીઓ, પ્રભુ એ તારો ઉપગાર. જિ૦ (૫)

પુરિસાદાણી પાસજી રે, પાવન પરમ કૃપાળ;
જગજીવન જગવાલહો, પ્રભુ શરણાગત પ્રતિપાળ જિ૦ (૬)

સુરનર માનવ દાનવા રે, સારે તોરી સેવ;
**જ્ઞાનવિમલ** કહે જગતમાં, પ્રભુ તુંહિ જ દેવનો દેવ. જિ૦ (૭)

---

* નં. ૭૩ થી ૭૯ સુધીનાં શ્રી જ્ઞાનવિમલસૂરિજીએ રચેલાં સાતે સ્તવનો શ્રીયુત શેઠ જમનાભાઈ ભગુભાઈ, અમદાવાદથી પ્રગટ થયેલ "પ્રાચીન સ્તવન રત્નસંગ્રહ" ભાગ પહેલામાંથી ઉતાર્યાં છે.

[ ७४ ]

# શ્રી જ્ઞાનવિમલસૂરિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન

( રાગ–વાલ્હેસરની દેશી )

પાસ શંખેશ્વર ભેટીયે રે લોલ, એ વિઘ્ન વિકાર રે વાલ્હેસર;
અદ્‌ભુત કીર્તિ કળિયુગે રે લોલ, ભવિજનને આધાર રે. વા૦
પાસ૦ (૧)

દેશ દેશના જન ઘણા રે લોલ, યાત્રા કરવા કાજ રે; વા૦
આવે અતિ ઉલટ ભર્યા રે લોલ, લેઇ લેઇ પૂજ સમાજ રે. વા૦
પાસ૦ (૨)

નવરંગી આંગી રચે રે લોલ, ભવિ અંગે ધરી ભાવ રે; વા૦
એહિ જ ભાવના ભાવતાં રે લોલ, ભવજલ તરવા નાવ રે. વા૦
પાસ૦ (૩)

કમઠ હઠી હઠ ભંજ્યો રે લોલ, રંજ્યો જગ જન ચિત્તરે; વા૦
સાથ મિલ્યો હવે તાહરો રે લોલ, કીધો જન્મ પવિત્ત રે. વા૦
પાસ૦ (૪)

વામાનંદના વાલહા રે લોલ, પ્રભાવતીના નાથ રે; વા૦
જ્ઞાનવિમલ ગુણ ખાંહ્યથી રે લોલ, ગ્રહીને કરો સનાથ રે. વા૦
પાસ૦ (૫)

[ ૭૫ ]

# શ્રી જ્ઞાનવિમલસૂરિવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન

દરિસણુ દ્યોજી દ્યોજી દ્યોજી, શંખેશ્વર સાહિબ દરસણુ દ્યોજી;
ત્રિભુવનના નાયક દરિસણુ દ્યોજી, મ્હેં છા તુમપદના પાયક દરિ૰
જિમપ્રકટે સમકિત ક્ષાયક, દરિ૰ ( એ આંકણી )
આશ કરી ઉમાહ્ય ધરીને, અલગાંથી અમે આવ્યા;
મ્હેર ધરી જો દરસણુ આપો, તો અમે સવિ સુખ પાયા. દરિ૰ (૧)
એકણુ ચિત્તે શુભ વિધિ રીતે, અવિચલ પ્રીતિ ધ્યાતા;
ગતિ મતિ થિતિ છતી તુંહિ તુંહિ, ઈમ બહુ વિધ ગુણજ્ઞાતા. દરિ૰ (૨)
લોચન લીલે અનુભવ શીલે, ખલક પલકમેં તારી;
તો એવડી શી ઢીલ કરો છો, આજે અમારી વારી. દરિ૰ (૩)
દરિસણુથી દર્શન હુએ નિર્મળ, દર્શન ગુણુ પણુ આવે;
દર્શન મુદ્રા તેહી જ શુદ્ધિ, ત્રિકરણુ તુમ ગુણુ ગાવે. દરિ૰ (૪)
**જ્ઞાનવિમલ** લીલાએ જાણો, વાત અમારી સ્વામી;
તુમ આણા અનુસારે સાચું, એ પ્રતીત મેં પામી. દરિ૰ (૫)

[ ૭૬ ]

# શ્રી જ્ઞાનવિમલસૂરિવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન

( રાગ વાલેસરની-દેશી )

પ્રભુજી પાસ સંખેશ્વરો રે લોલ, ભેટયે ભવ ભય જાય રે જિણંદરાય;
દીન દયાકર ઠાકુરા રે લોલ; નિરખ્યે હરખિત થાય રે.
જિણંદરાય. પ્રભુ૰ (૧)

મહિયલમાં મહિમા ઘણો રે લોલ, તાહરો અગમ અપાર રે જિણંદરાય;
વચન ગુણે કહેવા થકી રે લોલ, કુણ પામે તસ પાર રે
જિણંદરાય. પ્રભુ૦ (૨)
નવનિધિ ઋદ્ધિ સિદ્ધિ સંપદા રે લોલ, આવી માહરે હાથ રે જિણંદરાય;
અંતર અનુભવ જે લહ્યો રે લોલ, તેહ સુખનો કોણ સાથ રે
જિણંદરાય. પ્રભુ૦ (૩)
તાહરે માહરે પ્રીતડી રે લોલ, લૌકિક રીતિ ન હોય રે જિણંદરાય;
જેહ અભેદપણે રહે રે લોલ, અવર ન એ સમ કોય રે
જિણંદરાય. પ્રભુ૦ (૪)
અશ્વસેન નૃપ કુલ જલધિમાં રે લોલ, વિધુસમ વામાનંદ રે જિણંદરાય;
જ્ઞાનવિમલગુણ વાધતા રે લોલ, હોવે પરમાનંદ રે
જિણંદરાય. પ્રભુ૦ (૫)

[ ૭૭ ]

## શ્રી જ્ઞાનવિમલસૂરિવિરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન

સમતા રાણીના વાલિમ છો રસિયા, આપ ગુણે છકે છકીયા;
મેં હું તુમ્હારે હાજર નજરે, તુંહિ જ મેરે મન વસીયા. સ૦ (૧)
હું તુમ્હ ચાહું ગોદ બિછાઉં, પ્રેમકી કસવટી કશિયા. સ૦ (૨)
આતમકંતા તું મતિવંતા, નિરખિત રોમ ઉલ્લસિયા. સ૦ (૩)
તેરી દોલત અક્ષય સ્વભાવે, દેખી મોહાદિક અરિ ખસીયા. સ૦ (૪)
તુમ્હ આણા વિણ તેવે કાંઈ, ભાગ અસંખ બદામ. સ૦ (૫)
તે ખસિયા પરે હાથ ઘસે નર, દુઃખ લહે જેમ ગદ પામ. સ૦ (૬)
પાસ શંખેશ્વર પરતા પૂરણ, પુહવીએ દશશત ધામ. સ૦ (૭)
જ્ઞાનવિમલ પ્રભુ સંગતિ એહી જ, લાખકોડિનિધિ દામ. સ૦ (૮)

[ ७८ ]

# શ્રી જ્ઞાનવિમલસૂરિવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન

( આવો અમચે દેશ સોભાગી–એ દેશી )

આવો અમચે ચિત્ત સોભાગી, જિનજી આવો અમચે ચિત્ત;
ત્રિભુવનજનના ચિત્ત સોભાગી, આવો० ( એ આંકણી )
સુખકર **શ્રી સંખેશ્વર** નામે, નવનિધિ ઋદ્ધિ સંપત્તિ; સો०
સુરવર દાનવ માનવ નાયક, પાયકપરે પ્રણમંતિ. સો० આવો० (૧)
કામિત દાયક નાયક ભવિને, સુરતરુ અધિક પ્રભાવ; સો०
ભવજલનિધિને તરવા હેતે, નિરુપમ તુમ પદ નાવ. સો० આવો० (૨)
પુરિસાદાણી ગુણમણિખાણી, રાણી વામાનંદ; સો०
અવનીતળમાં અનોપમ દીસે, મહિમાને માકંદ. સો० આવો० (૩)
નીલવરણ તનુ નવકર માને, અશ્વસેન નૃપ તાત; સો०
યાદવ જરા નિવારણ તુંહી, એ મહા અવદાત સો० આવો० (૪)
આણુ વહું અહનિશ તુમચી, એહી જ પરમ નિધાન; સો०
**જ્ઞાનવિમલ**થી સકલ ભવિને, ભાવ લહો ભગવાન. સો० આવો० (૫)

[ ७९ ]

# શ્રી જ્ઞાનવિમલસૂરિવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન

( તાપી નાહ્યાનું પુણ્ય–એ દેશી )

એહિ જ ઉત્તમ કામ, બીજું મને કાંઇ ન ગમે;
સુકૃત કમાઇ ફલપત પાઈ, પામું પ્રભુનું નામ. બીજું० (૧)

ધન પખવાડો ધન તે દહાડો, ધન તે ઘડી લયજામ; બીજું૦
સાર સંસારમેં એહી જ જાણું, જે જપિયે જિનનામ. બીજું૦ (૨)
ધન તે ગામાગરવર પટ્ટણ, પુર સંબાધન ઠામ; બીજું૦
તેહિ જ ભુવન વિમાન અમાન ગુણ, જિહાં હોય જિણવર ધામ.
બીજું૦ (૩)
કષ્ટ ક્રિયા સવિ તુમ વિણુ નિષ્ફલ, જ્યું ગગને ચિત્રામ; બીજું૦
જે તુમ ચ્યાર નિક્ષેપે ધીઠા, કરણી તસ સવિ વામ. બીજું૦ (૪)
તુમ આણા વિણુ તેવે કાંઈ, ભાગ્ય અસંખ બદામ; બીજું૦
તે ખસીયા પરે હાથ ઘસે નર, દુઃખ લહે જિમ ગદ પામ.
બીજું૦ (૫)
પાસ સંખેસર પરતાપૂરણ, પુહવિયે દશશત ધામ; બીજું૦
જ્ઞાનવિમલ પ્રભુ સંગતિ એહી જ, લાખ કોડી નિધિ દામ.
બીજું૦ (૬)

[ ૮૦ ]

# પં. નયસાગરશિષ્ય પં. ચારિત્રસાગરરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન*

ઐંદ્રપદપ્રિયરૂપભૂપરંજનવચનામૃત,
બ્રહ્મસુતે મમ દેહિ દેહિ વસુધાધવવંદિત;
સંખેસરપુરવાસ વાસ પાસપ્પહૂ,
શુણસ્યું ભત્તિભરેણ તેણ વયણેં અવતરિ લહૂ. (૧)

* આગરા શ્રી. વિજયધર્મલક્ષ્મી. જ્ઞાનમંદિરની હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતાર્યું.

ચઉદસ રજ્જુ પમાણુ લોઅ તસ રેણુ પમાણું,
કો વિ ગણેં તેસિં વિભજ્જ ખંડગ પરિમાણું;
લોઅગ્ગંમિ વિલગ્ગ સિદ્ધ વગ્ગાણુભિહાણું,
જાણૈં કોઇ અણુંતનાણુદંસણુગુણુઠાણું. (૨)

સંખાઈ અસમુદ્દ રુંદ્દગભિંદુમવિજ્જઇ,
જેણુ સૈયંભૂરમણુ સિંધુજલ જીવ ગણિજ્જઇ.;
કેવલનાણુ બલેણુ તેણુ વયણેં વન્નિજ્જઇ,
તહ વિહૂ જિણુગુણુ વારપાર પાર ન પામિજ્જઇ. (૩)

જે ગિરિ ગહ્વર વિસમ ભૂમિ જંઘાલ ન લંઘઇ,
પંગુ પતંગ વિલંગ અંગ તે કિમ ઉલ્લંઘઇ;
જત્થ મહારથ ધીર વીર સમરંગણિ નાસઈ,
તત્થ કહૂં કિમ કાયરેણુ રહિઇ ઉલ્લાસઈ. (૪)

તિમ મહતીક મહંત જેહ પુરિસુત્તમ પંડિત,
તે પુણુ જિણુગુણુ થુણુણુ સત્તિ લહંતિ અખંડિત;
તઉ મઈં નાહ અયાણુ નાણુ હીણુઇ કિમ થુણિઈં,
પૂરણુ તુહ ગુણુ તહ વિ ભત્તિપેરણુયા ભણિઈં. (૫)

કજ્જાકજ્જ વિભાગ માગ નવિ જાણેં સુંદર,
સત્તિઅસત્તિ વિચાર સાર ન કરેં તે નરવર;
જે નર નારીરાગરત્ત મયમત્ત પવત્તઇ,
કિં કિં નેહ કુણંતિ તેહ મહિલા આસત્તઇ. (૬)

તિમ પૂરણુ પ્રભુચરણુ ભત્તિ સુદત્તી ઉ દેખ્યૌ,
પૂરવ પુણ્ણુ પવિત્ત પ્રીતિ પસયત્થી પેખ્યૌ;
હું પભણું ગુણુથુણુણુ કિંપિ શંખેસર પુરવર,
પાસ પુરંદર તુહ પસાય પામી પરમેસર. (૭)

વિજયાદિ વસઈં વિજયવંત વસુધાધવવાસવ,
જરાસંધ જીપી હૂઓ વસુદેવ સુધાસવ;
શ્રીપુરુષોત્તમ વાસુદેવ જસ પાસ પસાઈ,
તે પૂજઈં હરિ પાર્શ્વનાથ પ્રતિબિંબ સદાઈ. (૮)

પઉમાવઇ વયણાણુસારિ સિતપલ્લી ઠામૈં,
**શંખેસર પુરવર** મુરારિ ઠાવઈં ઇણિ નામઈં;
ગઢ મઢ મદિર પોલિઓલિ તોરણિ ધોરણિયા,
કાણુણુ વણુ ઉજ્જાણુ ઠાણુ કંચન કોરણિયા. (૯)

જત્થ વસઈ વ્યવહારિવૃંદ વૃંદારક સુંદર,
ભોગ પુરંદર દાન માન સનમાન સદાદર;
સોના જલહર બિરુદધારિ ધીરત્તણિ મંદિર,
મીર હમીર ગભીર પીર વડવીર સહોદર. (૧૦)

સુકૃત સમુદ્ર તરંગ ચંગ ઉત્તંગ સુરંગઇ,
હરિ હરસિઅ કારાવિણુ સુખમા આલિંગઇ;
શ્રીજિનપુંગવ ભવન તત્થ પ્રભુ બિંબ સંઠાવઇ,
**શ્રીશંખેસર પાર્શ્વનાથ** નામૈ સુખ પામઈ. (૧૧)

જાસ પતાકા લહલહતિ અંબરિ ઉચ્છલતી,
બારવતી બયઠા મુરારિ દેખઇ સુખદિંતી;
લોક લાખ લોચન ચકોર ચંદ્રાતપ લહરી,
માનેં સફલ પ્રયાસ આસ આવાસઈ નૃહરી. (૧૨)

શ્રીચંદ્રપ્રભ સ્વામિ નામ અટ્ઠમ જિન વચનઇં,
આદિમ સુરભવનેં મહેંદ્ર પૂજઇં બહૂ રચનૈં;
હરિબંધવ સિરિનેમનાથ વારેં અનુરૂપઇં,
માનવલોક પવિત્ત કીધ પ્રભુજી પ્રતિરૂપઇં. (૧૩)

આજ લગેં તે દિવસ આદિ અતિસય બલવંત,
મહિમાવંત ભદંત સંત ભાવિત ભગવંત;
ભારતલગત ભવિક લોક કેરા પ્રભુનિબ્ભર,
પૂરે વંછિઅ અત્થ સત્થ પરમત્થ પવિત્થર. (૧૪)

તે **શંખેસર પાર્શ્વનાથ** મૈં નયણેં દીઠો,
સરસ સુધારસ પૂર તૂર મધુર સ્વર મીઠો;
સફલ હુઓ મુજ મણુઅ જમ્મ જમ્મંતર સંચિઅ,
દૂરિ દુરિત દુરંત દુઃખ દલહુ અપવંચિઅ. (૧૫)

ફૂલ દલ પલ્લવ પટલ પૂર પૂરિઅ કપ્પદ્રુમ,
મુજ ઘરિ અંગણિ અજ્જ સજ્જ પામ્યૌ અભ્યુદ્ગમ;
ઉજ્જલ મુગતાફલ વિશાલ ધારઈ ધારાધર,
વૂઠો તુઠો પાર્શ્વનાથ જઉ દીઠો સુહંકર. (૧૬)

હરસિઅ લોઅણ પુલકિ અંગ વિઅસિઅ કમલાણણ,
હસિઅ કપોલ વિશાલ ભાલ અપ્પિઅ અંજલિ પુણ;
કિંપિ ભણુ નિઅ ચિત્ત વત્ત વિન્નત્તી અવસર,
પામી સ્વામી નઇ હજૂર સેવાકર કિંકર. (૧૭)

પ્રણુત સુરાસુર કોટિ કોટિ મુકુટદ્યુતિ મંડિત,
ચરણ નખચ્છવિ રસ તરંગ પરકાલિઅ પંડિત;
**શ્રીશંખેસર પાર્શ્વનાથ** ત્રિભુવન મન વારણ,
સુણિ વિન્નત્તી મહ મહેશ સેવય સુહકારણ. (૧૮)

એ ભવસાગર દુઃખલક્ખ લહરીનો આગર,
ભીમ ભયંકર ભૂત પ્રેત બોલ્યા બહુ નાગર;
પૂર્યૌ જન્મ જરાંપમૃત્યુ જલભર કલ્લોલેં,
અતિ આસંગે એહ છેહ જાતાં તે બોલેં. (૧૯)

હું ભમિયો ભવ કોડિ કોડિ એ માંહિ પડિઓ,
રડવડિઓ ભડિઓ અખંડ આખડિઓ નડિઓ;
નરસુર નારય તિરિઅ નામ ચઉ ગઇ ગરિચટિઓ,
લડથડિઓ દડ વડ કરંત કરતૂતેં ઘડિઓ. (૨૦)

વિષય કષાય વિશેષ દોષ જલચારી જીવે,
કરડ્યો મરડ્યો સંપહૂત્ત એ નર દીવેં;
નિર્યામક નિકલંક એક સદ્ગુરુ મુજ મિલિઓ,
તસ ઉપદેશેં તૂંહિ સ્વામી તારક સાંભલિઓ. (૨૧)

તેં તારક તાર્યા અનંત અપરાધી ગાઢા,
અમ્હ વેલાં સાહિબ ઉદાસ કાં દીસો તાઢા;
ગિરિપકખાલણુ ભુવણુભરણુ ઘણદાહ સમાવણુ;
ઘણ વરસતિ કિં પિ લોઅ સમવિસમ ધરંગણ. (૨૨)

અશરણુશરણુ અનાથનાથ તિહૂઅણુ નયણંજણુ,
નિ:કારણુ અવરોવયાર કરુણાઇ પરાઇણુ;
કુસુમંજલિ વાસઇ દોઇ દાહિણુ દાહિણુકર,
પુરિસાદાણી પાસનાહ તિમ કરહૂ નિરંતર. (૨૩)

સંમુહ મગ્ગણુ ધોરણીણુ સંમુહ જે થાઇં,
તેહ જ સૂરસુ વીર ધીર જગમાંહિં કહાઇં;
તિમ મહ મગ્ગણુમગ્ગિ અપ્પ પૂરો પરમેસર,
સાહસવંત શિરોવતંસ અવિચલ અલવેસર. (૨૪)

સેસપરિં નિજ સીસ ઈસ તુજ આણુ ન રાખી,
સુંહિણેં પણિ શુણુ શુણુણુ તુજ્જ ન કર્યાં પ્રિયભાષી;
તુજ પયપંકજ સેવ સેવ રેખેં નહુ ચાખી,
તુજ મુખ સુખદાયક ન દીઠ તિહાં તુંહિ જ સાખી. (૨૫)

જે જે નાવેં આવઈણુ સાહસાણું સેણી,
નવ નવ ભવ દવ પભવ ભૂમ ધૂમાવલિ વેણી;
તે તે જાણું કુણ તેણ અહિ નાણેં પણુઈ,
કમ્મ શુભાશુભ ફલ હિઅંત વારીજે જોઈ. (૨૬)

કુણ કુણ કેરી લાલિપાલિ ન કરી મૈ નિઃફલ,
કુણ કુણ આગલિ દીણુ બોલ બોલ્યા નહિ દુર્લભ;
કુણ કુણ કેરા ગુણ વખાણુ અછતાઈ ન બોલ્યા,
કુણ કુણ ઘર આગલિ દયાત જલકુંભ ન ઢોલ્યા. (૨૭)

તઉહિ ન કામહ કજ્જ સિદ્ધિ સંપત્તી કામિત,
સાહમું અભિનવ દુઠ્ઠ કઠ્ઠ મેં દિઠ્ઠ અચિંતિત;
કપ્પ કુહાડે ધોઅતાં કિમ હોઇ અખંડિત,
દધિ કાલિંગાહારવંત નર હૂવઈ કિમ પંડિત. (૨૮)

દસ અંગુલિ મુંહિ દેવિ દેવ વીનવીઇ વચ્છલ,
દુચ્છીઅ દીન દયાલ બાલ સાહમું દલિઅચ્છલ;
સરસ સુધારસ પૂરિ એહિ નયણેહિં નિહાલો,
પૂરવ પાપ વિપાક પંક સંતાપ પખાલો. (૨૯)

સકલ મનોરથસિદ્ધિ બુદ્ધિબલવૃદ્ધિ મહાબલ,
પુત્ર કલત્ર પવિત્ર મિત્ર સંયોગ સદા ફલ;
જિમહું પાવન પરમ પુણ્ય પદવી પણિ પાઓ,
**શ્રીશંખેસર પાર્શ્વનાથ** તોરા ગુણ ગાઓ. (૩૧)

તુજ ઉપરિ મુજ અધિક રાગ રંગીલા લાગો,
દૂર થકી ઉજ્ઝાય આય તોરઈ પય લાગો;
હૂં ભગવંત ભમંત જંત મગ્ગં ભય ભાગો,
સંપ્રતિ કામિત પૂરણાય સાહિબજી જાગો. (૩૧)

બાલ દિવાકર બિંબ દેખી ચકવી-ચકવા કુલ,
જિમ હુવઈ અતિઉલ્લાસ હાસ લીલારસ સંકુલ;
તેહ થકી કોડિ ગુણઈ વિશેષ જગદીસર મુજ મન,
પામઇ પરમાનંદ વૃંદ દીઠઈં તુજ આનન. (૩૨)

પુનિમચંદ ચકોરબાલ હરખઈ દેખંતો,
તિમ હું પામું સુખ વિશેષ તુજ મુખ પેખંતો;
મોર ચકોર કરંત મેઘનાદઇ જિમ નાચઈ,
તિમ મુજ મન તુજ ગુણ સુણંત મોહનજી માચઈ. (૩૩)

તું તો નાહ નિરીહ સીહ નિસનેહી લીહા,
માહરે મન તું એક તૂંહિ તૂંહિ જનિમિ દીહા;
કહૂ કિમ સ્વામી સેવયાણુ ઇમ પૂર્ગે ઈહા,
તક તક તઈતાવક ક્યાવિઠા હરે ઘણુત્રેહા. (૩૪)

તાલી વાજે એક હાથિ કબહી બલ કરતાં,
એક પખી તો પ્રીતિ રીતિ વરતે જગ ફિરતાં;
તા કારણિ કરુણાનિધાન દિલ ભરી દિલ રાખો,
જાણી જગ વિવહાર સાર દરશન સુખ દાખો. (૩૫)

તાં ઉત્તંગ અભંગ મેરુતાં દુસ્તર સાગર,
તાં વડવાનલ જાલ જાલ વિકરાલ ભયંકર;
કજ્જ ગઈ તાં વિસમ સામિ મહતી કઅબીહ,
જાન પવનજે ધીર વીર સાહસ-ધર સીહ. (૩૬)

સાહસિક સીમાપાલ તિમ તું જગિ જાણ્યો,
મેં પણિ તું ખંભંડપિંડ ઉદ્દંડ પિછાણ્યો;
ત્રિભુવન પ્રભુતા સુભગ લોગ અવિચલ પદ જોગ,
તૂં તૂં મેં તો મોહિ દેઇ સુખસુખમા લોગ. (૩૭)

**શ્રીસંખેસર પાર્શ્વનાથ** સમરથ તુજ સરિખેં,
નાથેં માથેં ગાજતેં ત્રિભુવન જન હરખેં;
અપરાં કેરી કરુ આસ તઉ તૂંહિ જ લાજે,
મુજ માથેં તુજ હાથ નાથ સવિ સંપત્તિ છાજે. (૩૮)

રયણાયર સેવંત જંતુ જં હોઇ દરિદ્દહ,
લજ્જા સા રયણાયરસ્સ નહૂ હોઈ મણુસ્સ;
હત હમહ ઇત્થિ અંજન હોઈ તુહ પય સેવંતાં,
સા લજ્જા તુહ ચેવ દેવ નહૂ મોહિ મહંતાં. (૩૯)

કિં કિજ્જેં મણિ મંત તંત જંતાઈ વિયારઇં,
કિં વા હરિહરવર વિરંચિ હેરમ્બ પયારઇં;
ચઉરક્ખર ઇગ 'પાગનાહ' ઇય નામ સરિજ્જેં,
નિઅ ઘરવર ચઉરંગ સિદ્ધિ રિદ્ધિ હિં ભરિજ્જઈ. (૪૦)

સુરતરુ સુરમણિ કામકુંભ માહપ્પ મણોરમ,
સિરિ **સંખેસર પાસનાહ** નામરક્ખર નિરુવમ;
જો સમરઈ વિસહરફૂલિંગમંતં વ નિરંતર,
તસ્સ મહાગહ દુટ્ઠ અટ્ઠ ભય ભંજે દુદ્ધર. (૪૧)

જિહાં સમરંગણિ સુહડ કોડિ દોડઈ દંતાલા,
શૂલ ત્રિશૂલ મહંત કુંભ કરવાલ કરાલા;
હય ગય રય ખાડૂ જોહ કોહ દુસ્સહ દલડંબર,
દેખી ખીહેં પુષ્પદંત ન રહે થિર અંબર. (૪૨)

ભીષણ ઘણ રણ તૂરપૂર વજ્જઇ ગયણંગણિ,
ગજ્જઇ જિમ ઘણઘોર જોર તુદ્દઈ ગુણ સીંગણિ;
કાયર કોડિ પડે પરાંણ શ્રવણઈ રવ પડતાં,
પિક્ખવિ સુરવર શિર ધુણંતિ ઉદ્ભડ ભડ ભડતાં. (૪૩)

જિહાં જોધા તરસ્યા પ્રતીપ રુધિરાસવ પીઈ,
ભૂખ્યા ભડ તે પઈ ભિડાણુ પિશિતાસવ લીઈ;
તિણિ રણિ જે જણુ પાસનાહ નામક્ખર પાકર,
પહિરઈ વિહરઇ જગ જયંત તે જયલચ્છીવર. (૪૪)

## ( ઇતિ ૧ રણુ ભય નાશ )

જિહાં ચઉરાસી વાયુ વાયુ વાયઈ સંવર્ત્તક,
જત્થ ફિરઈ બત્તીસ કોડિ સાઇણિ સંહારક;
તિમ હુઆ બત્તીસ લેઅ અડવીસઈ ફ્લી,
હરિસા વાલય પમુહવાહિ આવલિ વિસવલ્લી. (૪૫)
મારુ અપિ તજ્જર જલંત દાવાનલ જલએ,
શંધણિ વાધણિ વેગવંત ફાલેં ઉપ્ફલએ,
જાતિ અઢારઇં કોઢ પોઢ કોલ કલકલએ,
ગૂઢ જલોદર કંઠમાલ કાકોદર કલએ. (૪૬)
ગડ ગૂંબડ ભૂતડ પ્રચંડ ઘૂંબડ ધડહડએ,
ભૂરિ ભગંદર ઉદર દુઃખ ઉંદર રડવડએ;
નયણુ શ્રમણુ વેઅણુ કઠોર કુંજર જડફડએ,
ખુદ્દ ખયન ખસ ખાસ સાસ કાસક્ખડએ. (૪૭)
એ આઇ સબહૂ વિહ કુરોગ ભર સુણુ અરણુઈ,
જે પડિઆ નડિઆ રડંત બહૂ જંતુઅ પુણ્ણેં;
તે પીવે જો પાર્શ્વનાથ નામ સમરણામૃત,
વાહિ વિહિત્ત સુદિત્ત ગત્ત તે હુંતિ પુણ્ણુન્નત. (૪૮)

## ( ઇતિ ૨ રોગ ભય નાશ )

પોઢા પર્વત ઉન્નતંગ મદમત્ત મત્તંગજ,
ઉનમૂલેં દઢ મૂલ રુંખ જિમ કોમલ નીરજ;

ઉલ્લાલિઅ કર કલકલંત કોપઇ જિમ રૂપઈ,
ધાવંતો આવંત દેખિ ખેચર પણિ કંપઈ. (૪૯)
જે ઉદ્દંડ પ્રચંડ તુંડ દંતૂસલ મૂંસલ,
મંસલ પેસલ ઉગ્ર અગ્ર ખંડિઅ ભૂમંડલ;
તે કુંજર કાને ધરેવિ કિંકર પરિ કીજે,
સિરિ **સંખેસર પાસનાહ** જેણિં સમરીજે. (૫૦)

## ( ઇતિ ૩ ગજ ભય નાશ )

જે ગિરિ ગહ્વર કંદરાસુ માલ્હેં મલ્હપંતો,
દૂરાકર્ણિત મેઘનાદ વાદઇં ગાજંતો;
કાસકૂપ નિચર કૂર સૂર સૂઅર ચીતર ધુરિ,
જીવ વનેચર કરત રીવ ત્રાસઇં જેહનેં ડરિ. (૫૧)
મૂંસા ગયતાવિઅ સુવન્ન આવત્ત વિભીષણ,
ઉબ્ભડ તડિદિવ તગતગંત લોઅણ અતિ રોષણ;
તે હરિણાધિપ હરિણબાલ લીલાઈ દમિઈં,
જેણેં પાસ જિણંદ ચંદ પદપંકજ નમિઈં. (૫૨)

## ( ઇતિ ૪ સિંહ ભય નાશ )

શૈલ ઈલાતલ બદ્ધમૂલ જસ ફૂંકે ફાટૈ,
ખેચર ભૂચર તિરિઅ કોઈ ન ચલેં જસ વાટઈં;
મંત જડંત ન તંત જંત મણિબલ જસ ડંકેં,
જીવાડે નવિ ગરુડવંશ પણિ તિણિ આતંકે. (૫૩)
ગિરિ સિરિ છત્રાકાર જાસ ફણિ ડંબર દીપઈ,
થાવર જંગમ વિસ વિસેસ બલવત્તર જીપઈ;
મોટો મગર પરિં મૃદંગ મસ્તક મૂંછાલો,
આશીવિષ દદ્ધી વિશેસુ પહિલો પૂંછાલો. (૫૪)

કજ્જલકાલ કરાલકાય અંબર ઉચ્છલતો,
જીહા જુઅલી જલહલંત ફિરકાવેં ફિરતો;
તે વિસહર હરહાર હાર પરિ કંઠ ધરીજેં,
જો સિરિ પાસ જિણુંદ નામ વિજ્જા સમરિજ્જેં. (૫૫)

## ( ઇતિ ૫ અહિ ભય નાશ )

પરધણુ હરણુ પરાણુ પાંણુ ઘણુ સોણિઅ પાણી,
નિઠુર દુઠ્ઠ અણિઠ્ઠ કઠ્ઠકારણુ જસ વાણી;
સુણુ અરણ્ય કઠોર ઘોર ભુજજોર દિખાંડે,
પંથિ વહંતાં પથિ સાથ નરનાથ નસાડે. (૫૬)
લૂંટે કુટઇ કઠકઠંત આવે ઉચ્છલતા,
ભિલ્લ ભયંકર ભૂત દૂત યમના જિમ છલતા;
ચોર ખકોર કરંત તેવિ તસ કિંકર થાઇં,
ધ્યાઇ જે પ્રભુ પાસનાહ ધરણેન્દ્ર સહાઈ. (૫૭)

## ( ઇતિ ૬ ચોર ભય નાશ )

જે દાવાનલ પજ્જલંત વનરાજી જાલે,
પૂર પત્તન જે લાય થાઇ તે મંદિર બાલે;
ફાર ફુલ્લિંગ તરંગ વેગિ જે જગિ સંહારઇ,
તે જલ શીતલ અનલ પાસ જાંણિ હુવે ત્યારઈ. (૫૮)

## ( ઇતિ ૭ અગ્નિ ભય નાશ )

પ્રલય પયોનિધિપૂર દૂર દુસ્તર મકરાકર,
જલધર જલભર અચલ મૂલ ભેદેં જે ભૂધર;
થરહર કંપે જંપ લોઇ નર તિરિઅ ભયાતુર,
તેહ મહાજલ પાસનાહ 'નામઈ ખેમંકર. (૫૯)

## ( ઇતિ ૮ જલ ભય નાશ )

એવ અટ્ઠ નિકિટ્ઠ પુટ્ઠ દુજ્જય ભયહુર જય,
સાઇણિ ડાઇણિ રોસ દોસ સોસગ તિજગપ્રિય,
ભૂઅ પેઅ વેઆલ દુટ્ઠ ગ્રહ રોગ વિહંડણુ,
સિરિ **સંખેસર પાસનાહ** ભારહભૂમંડણુ (૯૦)

ઉજ્જલ લોઅણુ દાણુ દીધ અંધાણુ ગુણાલય,
જન-મન રંજન વચન કીધ જે મોહ મહાશય,
રજ્જવિહીણુ સુરજ્જસજ્જપઈ નિમ્મિઅ જિણુવર,
પુત્ત કલત્ત પવિત્ત કિત્તિ સપત્તિ સુહકર (૯૧)

નમ્રાખંડલમૌલિ મૌલિમંડલ મિલિદુજ્જવલ,
પરિમલ પૂરિત વામ દામ મહિત ક્રમ જ્યામલ,
કમઠ મહાશઠ હઠ કુકઠ જાલણુ જલણોવમ,
મમ સકલ વિ સિરિ પાસ આસ કામિત કપ્પદ્રુમ (૯૨)

આણંદણુ સિરિ આસસેણુકુલકમલદિવાયર,
વામાદેવિ વિમલ કૂખિ રયણુજ્જલ જયકર,
પૂરણુ પુણ્ણુપભાવ પીઅ જીવણુ જીલણુ,
નવકરમાણુ તણુપમાણુ માણુવમણુમોહણુ (૯૩)

સિરિ **શંખેસર પાસનાહ** મે ભત્તિભરેણુ,
વિન્નત્તઓ વિણુએણુ એમ હરિસેણુ રંગેણુ,
પઉમાવે ધરણિંદ પાસ સુરવર સંસેવિઅ,
ઇહ ભવિ પરભવિ પૂરિ પૂરિ કવિજણુમનવ છિઅ (૯૪)

( કલશ )

**તવગણુ** મંડણુ **વિજયદેવ** ગુરુપટ્ટપ્રભાકર,
**વિજયસિંહસૂરિંદ** દોઈ પ્રતપો જિહાં રવિકર,
સિરિ **શંખેસર પાસનાહ** શુણિઉ કરુણાકર,
પઽિય **નયસાગર** વિનેય **ચારિત્ર** સુહકર (૯૫)

## [ ૮૧ ]

# શ્રી ઉદયરત્નવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન*

આપ અરૂપી હોય કે પ્રભુ માહરા, જગતનાં જૂઈ રૂપ હો;
અકલ લીલા પ્રભુ તાહરી પ્રભુ માહરા, કુણુ કલિ તુજ સરૂપ હો;
દેવમાં નગીનો માહરો, કેસરભીનો માહરો, ધ્યાનમાં લીનો
માહરો સાહિબો પ્ર૦, રતિ એક રૂપ દેખાડ હો. (૧)
વિશ્વમાં ગુણુ વ્યાપી રહ્યા પ્ર૦, નિરગુણુ નામ ધરાવિ હો;
અરાગી સહુ નિરાગી કરી પ્ર૦, એ મુનિ અચરિજ આવિ હો. દે૦ (૨)
નામ નિરંજન તાહરો પ્ર૦, પરગટ રૂપ પૂજાવિ હો;
લિખ્યો ન જાઈ કાગલિ પ્ર૦, તો કિમ દર્શ દિખાવિ હો. દે૦ (૩)
અચલ ચલાવ્યો નવિ ચલે પ્ર૦, જિહાંતિહાં તાણ્યો તાણુઈ હો;
ધરતાં નાવિ ધ્યાનમાં પ્ર૦, જગમાં જાય જયાય હો. દે૦ (૪)
બહુ રૂપે રમી રહ્યો પ્ર૦, રમતાંસ્યુ નહિ રાજી હો;
મનવિણુ સહુ નામ ન હરિ પ્ર૦, એ સીમાડાં છઈ ખાજી હો. દે૦ (૫)
પરમ પ્રભુતા ભોગવિ પ્ર૦, નિર્ધન નામ ધરાવિ હો;
દુનિયાની દેખી રહે પ્ર૦, બેપરવાહી કરાવિ હો. દે. (૬)
**સંખેસર** પુર મંડણો પ્ર૦, વામનંદન દેવા હો;
**ઉદય** સદા સુખ આપીયે પ્ર૦, તુજ પયપંકજ સેવા હો.
દે૦ કે૦ ધ્યા૦ (૭)

---

* પાટણુની શ્રી જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

[ ८२ ]

# શ્રી લબ્ધિવિજયવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન*

શ્રી **સંખેસ્વરમંડણ** પાસજી, ધરમિ તણા ધીર;
આતમ તણા મન ઘણા વસીયા, અરિહંત જિન વીર. (૧)
મણિ માણેક મોતી જડ્યાં, રતનેસર ધીર;
લાલ તિલક તિહાં દીપતા, તેની મૂરત ધીર. (૨)
**સમયસુંદર** પ્રભુ ઈમ કહે, **સંખેસ્વર** સાચો;
જિન તીરથ જિન વિસ્તરી, પાતાલમાં જાસે. (૩)
જે દિન તે નર દેખસે, મહા દુઃખીયો થાસે;
દલ વાટે પડસે ઘણી, ખડતાલમાં જાસે; (૪)
ભલા ભલા નગર ભાજસે, મનખો અવટાસે;
ઉત્તમની લખમી વલિ, મધ્યમ ઘરે જાસે. (૫)
પાપીનો પોરો લોપસે, એકાકારજ થાસે;
મહિ પર્વત ડોલસે, ભયંકાર વરતાસે. (૬)
સોલ કલા સૂરજ ઊગસે, રવિ તાપ જ પડસે;
માનવી કષ્ટ પામસે, ભુંઈરા માંહિ જાસે. (૭)
હલવા કરમિ જીવ ચેતજો, ધરમ ગાંઠ બંધાસે;
એહવું જાણીને જીવ ધારજો, મુગતિ ઠાંમ થાસ્યે. (૮)
શ્રી શેત્રુંજે સદ્ગુરુ, ભરત ક્ષેત્ર માંહી;
ભણ્યા ગણ્યાં વલિ સાધર્મી, દક્ષણ દેસે જાસે. (૯)
સુણો ચક્રવર્તિ દેવતા, પાંચમાના રે લોભી;
રાજ કરો જિનરાજનું, અંદ્રાસન કોપી. (૧૦)

---

*પાટણની મુ. શ્રી જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

ખતરીનું ખતરાવડુ, કુલમા પેસી જાસ્યે,
સાવક વલી જિનધર્મનો, મિથ્યા ઉપદેસે (૧૧)
ગઢનારે ડુગર ડોલસે, સવા ગજ રહેસે,
સાડાબાર દોકડાની પુજી વાલો, ધનવત શેઠ કહેવાસે (૧૨)
મહાકલિકાલ લોપસે, ઇદ્રાસુરી રાય,
બુજીને જિનધર્મ આદરો, જય જયકાર થાસે (૧૩)
સોનાના બિબ તિલક તિહા, વલિઆ ભગવત,
આજ અરિહત સમગ્તા, મોટા જન પથ (૧૪)
સવત સત્તર નેઉઆ મધ્યે, અષાઢ સુદિ બીજ,
પાસ સખેશ્વર પૂજતા, પોહે મન કેરી આસ (૧૫)
લબધિવિજય મુનિ ગાવતા, ઉદયરત્નની માખે,
ભાવે ભવિયણ સાભળો, ઈમ કવિયણ ભાખે (૧૬)

[ ૮૩ ]

## શ્રી અમરરત્નસૂરિવિરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન×

સખી ચાલ્ય સખેસ્વરા દેવ વદુ, સવે વિઘનડા દુખડા દુરિ કદુ,
જઉ દસમિ કલ્યાણક પોસ માસિ, પ્રભુ પ્રણુમી આજ નમીઆ નયર કામી (૧)
શ્રી અશ્વસેન કુલદેવી વામા, ××× કુખડી માડીઈ પૂજ કામા,
યસ્સુ રુઅડુ ગારુડી રત્નવાનિ, તસ દીપએ તે નવ હસ્તવાનિ (૨)
સતી દેવ પગ્ભાવતી નાયભાવ, કરી આગમિણગાર વલી લિણિ આવ્યું,
ભલા ફૂલ અમૂલખ ભોગ લાવુ, મહાપૂજ સખેસ્વરાની રચાવ્યું (૩)

×પાટણુની મુ જસવિજયજીના ભડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું

તિહાં નમણુનઈ જરા દુરિ નાઠી, તુમ્હ દેવ દીઠઈ નાઠા પરાઠી;
તુમ્હ ભામણિ રે ભલી ભેટિ લાધી, તુમ્હ સેવતાં સુખની
વેલી વાધી. (૪)

તુમ્હ દરિસણ મુજ મતિ એહ બુદ્ધિ, તુમ્હ નામિ લહિઈ
પ્રભુ સકલ સિદ્ધિ;
તુમ્હ પાસ સંખેસ્વરા હર્ષપૂરઓ, તુમ વિનવું શ્રી
અમરરત્નસૂરિ. (૫)

[ ૮૪ ]

# શ્રી રત્નવિજયજીવિરચિત

## શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન

મંગલકારી શ્રીશંખેસ્વર, પાર્શ્વનાથ જગ જયવંતા;
વિઘ્નનિવારક ભવનિધિતારક, જય જય શિવકર ભગવંતા.
મંગલ૦ (૧)

જાદવ કુલની જરા નિવારી, નવણ નીરથી સુખકંદા;
મંત્ર મહાનવકાર સુણાવી, કર્યો ધરણપતિ સુખચંદા. મંગલ૦ (૨)

ધ્યાઇએ નિશદિન નિર્મલ, તુમ નામ શાંતિ સુખ દેનારા;
હાથ જોડી સંગાથ નાથજી, વિનવીએ દુઃખ દલનારા. મંગલ૦ (૩)

ચરણશરણ ભય મરણ નિહંતા, કરણ કોડ કલ્યાણ તણું;
ભવ્ય નાથ મમ હાથ ગ્રહીને, કરો દાસ અરદાસ ભણું. મંગલ૦ (૪)

અમૃત સમં અમપર તુમ છાયા, ભવોભવ હોજો સુખકારી;
રત્ન રમણુતા કરતાં એક દિન, શિવ લક્ષ્મી છે વરનારી. મંગલ૦ (૫)

## [ ૮૫ ]

# શ્રી પદ્મવિજયજીવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન*

(હો રાસ રમવા જાઉં રે વાહલા—એ દેશી)

**સંખેશ્વર** વંદો રે વંદો, ભવભવ કેરાં પાપ નિકંદો; સંખે૦
પુરિસાદાણી રે પાસ, સુરપતિ સિરખા જિહના દાસ. સંખે૦ (૧)
કમઠ હઠી હઠ વાર્યો, બલતો નાગ જઈ ઊગાર્યો; સંખે૦
નાગપતિ નાગ કીધો, એ જગમાં જસવાદ પ્રસિદ્ધો. સંખે૦ (૨)
ઈમ ઉપાય કરી પોતેં, તાર્યાં નરનારી સહુ જોતે; સંખે૦
તારક સાંભળી રે નામ, હું પણિ આવ્યો તાહરે ઠાંમ. સંખે૦ (૩)
ઓલગૂ જો રહી જાય, એ કુંણ ન્યાય કહો કહેવાય; સંખે૦
સેવક કહો એક વાર, તો સવિ સીઝેં કાજ ઉદાર. સંખે૦ (૪)
સાહિબનો જસેં, સેવકનું પણિ કાજ સુધારસેં; સંખે૦
એક પંથ દોય કાજ, એહવું કુણ ન કરે મહારાજ. સંખે૦ (૫)
**વીસલનગર**ના સંઘ સંઘાતેં, દિનદિન અતિ ઉચ્છરંગ તે થાતે; સંખે૦
સંવત અઢાર ચોત્રીસા વરસે, યાત્રા કીધી અતિ ઘણું હરખે. સંખે૦ (૬)
માગસીર વદિનો સાર, પાંચમો દિન શુક્રવાર; સંખે૦
દુરલભ દરિસણ રે દીઠું, જિમ જોઇયે તિમ લાગે મીઠું. સંખે૦ (૭)
વિરહ મ થાજો રે સ્વામી, ફિરી ફિરી માગું તુજ સિરનામી; સંખે૦
**ઉત્તમવિજય**નો સીસ, **પદ્મવિજય** કહે પૂરવો જગીસ. સંખે૦ (૮)

---

* પાટણના શ્રી જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

[ ८६ ]

# શ્રી કાંતિવિજયજીવિરચિત

## શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન×

( નયડીની દેશી )

તત થેઈ તત થેઈ રાજ નાચે રે, ઈંદ્રાણી ગાઈ જિન ગુણ ભાસ;
મારા સાંઇ છોજી રાજ, પૂજે રે ભાવસ્યું ભવિ શંખેસર પાસ. (૧)
ત્રિવિધ પૂજા રે ત્રિહું ટંક કરે સાર; વાજે રે નોબત ભેરી ઘંટ
ઝણકાર. મા૦ (૨)
સંઘ બહૂલા આવે પ્રભુ દરબાર; ગાય રે નાચે રે કરે થેઇ
થેઈકાર. મા૦ (૩)
કેસર કુસુમ અગર ઘનસાર; દીવો રે મંગળ ફલ નીવેદ
ઉદાર. મા૦ (૪)
અક્ષત ધૂપ પત્ર શુદ્ધ જલધાર; કરે રે પૂજા ભવિ આઠ
પ્રકાર મા૦ (૫)
અતીત ચોવીસી દામોદર દેવ, વારે રે આશાઢે થાપ્યા પાસ
સ્વયમેવ. મા૦ (૬)
ઈંદ્ર ચંદ્ર ધરણેન્દ્ર પૂજી જેહ; આણી રે માધવે મૃત્યુલોકે
ધરી નેહ. મા૦ (૭)
નમણ જલે જરા કુષ્ટ જ્વર જાય; પૂજે રે ક્ષાયિક ભાવે શિવ સુખ
થાય. મા૦ (૮)
પ્રેમેં નિહાલી કાંતિ જિનની સુભક્ત, વાજે રે તસ ઘર જીત જસ
નોબત. મા૦ (૯)

× પાટણની મુનિરાજ શ્રી જસવિજયજી મહારાજના ભંડારની એક હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતાર્યું અને રાધનપુરના શ્રી વિજયગચ્છના જ્ઞાનભંડારની હસ્તલિખિત પ્રત સાથે મેળવ્યું.

[ ૮૭ ]

## શ્રી મલુકચંદવિરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન*

( તું ત્રિભુવનમાં દીવો, ધરમજિન તું ત્રિભુવનમાં દીવો—એ દેશી )

**શંખેશ્વર પાસજિન વંદો, ભવિક જન શંખેશ્વર પાસ જિન**
**વંદો;** ભવિ૦

સૂરત મંડન દુરિત વિહંડન, એહ સાહેબ ચિર નંદો. ભવિ૦ (૧)
અશ્વસેનકુલગગનદિણયર, વામા કુંખે કજ ચંદો; ભવિ૦
નીલકમલદલ નવકર કાયા, સેવત લંછન ફણિંદો. ભવિ૦ (૨)
પ્રભુ મુખ દીઠે તિરિય ગતિ છેદી, પદ પાયો ધરણિંદો; ભવિ૦
જિનપડિમા જિનવર સમ ભાવત, પાવત પરમાનંદો. ભવિ૦ (૩)
અશુદ્ધ પૂંજ વિકલ્પને છાંડે, પ્રગટ્યો સમરસ કંદો; ભવિ૦
શુદ્ધ સ્વરૂપી સહજાનંદી, ધ્યાવો અસંગ અફંદો. ભવિ૦ (૪)
સંવત અઢાર છેંતાલે માધવ, સિત દશમી જિન વંદો; ભવિ૦
પંડિત **વીરચંદ** કૃપાથી, **મલુકચંદ** દુઃખ છંદો. ભવિ૦ (૫)

[ ૮૮ ]

## શ્રી રંગવિજયજીવિરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન.+

તાહરાં નેણાં રે પ્યારા પ્રેમનાં ભર્યાં છે, તા૦
પ્રેમનાં ભર્યાં છે, દયા રસનાં ભર્યાં છે; તા૦

---

* ભીમસિંહ માણેક મુંબઈ તરફથી છપાયેલ 'જૈન કાવ્ય પ્રકાશ' ભાગ ૧ માંથી ઉતાર્યું.

\+ પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

-જે કોઈ તાહરી નિજરે ચઢી આવે;
કારજ તેહનાં સકલ સર્યાં છે. તા૦ (૧)
પ્રગટ થઈ પાતાલથી પ્રભુ તેં;
યાદવનાં દુઃખ દૂર કર્યાં છે તા૦ (૨)
પન્નગપતિ પાવકથી ઉગાર્યો;
જનમ મરણ ભય તેહનાં હર્યાં છે તા૦ (૩)
પતિત પાવન સરણાગત તુંહી;
દરિસણ દીઠે માહરાં ચિત્તડાં ઠર્યાં છે. તા૦ (૪)
શ્રી શંખેશ્વર પાસ જિનેસર;
તુજ પદપંકજ આજથી ધર્યાં છે. તા૦ (૫)
જે કોઈ તુજને ધ્યાને ધ્યાવે;
અમૃતસુખ તેણે રંગથી વર્યાં છે. તા૦ (૬)

[ ૮૯ ]

# શ્રી રંગવિજયજીવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન*

જી પ્રભુજી પાસજી પાસજી કીજીઈ જી,
પ્રભુજી પાસજી છો પરમ આધાર રે, વાલા પ્રભુ;
જાસ પસાયથી પાંમીઈ જી, નવનિધ ઋદ્ધિસુખકાર રે, વાલા પ્રભુ;
દરિસણનો સુખ દીજીઈ જી, પ્રભુજી કીજીઈ મહેર મહારાજ રે.
વાલા૦ જી૦ (૧)

ચારિત્ર જ્ઞાન તુમે કહ્યાં જી, આતિમના ગુણ ગેહ રે; વા૦
દરિસણ વિણ નવિ શુદ્ધ છે જી, જિમ દુરિજનનો નેહ રે. વા૦ જી૦ (૨)

---

* પાટણની મુ. જમવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

તે અનુભવરસ રીઝથી જી, જોયા દેવ અનેક રે; વા૦
તત્ત્વ ન પામ્યો તેહથી જી, મિથ્યા રમણ અવિવેક રે. વા૦ જી૦(૩)
આપ અનંત ઋદ્ધના ધણી જી, દાયક સૂણી જિન દેવ રે; વા૦
પુણ્યપસાયથી આસથી જી, આવ્યો લહી તુમ સેવ રે. વા૦ જી૦ (૪)
ગુણીસેવા ગુણ સંપજે જી, એ જગ સાચી વાત રે; વા૦
લોહ કનક હોય સંગથી જી, પારસ જગ વિખ્યાત રે. વા૦ જી૦ (૫)
**શંખેશ્વર** પુરના ધણી જી, તારણ તરણ જીહાજ રે; વા૦
રંગવિજય કહે દીજીઈ જી, સેવકને શિવરાજ રે. વા૦ જી૦(૬)

[ ૯૦ ]

# શ્રી રંગવિજયજીવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન×

( રાગ—વેલાઉલ )

કૃપા કરો સંખેશ્વર સાહિબ, ગુનધામી અંતરયામી; (ટેક)
**સંખેસર** પૂરમાંહે બિરાજે, છાજે તખત પરે શિવગામી. કૃપા૦(૧)
મહાનંદ પદદાયક નાયક, પરમ નિરંજન ઘન નામી;
તું અવિનાશી સહેજ વિલાસી, જીત કામી ધ્રુવ પદ રામી. કૃપા૦(૨)
પરમ જ્યોતિ પરમાતિમ પૂરણ, પૂરણાનંદમઈ સ્વામી;
પ્રગટ પ્રભાકર ગુણમણિઆગર, જગજનના છો વિસરામી. કૃપા૦(૩)
કાલ અનાદિ આનંદે સાહિબ, તુમ મૂરત પુન્યે પામી;
અખઘો મુજ અમૃતપદ સેવા, રંગ કહે નિજ સીર નામી. કૃપા૦(૪)

× પાટણની મુ. મ. શ્રી. પુણ્યવિજયજી મહારાજ પાસેની એક હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતાર્યું.

[ ૯૧ ]

# શ્રી રંગવિજયજીવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન*

( મુનિસુવ્રત જિન અરજ હમારી—દેશી )

શ્રી શંખેસર સાહિબ વંદો, ભવનાં પાપ નિકંદો રે;
અશ્વસેન કુલ કમલ દિણંદો, વામા માતાનો નંદો રે. શ્રી૦ (૧)
કરુણાકર ઠાકર પ્રભુ મેરો, હૂં સેવક છું તેરો રે;
નેહ નીજર કરી સાહિબ મેરો, મેટો ભવનો ફેરો રે. શ્રી૦ (૨)
આસ કરી આવ્યા દરબારે, તુમ વિણ કહો કુણ તારે રે;
મિથ્યાતમ આતમ દુઃખદાયી, પ્રભુ વિના કુણ નિવારે રે. શ્રી૦ (૩)
સકલ તીરથના નાયક સ્વામી, પૂરવ પુન્યેં પાયા રે;
શ્રી તપગચ્છ નાયક ગુણલાયક, વિજયજિણંદ સૂરિરાયા રે. શ્રી૦ (૪)
સંવત કરસ(શ)ર ગજ શશિમાંહે, શુદિ સાત સોમવાર રે;
શ્રી મહારાજે મેહર કરીનેં, સહુ માજન તેડાવ્યાં રે. શ્રી૦ (૫)
વિધિસ્યું સહૂનો વેધ મિટાવી, જુગતેં લેલા જિમાયા રે;
જસ લીધો કારજ સવિ સીધો, શ્રી પ્રભુજીનેં પસાઇ રે;
કૃષ્ણવિજય ગુરુ રાયનો સેવક, રંગવિજય ગુણ ગાયા રે. શ્રી૦ (૬)

[ ૯૨ ]

# શ્રી શુભવિજયજી શિષ્ય
# પં. શ્રી વીરવિજયજીવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન

સારકર સારકર સ્વામી શંખેશ્વરા,
વિશ્વ વિખ્યાત એકાન્ત આવો;

* લીંબડી જ્ઞાનભંડારની હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતાર્યું.

જગતના નાથ મુઝ હાથ ઝાલી કરી,
આજ કિમ કાજમાં વાર લાવો. સા૦ (૧)
હૃદય મુઝ રંજણો શત્રુ દુઃખ ભંજણો,
ઇષ્ટ પરમિષ્ટ મોહે તુંહિં સાચો;
ખલક ખિજમત કરે વિપતિ સમે ખિણુ ભરે,
નવિ રહે તાસ અભિલાપ કાચો. સા૦ (૨)
યાદવા રણજણે રામ કેશવ રણે,
જામ લાગી જરા નિંદ સોહી;
સ્વામી શંખેશ્વરા ચરણજલ પામીને,
યાદવાની જરા જાય રોતી. સા૦ (૩)
આજ જિનરાજ ઊંઘે કિશ્યું આ સમે,
જાગ મહારાજ! સેવક પનોતા;
સુબુદ્ધિ મથેં ટલે ઘૂતે દોલત હરે,
વીર હાકે રિપુવૃંદ રોતા. સા૦ (૪)
દાસ છુ જન્મનો પૂરીયે કામના,
ધ્યાનથી માસ દશ દોય વીત્યા;
વિકટ સંકટ હરો નિકટ નયણાં કરો,
તો અમે શત્રુ નૃપતિકું જીત્યા સા૦ (૫)
કાલ સુંધે અશન શીત કાલે વસન,
શ્રમ સુખાસન રણે ઉદક દાઈ;
સુગુણનર સાંભરે વિસરે નહિ કદા,
પાસજી તું સદા છે સુખાઈ સા૦ (૬)
માત તું તાત તું ભ્રાત તું દેવ તું,
દેવ દુનિયામાં દૂજો ન વહાલો;
શ્રી શુભ વીર જગ જીત ડંકો કરે,
નાથજી નેક નયણે નિહાલો. સા૦ (૭)

[ ૯૩ ]

# શ્રી શુભવિજયજીશિષ્ય
# પં. શ્રી વીરવિજયજીવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન×

સુણો સખી શંખેશ્વર જઇએ, વિશ્વંભરને શરણે રહિએ;
દુઃખ છંડીને સુખીયાં થઇએ, સુણો સખી શંખેશ્વર જઇએ. (૧)
નમીએ દેવાધિદેવા, સાચે શુદ્ધે કરું સેવા;
ચિત્ત વસે સાચું જ કહેવા, સુણો૦ (૨)
આણી કષ્ટ થકી તો આરે, સેવક સાહિબ દિલ ધારે;
ભરાવી દામોદર વારેં, સુણો૦ (૩)
પડિમા પાર્શ્વનાથ તણી, ગંગા જમના માંહે ઘણી;
કાલ અસંખ્ય જિનેન્દ્ર ભણી, સુણો૦ (૪)
લવણોદધિ વ્યંતર નગરે, ભુવનપતિમાં એમ સઘલે,
પૂજી ભાવ ઘણેરે અમરે, સુણો૦ (૫)
ચંદ્ર સૂય વિમાને કલ્પે, સૌધર્મ ઇશાને;
અર્ચી બારમા, ગીર્વાણે,, સુણો૦ (૬)
જાદવ લોક જરા વાસી, રામ હરિ રહ્યા ઉદાસી;
અઠ્ઠમ ધ્યાન ધરે આસિ, સુણો૦ (૭)
પદમાવતી દેવી તુઠી, શંખેશ્વર પ્રતિમા દીધી;
જાદવ લોકની જરા નીઠી, સુણો૦ (૮)

× શા. શિવનાથ લુબાજી, પૂના સીટીથી પ્રકાશિત "શ્રી ચૈત્યવંદન–સ્તુતિ–સ્તવનાદિ સંગ્રહ" ભાગ ત્રીજાથી ઉતાર્યું.

પાર્શ્વ પ્રભુજીનો જશ વ્યાપે, શંખેશ્વર નગરી થાપે;
સેવકને વંછિત આપે, સુણો૦ (૯)
ગામ ગામે ઓચ્છવ થાવે, થોકે ગુણી જન ગુણ ગાવે;
શંખેશ્વર નગરી પાવે, સુણો૦ (૧૦)
તે પ્રભુ ભેટણને કામે, શા **મૂલચંદ** સુત શ્રી પામે;
સંઘવી **માણેકશા** નામે, સુણો૦ (૧૧)
વંશ વડા છે **શ્રીમાલી, ઈચ્છાચંદ માણેક** જોડ ઝાલી;
ગુર્જર દેશનો સંઘ મલી, સુણો૦ (૧૨)
અઢાર સો સીતોતેર વરસે, માગશર વદ પડવા દિવસે;
વિશ્વંભર ભેટ્યા છે ઉલસે, સુણો૦ (૧૩)
સાહિબ મુખ દેખી હસતા, શ્રી **શુભ વીર** વિઘ્ન હરતા;
પ્રભુ નામે કમલા વરતા, સુણો સખી **શંખેશ્વર** જઈએ. (૧૪)

[ ૯૪ ]

## શ્રી શુભવિજયજીશિષ્ય
## પં. શ્રી વીરવિજયજીવિરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ-સ્તવન*

(વિમલાચલ વિમલા પ્રાણી, અથવા–મહાવીર પ્રભુ ઘેર આવે–એ દેશી.)
નિત્ય સમરું સાહેબ સયણાં, નામ સુણતાં શીતળ વયણાં;
ગુણ ગાતાં ઉલ્લસે નયણાં રે, **શંખેશ્વર** સાહેબ સાચો.
બીજાનો આશરો કાચો રે. શંખે૦ (૧)

---

* માસ્તર ઉમેદચંદ રાયચંદ, અમદાવાદથી પ્રકાશિત "જૈન વાર્ષિક ઉત્તમ પર્વો" પૃ. ૪૯૭થી ઉતાર્યું.

દ્રવ્યથી દેવ દાનવ પૂજે, ગુણસંચિત શો પણ લીજે;
અરિહા પદ પર્યવ છાજે, મુદ્રા પદ્માસન રાજે રે. શંખે० (૨)
સંવેગે તજી ઘરવાસો, પ્રભુ પાસના ગણધર થાશો;
તવ મુક્તિપુરીમાં જાશો, ગુણ લોકમાં વયણે ગવાશો રે. શંખે० (૩)
એમ **દામોદર** જિન વાણી, **અષાઢા** શ્રાવક જાણી;
જિન વંદી નિજ ઘર આવે, પ્રભુ પાસની પ્રતિમા ભરાવે રે. શંખે० (૪)
ત્રણ કાળ તે ધૂપ ઉખેવે, ઉપકારી શ્રી જિન સેવે;
પછી તેહ વૈમાનિક થાવે, તેહ પ્રતિમા પણ તિહાં લાવે રે. શંખે० (૫)
ઘણો કાળ પૂજી બહુમાને, વળી સૂરજ ચંદ્ર વિમાને;
નાગલોકનાં કષ્ટ નિવાર્યાં, જ્યારે પાર્શ્વ પ્રભુ પધાર્યા રે. શંખે० (૬)
યદુ સૈન્ય રહ્યો રણ ઘેરી, જીત્યા નહિ જાયે વૈરી;
જરાસંધે જરા તવ મેલી, હરિ બલ વિના સઘળે ફેલી રે. શંખે० (૭)
નેમીશ્વર ચોકી વિશાળી, અઠ્ઠમ કરે વનમાળી;
તુઠી પદમાવતી બાળી, આપે પ્રતિમા ઝાકઝમાળી રે. શંખે० (૮)
પ્રભુ પાસની પ્રતિમા પૂજી, બળવંત જરા તવ ધ્રુજી;
છંટકાવ ન્હવણ જળ જોતી, જાદવની જરા જાય રોતી રે. શંખે० (૯)
શંખ પુરીને સૌને જગાવે, **શંખેશ્વર** ગામ વસાવે;
મંદિરમાં પ્રભુ પધરાવે, **શંખેશ્વર** નામ ધરાવે રે. શંખે० (૧૦)
રહે જે જિનરાજ હજુરે, સેવક મનવંછિત પૂરે;
એ ભેટણ પ્રભુજીને કાજે, શેઠ **મોતીભાઈ**ના રાજે રે. શંખે० (૧૧)
**નાના માણેક** કેરા નંદ, **સંઘવી પ્રેમચંદ વીરચંદ**;
**રાજનગર**થી સંઘ ચલાવે, ગામોગામના સંઘ મિલાવે રે. શંખે० (૧૨)
અઢાર અઠ્ઠોતેર વરસે, ફાગણ વદિ તેરસી દિવસે;
જિન વંદીને આનંદ પાવે, શુભ વીર વચન રસ ગાવે રે. શંખે० (૧૩)

[ ૯૫ ]

# શ્રી શુભવિજયજીશિષ્ય
# પં. શ્રી વીરવિજયજીવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનું સ્તવન*×

સહજાનંદી શીતલ સુખ ભોગી તો, હરિ દુઃખ હરી, ઈશિતા વરીઃ
કેશરચંદન ઘોલી પૂજો રે કુસુમે,
અમૃત વેલીના વૈરીની બેટી તો;
કંત હાર તેહનો અરિ. કેશરચંદન૦ (૧)

---

* રાધનપુર નિવાસી, પ્રજ્ઞાચક્ષુ શ્રાદ્ધવર્ય દેવચંદજી પાસેથી પ્રાપ્ત.

× જો કે આ સ્તવનમાં ઇતિહાસ નથી, પરંતુ આ સ્તવન અંતર્લાપિકા સાથે શબ્દલાલિત્યવાળું છે. તેમજ આમાં શબ્દાલંકાર સાથે અર્થાલંકાર પણ મોજૂદ છે. કવિએ આ સ્તવનની રચના ભક્તિરસની લાગણીપૂર્વક બહુ ઊંડી ઊંડી કલ્પનાઓ કરીને કરેલી હોવાથી ગૂઢાર્થવાળા આ સ્તવનનો ભાવાર્થ બુદ્ધિશાળી મનુષ્યોના પણ સમજવામાં એકદમ આવે તેમ નહીં હોવાથી તેનો સંક્ષિપ્ત અર્થ અહીં આપવામાં આવ્યો છે. આ સ્તવનમાંથી **"શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ."** આવા શબ્દો નીકળે છે. તે આ પ્રમાણેઃ–

(૧) સહજાનંદી અને શીતલ સુખના ભોગી એવા શ્રી પાર્શ્વનાથકુમારે હરિ–સર્પના દુઃખને હરણ કરીને પ્રભુતા પ્રાપ્ત કરી. અમૃતવેલી–વેલડીનો વૈરી–શત્રુ હિમ (હિમાલય), તેની પુત્રી પાર્વતીનો કંથ–પતિ મહાદેવ, તેનો હાર સર્પ, તેનો અરિ–શત્રુ ગરુડ,

(૨) તેનો સ્વામી કૃષ્ણ, તેની કાંતા–શ્રી લક્ષ્મી, તેનું એક અક્ષરવાળું નામ **શ્રી** તેને સૌથી પ્રથમ સ્થાપીને પછી આગળ,

તેહના સ્વામિની કાંતાનું નામ તો,
એક વરણે લક્ષણુ ભરી; કેશરચંદન૦
તે ધુર થાપીને આગલ ઠવી એ તો;
ઉષ્માણુ ચંદ્ર ક ખં ધરી. કેશરચંદન૦ (૨)

ફરસનો વરણુ તે નયન પ્રમાણે તો,
માત્રા સુંદર શિર ધરી; કેશરચંદન૦
વીશરાજ સુત દાહક નામે તો,
તિગ વરણુ આદિ દૂરે કરી. કેશરચંદન૦ (૩)

---

ઉષ્માણુ-ઉષ્માક્ષર-' શ ષ સ હ,' તેમાંનો ચદ્ર-પહેલો અક્ષર ' શ ' તેના ક-કેશ ( શિર )પર, ખં-આકાશ-પોલ-મીંડુ ચડાવીને શં મૂકવો. તેની પછી

(૩) ફરસ-સ્પર્શ વ્યંજન ક થી મ સુધીના પચ્ચીશ અક્ષરો, તેમાંથી નયન-બે-બીજા નંબરનો ' ખ ' તેના માથે માત્રા ચડાવીને ખે મૂકવો. પછી

વિ+ઈશ=વીશ. વિ-પક્ષી, તેનો ઈશ-સ્વામી ગરુડ, તેનો રાજ-રાજા કૃષ્ણ, તેનો પુત્ર પ્રદ્યુમ્ન-કામદેવ તેનો દાહક-બાળનાર શંકર, તેનું તિગવર્ણું-ત્રણ અક્ષરનું નામ ઈશ્વર, તેમાંથી આદિ-પહેલો અક્ષર ' ઈ ' દૂર કરીને બાકીના શ્વર એ બે અક્ષરો મૂકવા. ત્યાર પછી

(૪) એકવીશમા ફરશે-સ્પર્શ વ્યજન. ' પ 'ની પાસે કરણુ-કાનો કરીને પા મૂકવો. પછી અર્થ-ધન તેનું અભિધ-બીજું નામ સ્વ, તેની સમ-તુલ્ય અક્ષર 'શ્વ' લઈને પછી, અંતસ્થ-' ય ર લ વ, ' તેના બીજા અક્ષર ' ર 'માંથી સ્વર દૂર કરીએ એટલે ' ર્ ' તેની શિવ-ગામી-મોક્ષગામિની ગતિ અર્થાત્ ઊર્ધ્વગતિ કરાવવી. એટલે શ્વ ને માથે રેફ ચડાવીને ર્શ્વ મૂકવો. તેની પછી

એકવીશમેં ફરસે ધરી કરણુ તો,
અર્થાભિધ તે સમ હરી; કેશરચંદન૦
અંતસ્થેં બીજો સ્વર ટાલી તો,
શિવગામી ગતિ આચરી. કેશરચંદન૦ (૪)
વિશ ફરસ વલી સંયમ માને તો,
આદિ કરણુ કરી દિલ ધરી; કેશરચંદન૦
ઇણેં નામે જિનવર નિત્ય ધ્યાઉં તો,
જિન હર જિનકું પરિહરી. કેશરચંદન૦ (૫)

---

(૫) વીશમો ફરશ-સ્પર્શ 'ન' અને સંયમ-સત્તર પ્રકારનું હોવાથી સત્તરમો 'થ', એ બેમાંથી આદિ-પ્રથમના અક્ષર 'ન'ની પાસે કરણુ-કાનો કરીને 'નાથ' એવા અક્ષરો દિલમાં ધારણુ કરીને મૂકવા. જિન શબ્દનું (અર્થનું નહીં) હર-હરણુ કરનાર જિન-શંકર વગેરે દેવોનો ત્યાગ કરીને ઉપર્યુક્ત (**શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ**) નામવાળા સાચા જિનવર (મોહને જીતનારાઓમાં શ્રેષ્ઠ)નું હમેશાં સ્મરણુ કરું.

(૬) લોકો કહે છે કે-ત્ર્યમ્બક-મહાદેવે વૃષ-કામને બાળી નાંખ્યો છે, પણુ એ વાત ગળે ઊતરતી નથી. કેમકે અજ-નહીં ઉત્પન્ન થયેલ એવા ઈશ્વર-શંકરે પણુ સીતા-પાર્વતીની આગળ કામને વશ થઇને નટતા ધારણુ કરી હતી-નૃત્ય કર્યું હતું.

(૭) માટે તે-મહાદેવ વગેરે તો 'જિન' શબ્દના ચોર છે અને તમે તો જિન-મોહને જીતનારાઓમાં રાજા છો. તેથી હરિ-ઈંદ્રો તમારા ચરણોમાં પડીને નમસ્કાર કરે છે. બાલપણામાં તમે ઉપકાર કર્યો હતો, માટે હરિપતિ-નાગરાજ (ધરણેન્દ્ર), તમારા ચરણમાં સર્પના લંછન-ચિહ્નના બહાનાથી તમારી હમેશાં સેવા કરે છે.

(૮) આ પ્રભુના પદપંકજ-ચરણરૂપી કમળમાં અલિ-ભ્રમર થઇને રહીએ તો ભવોભવમાં કદી પણુ દુઃખી ન થઇએ. આ મહારાજ જો

ઝ્યળકે દાહ્યો વૃષ જન બોલે તો,
વાત એ દિલમા ન ઊતરી, કેશરચદન૦
અજ ઇશ્વિર પણ ગીતાની આગે તો,
જાસ વિવશ નટતા ધરી કેશરચદન૦ (૬)

તે જિન તસ્કર તુ જિનરાજ તો,
હરિ પ્રણમે તુજ પાઉં પરી, કેશરચદન૦
બાલપણે ઉપગારે હરિપતિ,
સેવન છલ લછન ધરિ કેશરચદન૦ (૭)

પ્રભુ પદ પકજ અલિ હોત રહિએ તો,
ભવ ભવમા નહિ શલી કલી, કેશરચદન૦
મન મદિર મહારાજ પધારે તો,
હરિ ઉદયે ન વિભાવરી કેશરચદન૦ (૮)

સારગમા સપા જ્યું ઝરકત,
ધ્યાન અનુભવ લેહરી, કેશરચદન૦
શ્રી શુભ વીરવિજય શિવ વહુને તો,
ઘર તેડતા દોય ઘરી કેશરચદન૦ (૯)

---

મનરૂપી મદિરમા પધારે તો, જેમ હરિ–સૂર્યનો ઉદય થવાથી વિભાવરી–રાત્રિ રહેતી નથી તેમ તે મનરૂપી મહેલમા અજ્ઞાનરૂપી અધકાર રહેતો નથી

(૯) સારગ–મેઘ અથવા રાત્રિમા જેમ સપા–વીજળી ઝબકી ઊઠે છે તેમ, જો અનુભવ ધ્યાનની લહેરો ઊછળે તો પ શ્રી શુભ-વિજયજી મહારાજના શિષ્ય પ શ્રી વીરવિજયજી મહારાજ કહે છે કે–શિવવહુ–મુક્તિરૂપી વધૂને પોતાને ઘેર લાવતા–પ્રાપ્ત કરતા ફક્ત બે જ ઘડીની વાર લાગે અર્થાત્ જલદી મોક્ષ મળે

[૯૭]

# શ્રી રૂપવિજયજીવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન×

જિનપતિ અવિનાસી કાસીધણી રે, કે મનની રે આશા પૂરણહાર હો;
જિનપતિ ઓલગડી રે;
જિનપતિ અશ્વસેન કુલચંદલો રે, વાલો રે વામા માત મલ્હાર હો.
જિન૦ (૧)
જિનપતિ ત્રણ્ય ભુવન સિર સેહરો રે, કે સેવે રે ચોસઠિ સુરપતિ
પાય હો; જિન૦
જિનપતિ નાચે નવનવ છંદથી રે, કે સુરવધુ મધુર સ્વરે વલી
ગાય હો જિન૦ (૨)
જિનપતિ તુજ રૂપે રતિપતિ ધસ્યો રે, કે અંગથી લાજી થયો છે
અનંગ હો; જિન૦
જિનપતિ તુજ ઉપમ કોઇ જગ નહીં રે, કે તું છે ગુણની રાસી
નિસંગ હો જિન૦ (૩)
જિનપતિ નાગપતિ ર્ક્યો નાગને રે, કે કરુણા રે કરી દીધો
નવકાર હો; જિન૦
જિનપતિ સોલ સહસ અણગારને રે, કે સાહુણી અડતીસ સહસ
નિસ્તાર હો જિન૦ (૪)
જિનપતિ ધરણરાય પદમાવતી રે, કે સેવે રે પાસ જક્ષ વલી
પાય હો; જિન૦
જિનપતિ જાદવની નાસી જરા રે, કે તો હવે અમને કરો
સુપસાય હો. જિન૦ (૫)

×પાટણની શ્રી. જસવિજયજીના ભડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

જિનપતિ પાસ આસ મુજ પૂરવેં રે, સાચો રે સંખેસરો
મહારાજ હો; જિન૦
જિનપતિ શ્રીગુરુ પદ્મવિજયતણો રે, કે માગે રે રૂપવિજય
શિવરાજ હો. જિન૦ (૬)

## [ ૯૮ ]

# શ્રી રૂપવિજયજીવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન*

( સખી પડવે તે પહેલી જાણો રે–એ દેશી )

ત્રેવીશમો શ્રી જિનરાજ રે, નામેં સુધરેં સવિ કાજ રે;
લહેં લીલા લચ્છી સમાજ, શંખેશ્વર પાસજી જયકારી રે.
જૂની મૂરત મોહનગારી રે. શંખેશ્વર૦ (૧)
અતીત ચોવીસી મઝાર રે, નવમા દામોદર સાર રે;
જિનરાજ જગત સાણગાર, શંખેશ્વર૦ (૨)
પેઢાલ સાવક ગુણધારી રે, જિનવાણી સુણી મનુહારી રે;
પાસ તીરથેં મુગતિ સંભારી, શંખેશ્વર૦ (૩)
પ્રભુ પડિમા ભરાવી રંગે રે, સસી સૂરજ પૂજી ઉમંગે રે;
નાગીંદ્ર ઘણે ઓછંગે રે, શંખેશ્વર૦ (૪)
સુરનર વિદ્યાધર વૃંદ રે, કરી સેવના અધિક આણંદ રે;
યદુવારેં પૂજી ધરણેંદ રે, શંખેશ્વર૦ (૫)
યદુસેના જરાઈ ભરાણી રે, જિન નેમ ને સારંગપાણી રે;
કરાવી ભક્તિ ભાવના આંણી, શંખેશ્વર૦ (૬)
જરાસિંધુજરા દુઃખ ભારી રે, તુમ્હ વીણ પ્રભુ કુણ નીસ્તારી રે;
તુમ્હેં જગત જંતુ હિતકારી, શંખેશ્વર૦ (૭)

* પાટણની શ્રી. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

હરિ અઠમે તે ધરણીંદ રે, આપ્યા શ્રીપાસ જિણંદ રે;
જિન નવણુ ગયું દુઃખ દૂર રે, શંખેશ્વર૦ (૮)
શંખસ્વરે આણ્યા જેણે રે, **શંખેશ્વર** નામ છે તેણે રે;
મહીમા ગવરાયે કેણે રે, શંખેશ્વર૦ (૯)
દ્વારામતી અથીરતા જાણી રે, વઢીયાર માંહી ગુણખાણી રે;
સંખેસ્વર ભૂમી પ્રમાણિ રે, શંખેશ્વર૦ (૧૦)
મધ્યલોક ઓફરી(?) પાસ રે, ત્રણ્ય ભુવનની પૂરે આસ રે;
દુસમનની કાઢે કાસ રે, શંખેશ્વર૦ (૧૧)
પદમાવતી પરતો પૂરે રે, ધરણિંદ વિઘન સવી ચૂરે રે;
સેવકનું વધારે નૂર રે, શંખેશ્વર૦ (૧૨)
શ્રી જિન **ઉત્તમ** જે ધ્યાવે રે, તે પરમ મહોદય પાવે રે;
કવિ **રૂપવિજય** ઈમ ગાવે રે, શંખેશ્વર૦ (૧૩)

## [ ૯૯ ]

# શ્રી રૂપવિજયજીવિરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન×

( ગોકુલમાંહી પધારજો મોરારી જી–એ દેશી )

દિલભરીયા દરીસણ દીજીઈ જિણંદજી, દિલભર દરિસણ દીજીઈ;
સેવક પાવન કીજીઈ જિણંદરાય, દિલભર દરિસણ દીજીઈ.
કાલ અનાદિની ગોદમાં વસીયો, રસીયો પુદ્ગલ સંગે; જિ૦
સુહુમ બાયર વણકાયનો વાસી, ભીનો ન દરીસણ રંગે. જિ૦ (૧)
ભૂજલ અનલ અને વાયું, કાલ અસંખેવ ભંગે; જિ૦
તુજ દરિસણ ફરસન નવી દીધો, લીનો સમતા રંગે રે. જિ૦ (૨)

× પાટણની મુ. શ્રી. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

વિગલગતિ તુજ સકલ રૂપે, દીઠા નહિ ગુણુ રંગે; જિ૦
અસન્ની સન્ની ભવ પામી, ધજ ગતિ ન કરું ઢંગે. જિ૦ (૩)
નરનારક તિરિ સુર ભવ પામી, કીધી ન ભગતિ ઉમંગે; જિ૦
આરજમાંહી અનારજ જેહવો, થયો મતભેદેં પ્રસંગે. જિ૦ (૪)
તથા ભવપરણુતિને જોગેં, સદ્‌ગુરુ ધ્યાન ન સંગે; જિ૦
મતમત ભેદ કુવાસના છારી, દષ્ટિ પ્પિરાને (?) રંગે. જિ૦ (૫)
પાસ પ્રભુ **સંખેસર** સાહિબ, દીઠો પુણ્ય તરંગે; જિ૦
**રૂપા** કહે પ્રભુના પદ **પદ્મ**ની, સેવના કરું દૃઢ રંગે. જિ૦ (૬)

[ ૧૦૦

# શ્રી કૃષ્ણવિજયશિષ્યરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન×

( દેશી–મેંદિની )

પ્યારા લાગો પ્રભુ પાસજી રે, મ્હારા આતમના આધાર;
પ્યારા લાગો છો રે.
અશ્વસેન કુળ દિનમણિ, પ્રભુ વામા માત મલ્હાર; પ્યારા૦
અજર અમર અકલંક તું, દાયક શિવ સુખ દાન. પ્યારા૦ (૧)
પ્રેમ પ્રસન્ન પ્રભુતામઈ, પ્રભુ જગ ઉપગારી દેવ; પ્યારા૦
યાદવ જરા નિવારવા રે, પ્રભુ આવ્યા સ્વયમેય. પ્યારા૦ (૨)
માહરેં તો એક તાહરો રે, પ્રભુ છે મોટો આધાર; પ્યારા૦
સેવકને કરુણા કરી રે, પ્રભુ ભવસાગરથી તાર. પ્યારા૦ (૩)
શિવગામી સાહિબ વિના રે, પ્રભુ એ વિનતી કિહાં થાય; પ્યારા૦
મ્હેર નજર હોય તાહરી રે, પ્રભુ અશુભ કરમ મટી જાય.
પ્યારા૦ (૪)

× પાટણુની મુ. મ. શ્રી. પુણ્યવિજયજી મહારાજ પાસેની એક હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતાર્યું.

શ્રી શંખેશ્વર પાસજી રે, પ્રભુ દ્યો દરિસન જગદીસ, પ્યારા૦
કરજોડીને વિનવે રે, પ્રભુ કૃષ્ણવિજયનો સીસ પ્યારા૦ (૫)

[ ૧૦૧ ]

# શ્રી ન્યાયસાગરવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન*

( રાગ મારુ સુમતિ સદા દિલ મઇ ધરુ–દેશી )

સકલ મિલી મોહાસિણી સજી સોલઈ સિણગાર સલૂણી,
પરગટ પાસ જિણુંદ સોહાગી તૂ પ્રભુ પરતા પૂરવઈ,
સેવઈ ઈંદ્ર નરિંદ્ર સોહાગી તૂ સુખદાઈ,
ઘસી કેસરિ પૂજની ચલી પાસ તણઈ દરબારી સલૂણી
તુ સુખદાઇ **સંખેસરા.** (૧)

( રાગ–કાફી, અનમેલાની દેશી )

કરિ કંચન ચૂડી ભલી રે લાલ,
જેહ રણજણકારિ શશિવયણી રે,
નાકઇ મોતી નાચતઈ રે લાલ,
ગતિરાણી આણુહારિ મૃગનયણી રે (૨)
તું સુખદાયી **સંખેસરા** રે લાલ,
પરગટ પાસજિનંદ મુજ સ્વામી રે,
તૂ પ્રભુ પરતા પૂરવઇ રે લાલ,
સેવઈ ઇંદ્ર નરિંદ્ર સિર નામી રે (૩)

( કરજોડી આગલી રહી–તુ સુખ૦ એ દેશી )

કેસર મૃગમદ લેપિનઈ, કઠ કદલી ઠવી માલા રે,
ચાપાવેલિ ગુલાબની, સરસ ઘણી સુકમાલા રે તુ સુખ૦ (૪)

---

* લીંમડી જ્ઞાનભંડારની એક હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતાર્યું

( સાધુનઈ જાતઉ હુલામણઇ–એ દેશી )

અગર ઉખેવી આગલિ હૂં ઉઆરી લાલ,
રંગમડપ સુવિશાલ રે હૂં ઉઆરી લાલ,
ભામિની લેતી ભામણા રે હૂં ઉઆરી લાલ,
નૃત્ય સરઈ વર બાલ રે હૂં ઉઆરી લાલ તું સુખ૦ (૫)

( પૂરવ ભવ મણિ કુડલી–એ દેશી )

ઠમ ઠમ ઠમ ઠમ ઠમકતી, માનિની મડી પાયે રે,
ઘમ ઘમ ઘમકતઈ ઘુઘરી, દિ ભમરી ભલભાયે રે તું સુખ૦ (૬)

( સાહિ૨ ભલઉ પણિ સાકડુ રે–એ દેશી )

પાસજી આગલિ પ્રીતિ શુ રે ભાવઇ ભાવના એમ,
શશિવયણી પાસજીનુ ચિત રિજવઈ હો લાલ,
પૂજઇ વછિત જેમ મૃગનયણી તું સુખ૦ (૭)

( રાગ–જયતસિરિ, દુહલઉ પૂરો નારિનઉ–એ દેશી )

ભગતવચ્છલ ભગવતજી, દિ તુઠા સબ સિદ્ધિ સ્વામી;
સુત સંપદ પરિવારની આપઈ, અવિચલ ઋદ્ધિ સ્વામી,
તું સુખ૦ (૮)

( રાગ સારિંગ મલ્હાર, ઢાલ–નણદલની )

વછિત દાયક સુરતરુ, વિનતડી અવધારિ હો;
સ્વામી પ્રારથના સફલી કરી, જનમ જરા દુઃખ વારિ હો
સ્વામી તું સુખ૦ (૯)

( રાગ–ધન્યાસી, પાસજિનદ જુહારિઇ–એ દેશી )

મુજ સેવકની સાહિબા, પૂરણ પૂરો આસો રે,
**ન્યાયસાગર** કહી પાસજી, દેજો લીલવિલાસો રે સ્વામી
તું સુખ૦ (૧૦)

[ १०२ ]

# શ્રી પુણ્યસાગરસૂરિવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન+

( ઉઠ રે દાસી દીવડીઓ અજુયાલ–એ દેશી )

સેવો **સંખેશ્વરો** મહારાજ, આરતિ સવિ હરે મનતણી જી
મારા રાજ;
સેવે ઇંદ ચંદ નાગેંદ, સેવેં મુનિવર બહુગુણિ જી
મારા રાજ. (૧)
કાશી દેસમેં નગર વણારસી નામ, રાજ કરે વષ(સ)તિવડો જી
મારા રાજ;
સઘલા મહિપતિ માંહે સિરદાર, અશ્વસેન મુગટ સમોવડો જી
મારા રાજ. (૨)
રાણી વામા દેવી નામ, તેહ તણી કુખેં ઉપના જી
મારા રાજ.
કુલ ઉદ્ધારણ તું જિનચંદ, વંદિત સુરનરપતિ ગુણી જી
મારા રાજ. (૩)
પહેલી ચોવીસી વારે એ જિનરાજ, દામોદર નવમા જિનપતિ જી
મારા રાજ.
આષાઢ શ્રાવકેં ભરાવ્યા મહારાજ, શ્રી **શંખેશ્વર** ધણી જી
મારા રાજ. (૪)
સઘલે ઠિકાંણેં જઈ જિનરાજ, પછેં પ્રથવી પાવન કરી જી
મારા રાજ.

---

+ લીંબડી જ્ઞાનભંડારની એક હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતાર્યું.

ભીડભંજન એ મહારાજ, મન ઇચ્છા પૂરણ કરે જી
મારા રાજ. (૫)
અઠમ કરિ કૃષ્ણ નરેંદ, ધરણેંદ્ર જિન પ્રતિમા દિયે જી
મારા રાજ;
સ્નાત્ર મહોચ્છવ કરિ અતિસાર, નમણુ લેઇને સંઘલે છાંટિઓ જી
મારા રાજ. (૬)
જરાનિવારક તું જિનરાજ, હર્ષ સહિત ત્રિખંડા પતિ જી
મારા રાજ;
જિત હુઈ તવ કૃષ્ણ નરીંદ, જિત શંખ તવ પૂરતો જી
મારા રાજ. (૭)
નાઠો જરાસિંધ નૃપસેન, દહો દિસેં તે ગયો જી
મારા રાજ;
તવ હુઓ નવમો વાસુદેવ, સવિ સંકટ દૂરે ગયો જી
મારા રાજ. (૮)
શ્રી અંચલગચ્છ સિણગાર, શ્રી પુન્યાબ્ધિસૂરીસરુ જી
મારા રાજ;
જે સેવે શ્રી શંખેશ્વર મહારાજ, મુક્તિરમણી વરે સુંદરુ જી
મારા રાજ. (૯)

## [ ૧૦૩ ]

# શ્રી કુશલવર્ધનવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન*

બહુ ભગતિ રે પણમિય શ્રી ગુરુતણા પાય,
મનરંગિ રે સમરિય સરસતિ દેવિ માય;

* પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

સુખદાયક રે થુણસ્યું પાસ જિણંદરાય,
જસનામિં રે અલિય વિઘન સવ દૂરિ જાય. (૧)

વર જાય જૂહી કુસુમ ચંદન ઘસી ઘનસાર એ,
જિનરાજ પૂજા કરઈ જે નર સાર સમકિત ધાર એ;
તે લહઈ કમલા પુણ્ય વિમલા વિજયવંત મોહાધરા,
સંસારસાગર પારગામિ થાઈ સિદ્ધિવધૂસરા. (૨)

ઈદ્ર વચને રે ધનદિવાસી જાણીઈ,
વર નગરી રે બારવતી મનિ આણીઈ;
તિહાં રાજા રે રાજ કરે ગોવિંદ નામ,
તિણિ અવસરિ રે જરાસંધ સાંભલિય ઠામ. (૩)

ઠર ઠામ જાણિ વેગિ આણી સબલ સેના અતિ ઘણી,
તવ વીર માની સાથ ચાલઈ મગધદેશતણું ધણી;
તે વાત નિસુણીય બલ જોહિ સયલ જાદવસ્યું મલી,
શ્રી કૃષ્ણરાય સુવેગિ ચાલિઇ સજ્જન મન પૂગી રલી. (૪)

દોય સેના રે ઝૂઝ કરઇં ન્યાઈ કરી,
નવિ એકુ રે પગ પાહઓ તવ ઉસરી;
તવ ભેદિં રે જરાસંધ મૂકઈ જરા,
તવ સઘલા રે જાદવ જાણઈ ડાકેરા. (૫)

ડાકરા જાણી સંખપાણી સબલ ચિંતા મનિ કરઈ,
બાવીસમુ શ્રી નેમિજિણવર અસિ અવસરિ ઉચરઈ;
ભવનપતિ ધરણિંદ મંદિર પાસ બિંબ અછિ સદા,
તસ નવણ નીરિં છંટા દીજઈ વેગિ નાસઈ આપદા. (૬)

( ઢાલ–ઉલાલાની )

ઇમ નિસુણી જાદવ પતિ, આરાધઇ ધરણીપતિ,
મૂરતિ પાસ તણી તિહાં આણીઈ એ;
સહી મૂરતિ પાસ તણી તિહાં આણીઇ એ. (૭)
તવ બોલિ ધરણિંદુ એ, પાસઈ નેમિ જિણંદુ એ;
ચંદુ એ સયલ લોક સુખકારકુ એ, સહી૦ (૮)
જસ નામિં સંકટ ટલઈ, સંપદ સવિ આવી મિલઈ;
સાંભલી જિણવર બેહુ સરખા ભણ એ, સહી૦ (૯)
તવ બોલિ નારાયણ, હંમ તિસહ જિઅયાણ એ;
જાણ એ નેમિસર જગિ જાણ એ, સહી૦ (૧૦)
ઈમ કહિઓ ગોવિંદુ એ, પૂજઇ પાસ જિણંદુ એ;
કંદુ એ મંગલસુરપાદપતણું એ, સહી૦ (૧૧)
નવણ નીર હાથિ ધરી, જાદવ સિંચઈ તવ હરિ;
મનિ ધરી હરખ સવે તે ઊઠીઆ એ, સહી૦ (૧૨)
અનુક્રમિં ઝૂઝંઉ એ, જરાસંધ બલ હરઉ એ;
વરઉ એ જયલખિમિ હરિરાજીઓ એ, સહી૦ (૧૩)
હરખિં સંખ વજાવઇ એ, **સંખેસરપુર** ઠાવઇ એ;
ભાવએ મન સુધી રુડિ ભાવના એ, સહી૦ (૧૪)
જિણહર પવર કરાવી એ, પાસ બિંબ તિહાં ઠાવી એ;
આવીઇ યાત્રા કારણિ નરવરુ એ, સહી૦ (૧૫)

( ઢાલ )

**શ્રી સંખેસર** પાસનાહ મહિયલિ દીપતું,
વામાનંદન સામિ સાલ અરિદલ જીપતું;
સપ્તફણામણિ જાસ સીસ સાતઇ ભય ટાલઇ,
ભવભયભંજણ સયલ લોક છોરુ પરિ પાલઈ. (૧૬)

જગબંધવ જગનાયકુ એ, જય જય તું જસવંત;
અશ્વસેન કુલ ચંદલુ, પ્રભાવતી વરકંત. (૧૭)
નીલ રયણ સમ તેજપુંજ સોહેઈ તુમ દેહ,
મસ્તકિ રાજઈ મુકુટ સાર કમલાનું ગેહ;
કાને કુંડલ અતિ વિસાલ પૂંઠિ ભામંડલ,
છતા જાણુએ ચંદ સૂર દીઠા જાણુઇ સુહમંગલ. (૧૮)
હિએ હાર અતિ નવ લખું એ, કંઠિ નીગોદર ચંગ;
બાહિં બાજુ બહરખા, પેખતાં મનિ રંગ. (૧૯)
રયણ જડિત પાલઠી સાર દેખી મન મોહઇ,
મણિ કંચણમય ણીજપૂર કરમાંહિ સોહઇ;
અવર વિભૂષણ છઈ અનેક નવિ દૂષણ એક,
મહિમા મેરુ સમાન દેખી આણ્ સુવિવેક. (૨૦)
શ્રી સંખેસર પાસ જિણ, ગૂજર દેસિ વચાલિ;
મનવંછિત સુખ પૂરવઈ, ઇણિ કુડિ કલિકાલિ. (૨૧)

(ઢાલ–માલતંડેની)

સફલ મનોરથ પૂરણું એ માલંતડે, શ્રી સંખેસર પાસ સુણિ સુંદરી;
તુમ દરસન દેખી કરીય મા૦, ભવિયણ મનિઉ હુલાસ સુણિ૦ (૨૨)
દૂરિ થકી ભવિયણ જના એ મા૦, જે તુંમ નામ જપંતિ; સુણિ૦
તેહ તણાં દુઃખ દાલીદ્દ એ મા૦, તતખિણિ દૂરિય જંતિ. સુણિ૦ (૨૩)
સાસ કાસ અરિસાદિકુ એ મા૦, કુઠ જલોદર રોગ; સુણિ૦
વાતપિત્ત જર ખરજૂઆંઈ મા૦, વેલાજર વિષ જોગ. સુણિ૦ (૨૪)

ગંડમાલ વાલાદિકુ એ મા૦, નાસઈ રેગ કિલેસ; સુણિ૦
અગનિ ચોર ભય સવ ટલઈ મા૦, તુમ નામિ સવિસેષ.
સુણિ૦ (૨૫)

જે ભવિયણુ ભાવિં કરી એ મા૦, પૂજ કરઇં અતિસાર. સુણિ૦
સૂખડિ કેસરસ્સું ઘસી એ મા૦, ભેલી ઘન ઘનસાર.
સુણિ૦ (૨૬)

ગૂજર માલવ સોરઠી એ મા૦, મારુઆડના લોક; સુણિ૦
તુમનઇં ભેટણુ આવતા એ મા૦, દીસઇ છઇ બહુ થોક.
સુણિ૦ (૨૭)

તેહતણા મનવંછીઉ મા૦, સીજઇ છંઈ સવિ કાજ; સુણિ૦
જે તુમ સેવા મનિ ધરઈ એ મા૦, પામઈ અવિચલ રાજ.
સુણિ૦ (૨૮)

ચિંતામણિ કલપ્પતરુ એ મા૦, કામકુંભ જયદાય; સુણિ૦
કામધેણુ ઘરિ તસતણઇ એ મા૦, જે વંદિય તુમ પાય.
સુણિ૦ (૨૯)

તુમ નામિ સુખ સંપદા એ મા૦, તુમ નામિ જયકાર; સુણિ૦
તુમ નામિ ભાવટિ ટલઇ એ મા૦, તુમ નામિ ભવપાર.
સુણિ૦ (૩૦)

તુમ નામિં ધરણીપતિ એ મા૦, સેવ કરઇ કર જોડિ; સુણિ૦
તુમ નામિં મણિ માણિકુ એ મા૦, તુમ નામિં ધન કોડિ.
સુણિ૦ (૩૧)

ગોલા માહિં મઇ તવ્યું એ મા૦, શ્રી સંખેસર પાસ; સુણિ૦
ઋદ્ધિ વૃદ્ધિ કરજ્યો ઘણી એ મા૦, પુરઉ મનની આસ.
સુણિ૦ (૩૨)

( કલશ )

ઇય પાસ જિણવર નમિય સુરવર શ્રી **સંખેસર** રાજીઓ,
ઇમ થુણ્યું ભગતિં લાભ જાણી અતુલ મહિમા ગાજીઓ;
તપગચ્છમંડન દુરિયખંડન શ્રી **હીરવિજયસૂરીસરો,**
તસ પાય સેવી **કુશલવર્દ્ધન** સીસ વંછીય સુહ કરો. (૩૩).

[ १०४ ]

# શ્રી દેવવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન×

( રાગ–ધન્યાશ્રી )

વામાકુ નંદન સેવું, સેવું જગદાનંદન સાહિબ;
નરખત અતિહિં મનોહર દેવઉ દેવઉ. વામાકુ નંદન.
(આંચલી) (૧).

સંકટ વિકટ ચૂરણ તુંહિ, કુમતિ કુમદ ગાલિઓ;
સેવકકુ શુભ પદવી દેઈ, રોગાંગી રોગ ટાલિઓ રે.
વામાકું૦ (૨).

ઋદ્ધિ વૃદ્ધિ સવિ સંપદ આલુ, ભવ ભવ ભીતિ નિવારુ;
**દેવઉ** કહઈ સંખેસર સામી, સેવક નિજ કારઉ રે.
વામાકુ૦ (૩).

[ १०५ ]

# શ્રી ધર્મચંદ્રવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન

ધરણીંદા કરે સેવના પ્રભુ તારી, પૂજે પદ્માવતી જગ પ્યારી રે
વામાદેવી માત મલાર, ઘનઘાતી ચારેને ટાળ;

× પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું

પામ્યા જ્ઞાન દર્શન શ્રીકાર, તજીઆ ઘાતી લહ્યા ભવપાર રે.
ધરણીંદા૦ (૧)
એનું જોગમુદ્રાનું રૂપ, દેખી મોહ્યા સુર નર ભૂપ;
પૂજતાં સુંઘો ભવજળકૂપ, વળી પ્રગટયો સહજ સ્વરૂપ રે.
ધરણીંદા૦ (૨)
જિનજી શ્રી **શંખેશ્વર** પાસ, પૂરી જાદવ લોકની આશ;
કીધો **શંખેશ્વર**પુર વાસ, જસ ધ્યાતા હોયે અઘ નાશ રે.
ધરણીંદા૦ (૩)
ગણધર વાચક મુનિ સમુદાય, દેવ ચતુર્વિધ તુમ ગુણ ગાય;
વંછિત કારજ એહનાં થાય, કરજોડી નમે સહુ પાય રે.
ધરણીંદા૦ (૪)
કારણથી જેમ કારજ હોય, તેમ મેં સમર્યા પ્રભુજીને જોય;
જીવપ્રદેશે મળને ધોય, **ધર્મચંદ** કેવળ લહે સોય રે.
ધરણીંદા૦ (૫)

## [ ૧૦૬ ]

# શ્રી ખુશાલચંદ્રવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન[૧]

શ્રી **સંખેસર** સુખકારિ, પ્રભુ મૂરત મોહનગારી હો; સાહિબ સુખકારી,
દેખી મુજ મન મોહે, ત્રિભુવનમાં સબળો મોહે હો. સાહિબ સુખકારી (૧)
અશ્વસેન કુલચંદા, પ્રભુ વામાજિકા નંદા હો; સા૦
નગરી વણારસી જાણો, વહે ગંગાજલ સપરાણો હો. સા૦ (૨)
ચઉદે સુપને જાયા, છપન કુમરી હુલરાયા હો; સા૦
જાદવકુલમાં જાણો, ત્રણ ખંડમાં કાનડ રાણો હો. સા૦ (૩)

૧ પાટણની સુ. જયવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

વાસુદેવ પ્રતિવાસુ ઝૂઝે, એક એકથી કોઇ ન બૂઝે હો; સા૦
જરાસંધે જરા મેલી, બલભદ્ર ને કાનડ બોલિ હો. સા૦ (૪)
ગયા નેમ જિનેસર પાસે, કહો નેમજી શું હવે થાશે હો; સા૦
અઠમનો તપ કીજે, નાગરાયનો ધ્યાન ધરીજે હો. સા૦ (૫)
ત્રીજે દન નાગરાય, કૃષ્ણજીને લાગે પાય હો; સા૦
પ્રતિમા પાસજી કેરી, તુમે આપો નવલ નવેરી હો. સા૦ (૬)
જૂની મૂરત દીપે સારી, પ્રભુ નમણે જરા નિવારી હો; સા૦
**સંખપુરી** સુખપાયા, **સંખેસર** નામ ધરાયા હો. સા૦ (૭)
નગર **સંખેશ્વર** વાસી, પ્રભુ બેઠા જોત વિલાસી હો; સા૦
દીઠે દોલત આપે, દુઃખિયાનાં દાલિદ્ર કાપે હો. સા૦ (૮)
ભાગ્યચંદ્ર ગુરુરાયા, નિત નમતાં પાતક જાયા હો; સા૦
ખુશાલચંદ્ર ગુણ ગાવે, પ્રભુ જપતાં નવનિધ આવે હો. સા૦ (૯)

[ ૧૦૭ ]

## શ્રીમાન્ વિજયધર્મસૂરીશ્વરજી ગુરુવર્યવિરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન

શ્રી શંખેશ્વરપાર્શ્વ, સુણો મુજ વિનતિ;
આવ્યો છું હું આજ, આશા મોટી ધરી. (૧)
લાખ ચોરાશી જીવા–યોનિ દ્વારા ભમ્યો;
તે માંહે મનુષ્ય–જન્મ, અતિ હિ દુલ્લહો. (૨)
તે પણ પૂર્વ પુણ્ય–પસાયે અનુભવ્યો;
તો પણ દેવગુરુ ને, ધર્મ ન ઓળખ્યો. (૩)

શું થાશે પ્રભુ મુજ, તુજ કરુણા વિના;
રઝળ્યો રાંકની પેરે, પામ્યો વિટંબના. (૪)
ન દીધું શુદ્ધ દાન, સુપાત્રે ભાવથી;
ન પાળ્યું વળી શીયલ, વિટંબ્યો કામથી. (૫)
તપ તપ્યો નહીં કોઈ, આતમને કારણે;
શું ઝાઝું કહું નાથ, જાવું નરક બારણે. (૬)
કીધા મેં જે કર્મ, જો તે વિવરી કહું;
તો લાગે બહુ વાર, ભજન કયારે કરું. (૭)
પૂર્વ વિરાધક ભાવથી, ભાવ ન ઉલ્લસે;
ચારિત્ર ડોળ્યું નાથ, કર્મ મોહની વસે. (૮)
ક્ષણ ક્ષણમાં બહુ વાર, પરિણામની ભિન્નતા;
તે જાણો છો મહારાજ, મારી વિકલતા. (૯)
નહિ ગુણનો લવલેશ, જગત ગુણી કહે;
તે સુણી મારું મન, હરખે અતિ ગહગહે. (૧૦)
પણ થયું મુજ આજ, દર્શન દેવ અતિ ભલું;
પૂર્વ પુણ્ય પ્રયોગે, કલ્પવૃક્ષ ફળ્યું. (૧૧)
માગું દીન-દયાળ, ચરણની સેવના;
હોજો વૃદ્ધિ-ધર્મની, ભવોભવ ભાવના. (૧૨)

## [ ૧૦૮ ]

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન*

શ્રી સંખેસર પાસ જિનેસર ભેટિયેં,
ભવનાં સંચિત પાપ પરા સબ મેટિયેં;

* 'રત્નસાગર' ભાગ પહેલો, પૃ. ૧૩૪ માંથી ઉતાર્યું.

મન ધર ભાવ અનંત ચરણ યુગ સેવતા,
અણહુંતે ઇક કોડિ ચતુરવિધ દેવતા. (૧)
ધ્યાન ધરું પ્રભુ દૂરથકી હું તાહરો,
જલ જિમ લીનો મીન સદા મન માહરો;
ભવ ભવ તુમહી જ દેવ ચરણ હૂં સિર ધરું,
ભવસાયરથી તાર અરજ આહી જ કરું. (૨)
ભૂખ ત્રિષા તપ સીત આતમ એ નવિ સહે;
તપ જપ સંયમ ભારતણો નવિ નિરવહે;
પણ જિણવરના નામતણી આસત ઘણી,
એહિ જ છે આધાર જગતગુરુ અક્ષ મણી. (૩)
તુમ દરસણ વિન સામ ભવોદધિ હું ફિર્યો,
સહિયા દુઃખ અનેક ન કારજ કો સર્યો;
મિલિયા હિવ પ્રભુ મુજ સદા સુખ દીજીયે,
ચઉગઇ સંકટ ચૂર જગત જસ લીજીયે. (૪)
યાદવપતિ શ્રીકૃષ્ણતણી આરતિ હરી,
સેના કીધ સચેત જરા દૂરે કરી;
પરચા પૂરણ પાસ રયણ જિમ દીપતો,
જયવંતો જિણચંદ સયલ રિપુ જીપતો. (૫)

[ ૧૦૯ ]

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન

( રાગ-વેલાઉલ )

સુખદાતા સંખેસરો, લછી લીલા આપૈં;
અરિઅણ દલ અલગા કરૈં, જગમેં જશ થાપૈં. સુખદાતા૦ (૧)

તેજી તુરગમ વાલિમા, મયગલ મલપતા,
**સખેસરો** સભારતા, જયલછી વરતા. સુખદાતા० (૨)
મનવછિત મહિલા મિલૈં, બધવની જોડી,
ભાવે જિનજી ભેટતા, ઘણુ કચન કોડી સુખદાતા० (૩)
પૂજા પરતિખ પૂરતો, સેવકની આસ,
મન મનોરથ પૂરવૈ, **સખેસર** પાસ સુખદાતા० (૪)

## [ ૧૧૦ ]

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન*

શ્રી શ ખેશ્વર પાસ જિણેશ્વરવ દિઇ રે, મહીમા મહિમાવ ત,
જેહનઇ પ્રણમઇ સુરનર કિન્નર વિતરા રે, શ્રી **સખેશ્વરુ** રે (૧)

વાણારસિ અમરાપુરી સરીખિ જાણીઇ રે, અશ્વસેનનઇ રાજ,
વામાદેવી તસ ઘરણી સોનાવરણી રે, અવતરઇ શ્રી જિનરાજ શ્રી०(૨)

અનુક્રમિ જિનવર યતિપતિ જનમિઆ રે, નામ દીધુ શ્રી પાસ,
રાવ પાલીનઈ × , થાપ્યું કેવલ ખાસ શ્રી० (૩)

જગજન શર્મ હેલી જિનવર સવિ મહે રે, ટાલઈ બહુ મિથ્યાત,
ત્રિગડઇ બઇસિ શ્રી જિનવર દેઇ દેશના રે, સુણિ કરઇ નવિ પાત શ્રી०(૪)

સમેતશિખર શ્રી જિનવર પહુંતા શિવપુરી રે, જે અછઇ અવિચલ વાસ,
× કરૂ રે, પૂજો શ્રી જિનપાસ શ્રી **સખેશ્વર**० (૫)

---

*પાટણની મુ જસવિજયજીના ભડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું,
× આ સ્થળે પાઠ ખડિત છે

# [ १११ ]
# શ્રીઅમરચંદ્રમુનિવિરચિત
## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન×

ઈમિ વદઇ વાણિ વાહિણ્ ખઇઠા દીના,
દેવ દેવીનઈ ભોગ યોગ માનઇ સહુ ખીના. (૧૫)
ગજઇ જલહર ખવઇ વીજ નવિ દીસઇ તરણી,
સમરે જો જિન પાસ તામ પામઇ ઘરઘરણી;
કુઢ ભગંદર કુઠ ખેયન સવાય,
ચઉરાસિ હીક હરસ અંધગડ સગવીસ. (૧૬)
પાણુપીહા કર્ણરોગ હીઆહોડી જેહ,
પીનસ પાઠઉં અડવૃદ્ધિ અંતર્ગડુ તેહ;
ગડ ગુંબડ નઇ દેહ દાહરાં ઘણુ સનિપાત,
કઠોદર હાડગંભીર જેહ નિર્બલ હુઇ ધાત. (૧૭)
સાતપડો નઇ સોફ કમલ સંગ્રહણી કહઇ,
એગંતર મુખ બારઇ તાવ જેણુ દેહ દહીઇ;
ઇત્યાદિક જે દેહરોગ દૂરઇ સહી નાસઇ,
**શ્રી સંખેસર** પાસ નામ જપતાં ઉલ્લાસઇ. (૧૮)
ચરણુથકી જે કંઠતાંઇ લોહ સાંકળ જડિયા,
નિગડત પગિ અદિલ બાસ સંકટ વસિ પડિયા;
કોપ રૂપ તવ ભૂપ પુરુષ ઉપરિ વલી માલઇ,
છૂટઇ તે બંધદુઃખ તાંમ જો પાસ સંભારઇ. (૧૯)

---

× પાટણની મુ. શ્રી. જસવિજયજી મ. ના ભંડારની હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતારેલું આ સ્તવન અધૂરું મળ્યું છે; તેની શરૂઆતની ૧૪।। કડી નથી મળી. પાછલો ભાગ સંપૂર્ણ મળ્યો છે.

ઇમ અઠ મહાભય હરણુ ચરણુ સરણે હું આયો,
તું સમરથ જિનરાજ આજ પૂરવ પુન્યે પાયો;
સાહિબ સાચો તેહ જેહ નિય સેવક પાલઈ,
મુજ કેરી તું આધિ વ્યાધિ આપદ ભર ટાલઇ. (૨૦)
શાકની ડાકણી ભૂત પ્રેત જોટીંગ પ્રચંડા,
ખયસ બાવન વીર કોડિ છપન્ન ચામુંડા;
કાત્યાયની સાઠિચ્યારિ યોગિની ગ્રહપીડા,
નવિ હોઇ જિન પાસ નામ દુઃખ નાવઇ નીડા. (૨૧)
વર્ણ અઢારઇ દેવ સેવ તુજ કેરી આવઇ,
નાનાવિધિ તે ભોગ યોગ સંજોગઇ લ્યાવઇ;
પરતખ પરતા પૂરવઇ એ ચૂરઇ દુઃખદાહ,
ધન ધન તે જન જાણિએ જેહનઇ તું નાહ. (૨૨)
સુંદર ગુર્જ્જર દેશ સહુ દેશ શૃંગાર,
વિનય વિવેક વિચાર સાર ગુણરયણ ભંડાર;
તિહાં બઇઠો પ્રભુ પાસ આસ પૂરઇ મન કેરી,
સકલ સુરાસુર લોક થોક સેવા સારઇ તેરી. (૨૫)
શશિ જલનિધિ રસ ચંદ્રમાન સંવતની ભાસ,
કાર્તિકથી ધુરિ ગણુત જેહ હોઇ બારમો માસ;
ઈંદુ બિંદુ દોઇ લિખીય જોઇ સિતતિથિ અભિધાન,
તિણિ દિન થુણિઓ પાસદેવ રવિવાર પ્રધાન. (૨૪)
તપગણુગયણુવિભાસણિક દિણયર સમ દીપઈ,
વિજયસેનસૂરિ સીહ વાદિ દલ જીપઈ;
શાંતિચંદ્ર ઉવજ્ઝાય રાય પાય સેવા પામી,
અમરચંદ્ર ઇમ વદઇ વાણી ભગતઇ સિરનામી. (૨૫)

ઇતિ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવનં સંપૂર્ણમ્। મુનિ શિવવિજય વાચનાર્થમ્ । શ્રી રસ્તુ.

## [ ११२ ]
# શ્રીવિદ્યાચંદ્રગણિવિરચિત
## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન*

વીપડિબોહી સંઘ ચતુરવિધિ જાણી;
એતલઉએ પરિકર થાપી શ્રી જિન પાસ,
સંમેતશિખર ગિરિ પુહતા લીલવિલાસ. (૩૭)
સઉ વરસ આઊખુ પાલી એ પરિમાણુ,
શ્રાવણુ સુદિ આઠમી પુહતા જિન નિરવાણુ;
તેત્રીસ મુનિસર સાથઈ અણુસણુ કીધ,
તે મુનિવરકેરા સકલ મનોરથ સીધ. (૩૮)
ઈમિ પાસ જિનેસર કેરી દસ ભવ જોડ,
ભણુતાં નિત ભાવઇ ઘરિ ઘરિ વંછિત કોડ;
**સંખેસર** મંડન જાગઈ પાસ દયાલ,
સમરથ મુજ સાહિબ સમરું સબલ ત્રિકાલ. (૩૯)
ભાવઠિ ભય ભંજઇ રંજઇ વરણુ અઢાર,
મહિમા મહિમંડલિ મોટઉ આજ અપાર;
વડ વિસહર કેસરી ચોર અગનિ જલ રોગ,
ગજ રણુ ભય નાસઈ પાસ નામ સંયોગ. (૪૦)
શશધરભાષાયુગમુનિ સંવત્સર જાણુ,
આસો વદિ સાતમિ **સમી** નયર મંડાણુ;

* લીંબડી જ્ઞાનભંડારની એક હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતારેલ આ સ્તવનપ શરૂઆતની ૩૬ કડી નથી મળી. ૩૭ મી કડીથી પછીનો ભાગ સંપૂર્ણ છે.

ઇમ થુણીઓ શ્રીજિન વામાનંદન પાસ,
ભવિ ભવિ મુઝ હોજ્યો તુજ પદપંકજ વાસ. (૪૧)
જગગુરુ જયવંતુ **વિજયદાન**ગુરુસીસ,
શ્રીતપગછદિનકર હીરવિજયસૂરીસ;
પંડિતવર **વીપા** હસ્ત લહી સુપસાય,
કવિ કહઈ **વિદ્યાચંદ** જય જય જય જિનરાય. (૪૨)

( કલશ )

ઇમ થુણ્યું જિનવર સંઘ સુખકર પાસ જિનવર ત્રેવીસમઉ,
મુનિરાજ આજ જિણંદ વંદી દુરિત દુરઈ નીગમઉ;
**સંખેસરુ** શ્રી પાસ આશા પૂરવઇ એ ગુણનિધઉ,
વર વિબુધ**વીપા**સીસ **વિદ્યાચંદ** કહઈ જય જગતિલઉ. (૪૩)
ઇતિ શ્રીશંખેશ્વર પાર્શ્વજિન સ્તવન સંપૂર્ણ. વ્યલેખિ પંડિત
વિદ્યાચંદ્ર ગણિના સવત ૧૬૬૩ વર્ષે શુભં ભવતાત્ ।
વિજયસેનસૂરિરાજ્યે.

## [ ૧૧૩ ]

# વાચક શ્રીપુણ્યકલશવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન+

તું મુજ આતમ, તું મુજ પ્રાણ આધાર;
તુજ સમવડિ વાલ્હો કો નહી, અલવેસર અવધાર. મો૦ (૫)
સપ્તસ તેરહ હો આઠ ઉપરિ ભલા, સંવત સરસ વખાણ;
મગસિર વદિ હો બારસ શુભ દિને, યાત્રા ચઢી પરમાણ. મો૦ (૬)
બે કરજોડી હો અરજ કરું એતી, ભવિભવિ સાનિધિ સામ;
<u>પુણ્યકલશ</u> હો વાચકઇમ ભણે, પ્રહિ સમરું રૂપ પ્રયાંમ. મો૦ (૭)

---

× પાટણની મુ. શ્રી જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતારેલ આ સ્તવનની શરૂઆતની ચાર કડી મળી નથી.

## हिन्दी स्तवन

[ ११४ ]

# उपाध्याय श्रीयशोविजयजीविरचित

## श्रीशंखेश्वर पार्श्वनाथ स्तवन*

अब मोहे ऐसी आय बनी ।
श्री संखेश्वर पास जिनेसर, मेरे तुं एक धनी॥ अब० (१)

तुं विनु कोउ चित्त न सुहावे, आवे कोडि गुणी ।
मेरो मन तुज उपर रसियो, अलि जिम कमल भणी ॥ अब० (२)

तुम नामे सवि संकट चूरे, नागराज धरणी।
नाम जपुं निशि वासर तेरो, ए शुभ मुज करणी॥ अब० (३)

कोपानल उपजावत दुर्जन, मथन वचन अरनी ।
नाम जपुं जलधार तिहां तुज, धारुं दुःखहरनी॥ अब० (४)

मिथ्यामति बहु जन है जगमें, पद न धरत धरनी ।
उनतें अब तुज भक्ति प्रभावें, भय नहि एक कनी॥ अब० (५)

सज्जन–नयन सुधारस–अंजन, दुरजन रवि भरनी ।
तुज मूरति निरखे सो पावे, सुख जस लील घनी ॥ अब० (६)

---

* 'ગૂર્જર સાહિત્ય સંગ્રહ' પૃ० ९०० માંથી ઉતાર્યું.

## [ ११५ ]

# श्रीमाणिक्यविजयजीविरचित

## श्रीशंखेश्वर पार्श्वनाथ स्तवन*

( नर मोहीडा तोसें अवहि रे बोलुं रे
चलजा रे जीवडा बताई दे कांनीया. नर मोहिडा-ए देशी )

प्रीत बनी निभाईय बनेंगी, सुनो अब मेरे संखेश्वर सांईयां । प्री०
और ठोर बहु प्रीत करत हैं, भक्तकी रीत कठिन करीईया ॥ प्री० (१)

बालक गोद पर्यो बहु गुंदे, उर थल लायकें ले तबलीया । प्री०
गोवा चरत बन मन बछुवायें, तहि पयपान हि पोस धरीया ॥ प्री० (२)

जल चरती चलति जो जोवत, निज तनु तनुरथपाल तह हईयां । प्री०
पनीहारी कुंभ पेंर छपाल्त, चाले लटकति तारी दैयां ॥ प्री० (३)

सेव्यो निज जांनी नावपे तारत, तारक बिरुद ए आप वरैया । प्री०
सकल जगत को जलद जीवावत, दाम म मांगत दान नभईया ॥ प्री० (४)

भानु उद्योत करे महिमावत, किते जन देत हैं रोक रूपैया । प्री०
इसे न्याय केंते ज्यो कहावत, आप तरे अब मोहि तरैया ॥ प्री० (५)

विजयजिनेन्द्रसूरि संग उमंगे, श्री संखेश्वर सार करैयां । प्री०
चिर रवि हुय मेरु जुं प्रतपो, ठकुराई थिर थापैयां ॥ प्री० (६)

त्रिहु जगमां हि जिन तेरो ही महिमा, जय जय बोलत जगजनैयां । प्री०
माणिक कहें अब एतनो ही मांगु, दीज चरन सेवा फल पईयां ॥ प्री० (७)

---

* પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

[ ११६ ]

## श्रीरंगविजयजीविरचित

### श्रीशंखेश्वर पार्श्वनाथ स्तवन+

श्रीशंखेश्वर पास जिनेसर अरज सुनोजी,
कर मेरबांनी हां रे मेरी अरज० (आंकणी)
तारक बिरुद सुनी में आयो, तुम चरणें सरनां जानी ॥ श्री० (१)
सोल सहस मुनि आदि जुगति, तारें तुम अमृत बांनी ।
उनकुं आतिमऋद्धि भर सिद्धे, पाए परम प्रभुजी दानी ॥ श्री० (२)
पन्नग पावक जलतो उगार्यो, ज्ञान दिसा तुम पहेंचानी ।
उनकुं दरस सरस भयो तेरो, सुरपति पदवी छहेरानी । श्री० (३)
में आयो एह कीरत सुनकें, विनति एक सुनिये ज्ञानी ।
भवोभव तुम चरनांकी सेवा, साहीब दीजें दिल मानी ॥ श्री० (४)
अश्वसेन वामाजीको नंदक, वंदत जगके सुलतानी ।
अब तो लेहेर मेहर मोय कीजें. रंग सदा शिव सुखदानी ॥ श्री० (५)

[ ११७ ]

## श्रीरूपविजयजीविरचित

### श्रीशंखेश्वर पार्श्वनाथ स्तवन*

सरस चरण शरण ग्रहे श्री जिनराज के.
याकी सेव करन सन आवैं हांजी जिहां,
नमत इंद देववृंद पुन्यकंद दलितदंद ।

---

+ પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.
* પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

भक्ति सार गुण अपार धरत प्यार,
काम छार दुरित दूर डारके ॥ श्री जिन० (१)
सजि शिणगार मनीह अंगे हांजी जिहां,
करत ग्यांन धरत ध्यांन मिटत मान होत तांन।
देव ललित भक्ति कलित पाप गलित दुरित चलित,
तत थेई थेई हावभाव नृत्य करत धारकें॥ श्रीजिन० (२)
हस्तक सुंदर द्वादश किरणें हांजी जिहां,
सघट घाट करत नाट त्यजि उचाट देवि घाट।
ललित हार हृदय सार धरत प्यार गुन अपार,
बाजे वंश भेरी ताल दुंदुभि अपारके ॥ श्री जिन० (३)
**शंखेश्वरपुर** मंडन सोहैं हांजी जिहां,
पार्श्वनाथ मोक्ष साथ अखय आथ देत हाथ।
दान सूर चढत नूर पाप पूर करत दूर,
**पद्मविजश शिष्य रूपविजय सार कारकें॥ श्री० जिन० (४)**

[ ११८ ]

## श्रीप्रभुविरचित

### श्रीशंखेश्वर पार्श्वनाथ स्तवन*

( ठुमरीनी चाल )

जगजीवनकी छबी देख सखी, मेरे नयन में छवि चाह रही।
अने हां हां जगजीवनकी० (१)

---

* પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

हांरे मति लीन भई तद ग्यान मई,
अब रंग सुरंग में लीन सखीरी प्रेम फद में आन परी।
अने हा हां जगजीवन० (२)

चंद चकोर ज्युं लीन भई, दग जोतमें जोति मिलाय रही।
अने हां हा जगजीवनकी० (३)

मग्नु कहे प्रभु पास शंखेश्वर, देखत सुरवधू मोही रही।
अने हां हां जगजीवनकी० (४)

[ ११९ ]

## श्रीचिदानंदजीविरचित

### श्रीशंखेश्वर पार्श्वनाथ स्तवन*

( चाल—नथणीसे ऊलकारुगी )

**श्री शंखेसर** पास जिणंदके, चरण कमल चित्त लागी।
सुणजो रे सज्जन नित्य, ध्याउगी (आकणी)

एहवा पण दढ धारी हियामें, अन्य द्वार नहि जाउंगी ॥ सुण० (१)
सुंदर सुरंग सलूणी मूरत, निरख नयन सुख पाउंगी ॥ सुण० (२)
चम्पा चमेली अरु मोगरा, अंगीया अंग रचाउगी ॥ सुण० (३)
शीलादिक शणगार सजी नित्य, नाटक प्रभुकुं दिखाउंगी ॥ सु० (४)
**चिदानंद** प्रभु प्राण जीवनकुं, मोतीयन थाल वधाउगी ॥ सुन० (५)

---

* શા. શિવનાથ લુમ્બાજી, પૂના તરફથી પ્રકાશિત "ચૈત્યવંદન-સ્તુતિ-સ્તવનાદિ સંગ્રહ" ભાગ પહેલામાંથી ઉતાર્યું.

[ १२० ]

## श्री विजयानंदसूरि (आत्मारामजी) म० रचित

### श्री शंखेश्वर पार्श्वनाथ स्तवन

मोरी बैंयां तो पकर शंखेश श्याम, मोरी० ।
करुणारस भरे तोरे नयन श्याम, मोरी बैयां० (१)
तुम तो तार फणींद जग साचे, तुम तो० ।
हमकुं विसार न करुणाधाम, मोरी बैयां० (२)
जादवपति अरति तें कापी, जादव० ।
धारित जगत शंखेश नाम, मोरी बैयां० (३)
हम तो काल पंचम वश आये, हम तो० ।
तुमेरो ही शरण जिनेश नाम, मोरी बैयां० (४)
संयम तप करणे क्षुद्र शक्ति, संयम० ।
न घरुं कर्म झकोर पाम, मोरी बैयां० (५)
आनंद रस पूरण सुख देखी, आनंद० ।
आनंद पूरण आत्माराम, मोरी बैयां० (६)

[ १२१ ]

## श्रीविजयानंदसूरि (आत्मारामजी) म० रचित

### श्री शंखेश्वर पार्श्वजिन स्तवन

( राग–कलींगडा )

[पा]स प्रभु रे तुम हम सोर के मोर, पास प्रभु० ( ए आंकणी )
जो कोई सिमरे शंखेश्वर प्रभु रे ।
डारेगा पाप नीचोर ॥ पास० (१)

तुं मनमोहन चिद्‌घन स्वामी रे ।
साहिब चंद चकोर ॥ पास० (२)
तुं मन विकसे भविजन केरा रे ।
फारेगा कर्म हिंडोर ॥ पास० (३)
तुंमज सुनेगा दिलकी वार्ता रे ।
तारोगा नाथ खरोर ॥ पास० (४)
तुंमज आतम आनंद दाता रे ।
ध्याता हुं तुमग किसोर ॥ पास० (५)

[ १२२ ]

## श्रीविजयानंदसूरि (आत्मारामजी) म० रचित

### श्री शंखेश्वर पार्श्वजिन स्तवन

( राग-कलिंगडानी ठुमरी )

तोरी छबी मनोहारी शंखेश श्याम,
नीलांबुजवत तोरे नयन श्याम, तोरी छबी० (ए आंकणी)
चंद जू वदन जगत तूम भासे ।
कलमल पंक पखारे नाम ॥ तोरी० (१)
नील वरण तनु भवि मन मोहे ।
सोहे त्रिभुवन करुणाधाम ॥ तोरी० (२)
पारस पारससम करे जनको ।
हाटक करनन तुमरो काम० ॥ तोरी० (३)
अजर अखंडित मंडित निज गुन ।
ईश निरंजन पूरे काम ॥ तोरी० (४)

अनघ अमल अज चिद्घनराशि ।
आनंदघन प्रभु आतमराम ॥ तोरी० (५)

[ १२३ ]

## श्री हर्षविजयजी महाराजविरचित

### श्री शंखेश्वर पार्श्वजिन स्तवन

( भाईजी सुन–जिनंदा तोरे चरण कमलकी रे–ए देशी )

श्रीशंखेश्वर दरशन कर रे, कर रे कर रे कर रे कर रे (ए आंकणी)
अद्भुत रूप मनोहर सुंदर, देखन तन मन हर रे ।
अकल सरूपी जगत जयंकर, काम क्रोध सब हर रे ॥ श्री० (१)
कमठासुरको मान भंजन कर, जगत जयकार सुं कर रे ।
जादव संकट दूर करीने, नाम शंखेश्वर धर रे ॥ श्री० (२)
देश देशांतर संघ आवे, पूजा नवनवी कर रे ।
अंगकी रचना पापकी कटना, सकल कर्म दूर टर रे ॥ श्री० (३)
राधनपुर संघ मन्त्री अति सुंदर, ओछव रचना भर रे ।
संघपति शिवचंदभाई हर्षा, जन्म जन्म दुःख हर रे ॥ श्री० (४)
वदी कार्तिक पंचमीने दिवसे, यात्रा करी मनहर रे ।
सकल संघकुं महानंद उपजे, ओछव मंगल घर रे ॥ श्री० (५)
वामानंदन जगदुःखखंदन, चंद वदन सम धर रे ।
मूर्ति प्यारी मंदनगारी, निरखत आनंदभर रे ॥ श्री० (६)
संवत सागर चार अंग विधु, ऊर्ज मास वदी न्हर रे ।
पास शंखेश्वर प्रभु अलवेसर, मुज मनमंदिरकुं धर रे ॥ श्री० (७)
कोर रोग सब दूर निवारी, पास प्रभु नित धर रे ।
आतम लक्ष्मी ते पद पामी, आनंद हर्ष सुं दर रे ॥ श्री० (८)

# સ્તુતિઓ

## [ ૧૨૪ ]

## શ્રીધનહર્ષમુનિવિરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તુતિ*

શ્રી શંખેશ્વર પાસજી સોહે, મહિમા મોટો મહિયલ મોહે,
માને નરવર કોડિ,
બહુ ભવકેરાં પાતિક ધ્રૂજે, ચંપક કેતકી કુસુમેં પૂજે,
વાસવ પરિકર જોડી;
અતિ નિરમલ સુંદર ગુણભરીઓ, સંયમ લેઇ કેવલ વરીઓ,
અષ્ટ કરમદલ મોડિ,
ધનહર્ષ સેવક ઈણિપરેં કહવેં, તુજ પદ પંકજથી સુખ લહવેં,
સ્વામી ભવભય છોડી. (૧)

નામ જિણા જિણનામસરૂપ, ઠવણ જિણા જિણપડિમારૂપ,
શ્રી સિદ્ધાંતે કહીઆ,
દવ્વ જિણા જિણવરના આખ્યા, ભાવ જિણા જિણ જે બહુ માહખ્યા,
કેવલનાણે લહિઆ;
જે છે જે હુઆ જે થાસ્યેં, તે તિત્થયરા જે નર ધ્યાસ્યેં,
તેણેં આણા વહિઆ,
સિવ પદ હોવે જસ સંપદ વંદિ, તે વલિ જિનવર સયલ સુરંદિ,
કિત્તિય વંદિય મહિઆ. (૨)

ત્રિપદી જવ ગણધરને આપે, દુવાલસંગિ તતખિણ થાપે,
જિનવર મહિમા એહ,

* પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું,

તિહાં કહીઓ મુનિજન આચાર, નવતત્ત્વાદિક ભેદ વિચાર,
વારિ સવિ સંદેહ,
યોગ વહિ ગુરુ પાસે ભણિઈ, ઈમ ભવ સંચિત પાતિક હણિઇ,
બોધિ બીજ તરુ મેહ,
ભણતાં ગુંણતા સાભળતાં, જે કહિ કરણી તે આચરતાં,
નિર્મલ થાઈ દેહ (૩)
શ્રી શંખેશ્વર પાસની સેવા, અહનિસ કરવા જેહને હેવા;
તે શ્રી ધરણુ કહાવે,
વલી દેવી પઉમાવઈ નામ, પ્રભુ સેવકનાં સારે કામ,
વંછિત ભોગ લહાવે,
તે સુર સુરિ સયલ સુખ પૂરે, વિઘન વલી તે ભવિના ચૂરે,
જે યાત્રાઈ આવે,
હીરવિજયસૂરિ નિર્જિતકામ, તસ શીસુ ધર્મવિજય બુધ નામ,
તાસ સીસ ઇમ બોલે (૪)

## [ ૧૨૫ ]

# શ્રીહંસરત્નવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તુતિ×

કલ્યાણ કારક, દુખ નિવારક, સકલસુખ આવાસ,
સંસાર તારક, મદન મારક, શ્રી સંખેશ્વર પાસ,
અશ્વસેન નંદન, ભવિ આનંદન, વિશ્વ વંદન દેવ,
ભવ ભીતિ ભંજન, કમઠ ગંજન, નમીજે નિત્યમેવ. (૧)

---

× શા. શિવનાથ લુબાજી, પૂના સીટીથી પ્રકાશિત "શ્રી ચૈત્યવંદન-સ્તુતિ-સ્તવનાદિ સંગ્રહ" ભાગ ત્રીજામાથી ઉતારી

ત્રયલોક દીપક, મોહ ઝીપક, શિવસરોવર હંસ,
મુનિ ધ્યાન મંડન, દુરિત ખંડન, ભુવન શિરઅવતંસ;
દ્રવ્ય ભાવ થાપન, નામ ભેદન, જસ નિખેવા ચાર,
તે દેવદેવા, મુક્તિ લેવા, નમો નિત્ય સુખકાર. (૨)
ષટ્ દ્રવ્ય ગુણ–પરજાય નયગમ, ભેદ વિશદ વાણી,
સંસાર પારા–વાર તરણી, કુમતિ કંદ કૃપાણી;
મિથ્યાત્વ ભૂધર, શિખર ભેદન, વજ્ર સમ જેહ જાણી,
અતિ ભગતિ આણી, ભવિ પ્રાણી, સુણો તે જિનવાણી. (૩)
જસ વદન શારદ, ચંદ સુંદર, સુધાસદન વિશાલ,
નિકલંક સકલ, કલંક તમહર, અંગ અતિ સુકુમાલ;
પદમાવતી સા, ભગવતી સવિ, વિઘ્ન હરણ સુજાણી,
શ્રી સંઘને કલ્યાણકારણી, હંસ કહે હિત આણી. (૪)

## [ ૧૨૬ ]

# શ્રીનયવિમલજીવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તુતિ

શંખેશ્વર પાસજી પૂજીએ, નર ભવનો લાહો લીજીએ;
મન વાંછિત પૂરણ સુરતરુ, જય વામાસુત અલવેસરુ. (૧)
દોય રાતા જિનવર અતિ ભલા, દોય ધોલા જિનવર ગુણનીલા;
દોય નીલા દોય સામળ કહ્યા, સોલે જિન કંચનવર્ણ લહ્યા. (૨)
આગમ જે જિનવરે ભાખીયો, ગણધર તે હિયડે રાખીયો;
તેહનો રસ જેણે ચાખીયો, તે હુઓ શિવસુખ સાખીયો. (૩)
ધરણીધર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વતણા ગુણ ગાવતી;
સહુ સંઘનાં સંકટ ચૂરતી, **નયવિમલના*** વાંછિત પૂરતી. (૪)

---

* આ કવિનું બીજું અને વધુ પ્રસિદ્ધ નામ જ્ઞાનવિમલસૂરિ છે.

## [ ૧૨૭ ]

# ઉપાધ્યાય શ્રીતેજરુચિવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તુતિ+

શ્રી શંખેશ્વર પાસ જિણંદ, દરિસણુ દીઠે અતિ આનંદ,
મોહનવલ્લી કંદ,
પ્રત્યક્ષ મહીમા જેહનો જાણી, આવે સુરનર ઉત્તમ પ્રાણી,
ભાવ ભક્તિ મન આણી;
પુરિસાદાણી પુહવી પ્રસિદ્ધ, નામ જપંતા સઘળી રિદ્ધ,
દરિસણથી નવે નિદ્ધ,
મહિમાવંત મન મોહન સ્વામી, પૂરવ પુન્યપસાયે પામી,
સેવો અહોનિશ ધામી. (૧)
સિત્તેર સો જિન સમરણુ કીજે, માનવ ભવનો લાહો લીજે,
કારજ સઘળાં સીજે,
પન્નરે ક્ષેત્રે એહ જિણંદ, સેવ કરે જસ સુરનર ઈંદ્ર,
ટાલે દોહગ દંદ;
સંપ્રતિ કાલે જિનવર વીશ, સીમંધરાદિક નામું શીશ,
ભાવ ભલે જગદીશ,
સિત્તેર સો જિન યંત્ર પસાય, અલીય વિઘન સવી દૂરે જાય,
મનવાંછિત ફૂલ થાય. (૨)
સાધુ સાધ્વી વૈમાનિક દેવી, અગ્નિ ખુણે એહ પર્ષદા લેવી,
જિનવાણી નિસુણેવી,
ભુવનપતિ વળી વ્યંતર દેવી, જ્યોતિષી દેવી એમ કહેવી,
નૈઋત ખુણે રહેવી;

+ શ્રી જાલોરગઢ નિવાસી, ગોરુમલજી ઉમેદરામજીએ છપાવેલ "ચૈત્યવંદન સમુચ્ચય"માંથી ઉતારી.

વાયવ્ય ખુણે વળી વ્યંતર દેવા, ભુવનપતિ જ્યોતિષી કરે સેવા,
ઓધિબીજ ફળ લેવા,
વૈમાનિક દેવ રાજા રાણી, ઈશાન ખુણે એહ કહાણી,
ઈમ સુણે સહુ જિનવાણી. (૩)
ઘમ ઘમ કરતી ઘુઘરી ઘમકે, કટીલંકે કટીમેખલા ખલકે,
બાંહે બહેરખાં ઝલકે,
મસ્તક વેણી વાસે વસીઓ, સાર શરીરે કંચુક કસીઓ,
જિનચરણે ચિત્ત વસીઓ;
ધરણેંદ્ર જાયા રંગ રસાલી, અતિયશા જાણે સાર મરાલી,
પાસશાસન રખવાળી,
શ્રી **તપગચ્છ** સુવિહિત સુખદાઈ, તેજરુચિ વિબુધ વરદાઈ;
દ્યો દોલત મુજ માઇ. (૪)

[ ૧૨૮ ]

## શ્રી નયવિજયજીવિરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તુતિ*

**શ્રી સંખેસર** પાસ જિણંદ, જસ મુખ સોહે પુનિમચંદ,
સાચો સુરતરુ કંદ,
અશ્વસેન કુલ કમલ દિણંદ, વામા રાણી કેરો નંદ,
નામે પરમાણંદ;
ચરણ કમલ સેવે નાગિંદ, તુઠો આપે પરમાનંદ,
ટાળે ભવ ભય ફંદ,
જેહને સેવે સુર નર ઈંદ, જસ સમરણ લહીઈ આણંદ,
વંદો પાસજિણંદ. (૧)

---

* પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

શેત્રુંજે શ્રી ઋષભ જિનેશ, અષ્ટાપદ જિનવર ચઉવીસ,
સમેતશિખર જિન વીસ,
આબૂઈ શ્રી આદિ જિણેસ, તારંગે વંદુ અજિત જિણેસ,
ગિરનારેં નેમિશ;
સંખેસર શ્રી પાસ જિણેશ, અંતરિક પ્રણમું જગદીશ,
વિહરમાન જિન વીસ,
અવર જિકે છે જગદીશ, સ્વર્ગ મૃત્યુ પાતાલ જગીસ,
તે વંદુ નિશ દિસ. (૨)

અંગ ઈગ્યાર ઉપાંગ વલી બાર, દશ પઇનાં છ છેદ સાર,
નંદિ અનુજોગદ્વાર,
વારૂ મૂલ સૂત્ર ચાર, જેહ માંહે છેં સકલ વિચાર,
શિવસંપત્તિ દાતાર;
જિનવર ભાખે અરથ ઉદાર, ગણધર સૂત્ર રચે અતિસાર,
જીવાજીવ વિચાર,
જેહથી લહિઈ ભવનો પાર, તે સિદ્ધાંત સુણો નરનાર,
આણિ ભાવ અપાર. (૩)

ચરણે નેઉર રમઝમકાર, કાંકણિ સબદ સમૂહ સફાર,
કટિ મેખલ ખલકાર,
ઉર વર સોહે મનોહર હાર, ભૂષણ ભૂષિત અંગ ઉદાર,
શોભિત સોલ શૃંગાર;
પાસ જિણેસર ચરણાધાર, સેવક જનને દિઈ આધાર,
સંઘ સકલ સુખકાર,
પદ્માવતી દેવી મનોહાર, પંડિત જ્ઞાનવિજય સુખકાર,
નયવિજય જયકાર. (૪)

## [ १२९ ]

# શ્રી રંગવિજયજીવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તુતિ*

**શ્રી શંખેશ્વર** પાસ જિણેસર, વીનતી મુજ અવધારો જી,
દુરમતિ કાપી સમકિત આપી, નિજ સેવકને તારો જી;
તું જગનાયક શિવસુખદાયક, તું ત્રિભુવન સુખકારી જી,
હરિ હિતકારી પ્રભુ ઉપગારી, યાદવ જરા નિવારી જી. (૧)

**શ્રી શંખેસરપુર** અતિ સુંદર, જિહાં જિન આપ વિરાજે જી,
સુરગિરિ સમ અતિધવલ પ્રાસાદેં, દંડ કલશ ધ્વજ રાજે જી;
ચિહુ દિસિ બાવન જિન મંદિરોં, ચોવીસેં જિન વંદોજી,
ભીડભંજન જગગુરુ મુખ નિરખો, જિમ ચિર કાલેં નંદોજી. (૨)

**શ્રી શંખેશ્વર** સાહિબ દરીસન, સંઘ બહુ તિહાં આવેં જી,
ધન કેકી જિમ જિનમુખ નિરખી, ગોરી મંગલ ગાવેં જી;
આઠ સતર એકવીસ પ્રકારેં, અઠોત્તર બહુ ભેદેં જી,
આગમ રીતેં જે જગગુરુ પૂજેં, તે કર્મ કઠિનને છેદેં જી. (૩)

**શંખેશ્વરજીનેં** જિમણેં પાસેં, મા પદમાવતી દીપેં જી,
સુરપતિ ધરણરાજ પટરાણી, તેજેં રવિશશી જીપે જી;
તપગચ્છપતિશ્રીવિજયજિણેંદસૂરિ, અહનિસિ તસ આરાધેં જી,
કૃષ્ણવિજય જિનેસવા કરતાં, રંગ અધિક જસ વાધેં જી. (૪)

ઇતિ શ્રી શંખેશ્વર જિનરાજની સ્તુતિ છે. લિ. શ્રી સૂરતિનગરે
શ્રી શંખેશ્વર પાર્શ્વજિન પ્રસાદે.

---

* પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

[ १३० ]

# મુનિ તત્ત્વવિજયજીવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તુતિ×

શ્રીપાસ જિણેસર ભુવન દિણેસર, સંખેસ્વરપુર સોહે જી,
બાવનાચંદન ઘસી ઘણું ભાવે, પૂજંતાં મન મોહે જી;
પુરસાદાણી વામા રાણી—જાયો એહ જિણંદો જી,
કમઠા હઠ એહ સઠ નિવારિ, નાગ કીયો ધરિણંદો જી. (૧)

ઋષભાદિક ચોવીસે જિનવર, ભાવ ધરીનેં વંદો જી,
વર્તમાન જિન મૂર્તિ દેખી, હઇડે હોએ આણંદો જી;
અઢી દ્વીપમાં હુઆ વલી હોસે, જિનવર કરું પ્રણામ જી,
કર્મ ક્ષય કરી મુગતે પોહતા, ધ્યાઉં તસ જિન નામ જી. (૨)

જિનવરવાણી અમીય સમાણી, સકલ ગુણની ખાણી જી,
ઇગ્યાર અંગ ને બાર ઉપાંગ જ, ગણધરદેવ ગુંથાણી જી;
જે જે લોકો સુણો રે ભવિકા, હ્રદયે ઉલટ આણી જી,
ભવોદધિનો પાર ઉતરવા, નાવા રુડી જાણી જી. (૩)

રજનીકરમુખી મૃગલોચની, દેવી શ્રી પદ્માવતી જી,
ઉપદ્રવ હણતી વંછિત પૂરતી, પાસના ગુણ જે ગાવતી જી;
ચઉવિહ સંઘને રખ્યાકારી, પાપ તિમિરનેં કાપે જી,
દેવવિજય કવિ સીસ તત્ત્વને, વંછિત તેહ જ આપે જી. (૪)

---

× પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

# લાવણી, રાજગીતા, પદ વગેરે

## [૧૩૧]

## પં. શ્રી રૂપવિજયજીવિરચિત

### શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ લાવણી*

નમત અમર નર નિકર ચરણુ જસ પરમ જ્યોતિ પાવનકારી,
કેવળજ્ઞાન વિરાજિત પરમાનંદકંદ જનહિતકારી;
નિરુપમ વદન રદન દ્યુતિ દિપેં નેન સોહે પંકજવારિ,
વામાનંદન ચંદનચરચિત **પાસ સંખેસર** સુખકારી.
( એ આંકણી ) ( ૧ )

સિદ્ધ બુદ્ધ ગુણુ ઈદ્ધિ નિરંજન પરમજ્યોતિ તું અવિકારી,
નિર્મળ પરમાતમ પરમેસર પરમરૂપ જનહિતકારી;
આવિર્ભૂત યથાસ્થિત કેવળજ્ઞાન–ચરણુ–દર્શનધારિ,
વામા૦ ( ૨ )

ગત નિદ્રા તંદ્રા ભય ભ્રાંતિ રાગ દ્વેષ સંશય પિડા,
સોક મોહ પુનિજન્મ જરા મૃતિ ક્ષુધા તૃષા શ્રમ તેં જિતા;
મદન્માદ મૂર્છના કૌતિક વર્જિત તું પ્રભુ અવિકારિ,
વામા૦ ( ૩ )

અકલ સ્વરૂપિ અરૂપિતિ સકલ કરણુ રહિત કલ્પન ટારી,
અનંત વીર્જ પ્રગટર્યું તુજ ક્ષાઇકિ તુંહિ દેવ જગ ઉપગારિ;
સકલ પુરણુતા ઘટમાં પ્રગટિ તુંહિ સનાતન ગુણુધારિ.
વામા૦ ( ૪ )

---

* શેઠ આણુદજી કલ્યાણુજીની પેઢી (પાલીતાણા) હસ્તકના શાહ અંબાલાલ ચુનીલાલના જ્ઞાનભંડારની હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતારી.

પંચ હૃસ્વાક્ષર ગુણુ સૈલેસિ થઇ અલેસિ તું સ્વામિ,
સાદિ અનંત અનોપમ અક્ષય નિજ ગુણુ થિરતા તેં પામિ;
રોગ સોગ ગતલોગ કૃતારથ પરમધામ ગુણગણુધારિ,
વામા૦ ( ૫ )

ભિમ ભગંધર કોઢ અઢારહ નામ જપ્યાં સવિ દૂર ટલે,
હિક હરસ નાસૂર ન થાએ જઠર ગાંઠ તે દૂર ટલે;
નમણુજલેં જાદવ પરેં દેહ કરે સોભાકારિ,
વામા૦ ( ૬ )

જલન જલોદર જલભય વિષધર હરિ કરિ અરિયણુ જાય પરા,
ડાકિણી સાકિણિ પીડ કરે નહિ જે તુજ ધ્યાએ ધ્યાન નરા;
રિદ્ધિ સિદ્ધિ પ્રગટેં તસ મંદિર જે જન તુજ સેવાકારિ,
વામા૦ ( ૭ )

દેહદ્યુતિ દિનકર સમ દિપેં જિપેં કુવાદીકરીંદ્રઘટા,
પુર્વાપર અવિરોધિ સ્યાત્પદલંછિત વરસે વચનછટા;
નિરુપમ ચોત્રીસ અતિશય સોભિત ત્રણ્ય જગત જન નિસ્તારિ,
વામા૦ ( ૮ )

કાશી દેશ વણારસિ નગરિ અશ્વસેન કુલ દિવસમણિ,
ત્રણ્ય ભુવનમાં સુંદર રાજે કીરતી ઉજલ નાથ તણિ;
સેવક જન મનવંછિત પૂરણુ રયણુ ચિંતામણિ મનોહારિ,
વામા૦ ( ૯ )

નાગરાય સેવા કરે અહનિસિ પદમાવતી પરતો પૂરે,
પાર્શ્વજક્ષ પરગટ થઇ ભવિના વિઘનકોડ ક્ષણુમાં ચૂરે,
ચોસઠી ઈંદ્ર કરે જસ સેવા શિવસુખ લેવા મનોહારિ.
વામા૦ ( ૧૦ )

**સંખેસરપુર** મંડણ સાહિબ પાપવિહંડણ તું સાચો,
**ઉત્તમ** તુજ પદ **પદ્મ**ની સેવા ભક્તિ કરેં તે નર સાચો;
**રૂપવિજય** કહે ગાય લાવનિ જિનની તે વરેં શિવનારિ,
વામાનન્દન ચન્દનચરચિત પાસ **સંખેસર** સુખકારી. (૧૧)

ઇતિ શ્રી શંખેશ્વર જિન લાવની સમાપ્ત.

પાઠાર્થ અંબારામ શ્રી શુભ છે. અમદાવાદમાં લખી.

## [૧૩૨]

# શ્રી ઉદયવિજય વાચકવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ રાજગીતા×

સકલ મંગલતણી કલ્પવેલી, તીર્થંકર લચ્છીની જે સહેલી;
સરસતિ વરસતિ સરસ વાણી, આપી હિતહેતુ તે ચિત્ત આંણી. (૧)
સકલ સંપત્તિતણો જે વિધાતા, સકલ ભવિ જાસ ગુણ રંગ રાતા;
**પાસ સંખેસરો** તેહ દીપે, હેજ તેજે સસી સૂર જિપે. (૨)

( ફાગ )

તે સાહિબ સોભાગી નીરાગી ભગવંત,
શુણવા મુજ મતિ જાગી ભાગી ભાવઠ તંત;
હવે આલસ પરિછંડુ મંડુ પ્રભુસ્યું નેહ,
જેહ થકી દુઃખ નીકસઈ વિકસઈ સુખ અચ્છેહ. (૩)

( દુહો )

એક સુવિવેક પ્રભુ તુંહી દીસઈ, તુઝથી હિયલડું માહરૂં હેજ હીસઈ;
એક તું કલ્પતરુ રાય રોપ્યો, અમ્હતણો પુણ્ય અંબાર ઉપ્યો. (૪)

× પાટણની મુનિરાજ શ્રી જસવિજયજીના જ્ઞાનભંડારની એક હસ્તપ્રત ઉપરથી ઉતારી અને ત્યાંની જ બીજી બે હસ્તપ્રતો તથા રાધનપુર અખીદોશીની પોળમાંના શ્રી લાવણ્યસૂરિ જૈનજ્ઞાનભંડારની પહેલી નવ કડીવાળી અધૂરી હસ્તપ્રત સાથે મેળવી.

( ફાગ )

ધન્ય દિવસ ધન્ય તે ઘડી ધનવેલા મુજ તેહ,
જબ સુખદાયક નાયક ત્રાયક નિરખસ્યું હેજ;
સરવર જિમ કમલાકર દિનકર કરેં તેજ,
મન વિકસેં તિમ માહરું તાહરું નિરખત હેજ. (૫)

( દુહો )

બુદ્ધ ભગવંત અરિહંત સાંમી, સિદ્ધસિમંતિની ભોગ કામી;
આજ તું એક આધાર મિલિઓ, આજથી માહરો દિવસ વલીઓ. (૬)

( ફાગ )

સાહિબ સાંભળો વિનતિ જે હૂંતી બહુ દીન ચિત્ત,
આજ મિલ્યો કરુણાકર તારક તું જગમિત્ત;
એતા દિન તુજ સેવના દેવનાદેવની કીધ,
કેવલ આસથી પ્યાસથી મોહસુરા મેં પીધ. (૭)

( દુહો )

મોહ માયા મહારંભ ખાણી, પ્રીતની મોહમાયા નિસાણી;
મોહમાયા વસેં વિશ્વ પડીયો, મોહનેં તંતુ જગતંતુ જડીયો. (૮)

( ફાગ )

માયા જગ ધૂતારી ઉતારી નવિ જાય,
એ સંસારની માયા છાયા નવિ મુકાય;
એ માયાઈ હરિ હર સુર નર સસીધર સૂર,
મોહ મહાસવ પાનેં વાનેં પ્રગટયો નૂર. (૯)

( દુહો )

આજ હું પ્રભુતણે રંગ રાતો, આજ હું પ્રભુતણેં મોહ માતો;
આજ એ કામઘટ મેં હિં પાયો, સુરમણિ આજ અણચિંત આયો. (૧૦)

( ફાગ )

ભાવઠના દિન નાઠા માઠા દુશમન દૂર,
મંગલ માલિકા બાલિકા રંગ સુરંગ સનૂર;
કામગવી ઘર આંગણે અતિ ઘણે હેજ હસંત,
ઉત્તમ નર લીલા કરે જય વરેં સુખ વિલસંત. (૧૧)

( દુહો )

ભુવનપતિ ધરણુ પાયાલલોકેં, મન્મથપતિ ચક્રિ તે મનુયલોકેં;
શક્ર સુરલોક તે રાગ વાહ્યો, નારી પાયે પડી ઉર ઉમાહ્યો. (૧૨)

( ફાગ )

નગન નચાવ્યો હો શંકર કિંકર પરિ ગિરિબાલ,
ઉપરિ અવધરી શિર સુરસરિતા અસરાલ;
વિષ્ણુતણી જે લીલા તે સવિ જાણે લોક,
બ્રહ્માની નિજપુત્રી સવિત્રી તસ ભોગ. (૧૩)

( દુહો )

રામ સીતાવિયોગે વિલાપી, રોહિણીલીન ચંદો સરાપી;
નલ,જિસ્યા તેહ પણિ મોહચોરેં, રંકપરિ રાખીઆં આપ જોરે. (૧૪)

( ફાગ )

મોહતણેં કટકેં ભટ ઉદભટ રીણુ સીણુગાર,
ક્રોધ માન માયા મદ લોભ જિસ્યા જુજાર;
તે માંહિ પીણુ સમરથ મનમથ અતિ ભડવાય,
મોહ વસ્યેં જગવાપ્યો ઉથાપ્યો નવિ જાય. (૧૫)

( દુહો )

ચક્રધાર હલધરા વાસુદેવા, દોય વણુ અવર દેવાધિદેવા;
મોહ માયા તણે જોર વાહ્યા, લોગફલ સીમ ચારિત્ર ન પાયા. (૧૬)

( ફાગ )

નંદિષેણુ પીણુ સરિખા પુરુષા બાવન વીર,
આષાઢાદિક ગાઢા રાઢા રાખણુ ધીર;
મોહ જોહ અતુલી બલ તેણિ મનાવી આણુ,
રાંક ઢિંક કુણુ આસિરેં જગિ સરઈ મોહમંડાણુ. (૧૭)

( દુહો )

મોહેં મરુદેવિ સુત દુઃખ રેલી, મોહે રાજીમતી પણુ ગહેલી;
મોહ લીલાહ સઘળી પહેલી, મોહની આણુ કોણે ન ઠેલી. (૧૮)

( ફાગ )

મોહે જોવન જાગે લાગઈ તવ રતિપ્રીત,
મોહતણી જગ એકજ ટેક જગે જગદીશ;
રાગેં જોર અથાગેં ભાગેં શિલની લીહ,
એકાદશ ગુણઠાનેં ટાંણેં મોહની લીહ. (૧૯)

( દુહો )

મોહ તે એમ મિથ્યા ભમાડેં, આપણેં ફંદ જગ જંતુ પાડેં;
દંપતી દોઇ રંગે રમાડેં, સંત પણિ દોષ તસ નવિ દેખાડેં. (૨૦)

( ફાગ )

મોહતણે રસિ પરવસ એ સઘલો સંસાર,
આદિ અનાથ નીગોદથી ભમતાં દોહિલો પાર;
રામા હામા ધન ધન એ દોય જાંણે સાર,
સાર ધરમ તે નવિ કહેં તે ગતિ લહે કિરતાર. (૨૧)

( દુહો )

એક એ મોહ તે મહામાયા, એક એ મોહ સંસારછાયા;
મોહ આરામની નીક રામા, તેહના લોકનેં ફટકે ભામા. (૨૨)

( ફાગ )

પાપણી સાપણી કામણી દામણી જિમ ચમકત,
વિષમ વિષય વિષધારી પ્યારી રમઠમકત,
ભોલા ભરમે ભમાડે પાડઈ માયાપાશ,
કુડ પ્રપચે વચઈ ખચઇ નિજ મતિ રાશિ (૨૩)

( દુહા )

પેખિ ચુલણી મહામોહ માતી, પુરુષ પર પ્રેમસ્યું રગિ રાતી,
કર્મ ચડાલમુ કરણુ લાગી, પુત્ર વધવાતણી કુમતિ જાગી (૨૪)

( ફાગ )

પરદેશી નૃપ બોલવ્યો રોલવ્યો દુષ્ટ જુ દાસ,
નાગિ દુરગતિ મેલવે કેલવે કપટ વિલાસ,
તોહિ જ તસ મુખ દીઠે નિઠે પુણ્યની રાશિ,
સ્ત્રીરૂપે મોહભૂપે ભવરૂપે ધર્યો પાસ (૨૫)

( દુહા )

ધન્ય તુ જેહ તે મોહ જીત્યો, મોહ વેરી ગજણો તું વદિ તો,
મે હવે તોહિ દિદાર પાયો, માનુ ગગાજલે આજ નાહ્યો (૨૬)

( ફાગ )

મોહ અરિમદમૂરણુ પૂરણુ પરમ પસાય,
શખેસર પરમેસર કેસર ચરચિત કાય,
દેવ દયા કર ઠાકર ચાકર નજરિ નિહાલિ,
દુખટાલક જગપાલક નિજ બાલક પ્રતિપાલિ (૨૭)

( દુહા )

એટલા દિવસ દુખ માહિ દીઠા, આજથી સર્વ તે દુખ નીઠા,
હવે પ્રભુ સાર સભાર કીજે, સુખ નીરાબાધ વલિ બોધિ દીજે (૨૮)

( ફાગ )

ફરિ ફરિ મીનતિ વીનતિ જિન પતિ કેતિ કરાય,
ગિરુયા સાહિબ આગલિ લાગ લહિ કહેવાય;
સ્વામી હુઇ તે જાણું આણે નિજ ભણી નેહ,
સેવક વંછિત પૂરીઈ ચૂરીઇ દુરિત અચ્છેહ. (૨૯)

( દુહો )

મેહથી મોર જિમ મોહ માચેં, મુજ મન તુજથી રંગિ રાચેં;
માનુ હવિ મુજ તું સહી તૂઠો, માહરેં અંગિ આણંદ વૂઠો. (૩૦)

( ફાગ )

મુજ સમકિત અજુઆલિઈ ટાલીઇ દુઃખજંજાલ,
સેવક જન સંભાલીઇ પાલીઇ પરમ કૃપાલ;
મૃગતૃષ્ણા મદ મોડીઇ જોડિઈ સુખ ભરપૂર,
નાણરયણ મુજ દીજેં કિજે અદ્‌ભુત નૂર. (૩૧)

( દુહો )

જ્ઞાનધર નૂર તે વિશ્વ દીપો, જ્ઞાનધર પુરુષ તે ચિરંજીવો;
નાણુ તેજઈ કરી રાગ વાહેં, શાંતિસુધારસ કુંડ નાહે. (૩૨)

( ફાગ )

દાલિદ્ર દુઃખ તે તબ લગે જબ લગેં જ્ઞાન ન હોઇ,
જ્ઞાનતણા જે દરીઆ તે તરીયા સહુ કોઈ;
ભોગી ભમર ભરતેસરી સો થયો જાણતો,
આરીસા ભવનમાંઈ પામ્યો કેવલનાણુ તો. (૩૩)

( દુહો )

જ્ઞાન પરણુત થકી યોગ પામેં, સિદ્ધ લીલા સતિ જેહ કામેં;
તેહ તીર્થંકર સતી જેહ ..., તેહથી વાંણી અદ્યાપિ પીજઈ. (૩૪)

( ફાગ )

નાણુવેલ અલવેસર શંખેશ્વર મંડાણુ,
મંગલકમલા કારણુ તારણુ ત્રિભુવન ભાણુ,
જે ઇમ ભાવઈ ગાવઈ પાવે નિત કોડિ,
નિત નિત રંગ વધામણા અતિઘણા પૂરે કોડિ (૩૫)

( દુહો )

શ્રી વિજયદેવ તપગચ્છ રાજા, શ્રી વિજયસિંહ ગુરુ વડ દિવાજા,
વાચક ઉદયવિજય પ્રણીતા, પાસ જિનવરતણી રાજગીતા (૩૬)

[ ૧૩૩ ]

# શ્રી વીરવિજયજીવિરચિત

## શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પદ*

( રાગ-ગમમ્લિ )

તુમ દેખો માઈ, અજબ જોતિ મેરે જિનકી
કોડ સૂરજ જો એકઠા કીજે, હોડ ન હોવે રતનકી,
તુમ દેખો માઇ, અજબ જોતિ મેરે જિનકી (૧)

ઝિગામિગ જોતિ ઝલાહલ ઝલકે, કાયા નિલવરણકી,
તુમ દેખો માઇ, અજબ જોતિ મેરે જિનકી (૨)

વીરવિજૈકે પાસ શંખેસર, આગ્યા પૂરોની મેરે મનકી,
તુમ દેખો માઈ, અજબ જોતિ મેરે મનકી (૩)

* પાટણની મુ. જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું.

## [ ૧૩૪ ]
## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન વિનતિ×
( દેશી—કડખાની )

આજ જિનરાજ મિરતાજ સુખ સાજમ્યો,
છાજતો ગાજતો ગુહિર ગાજી,
પાસ સંખેસરો પ્રગટ પરમેસરો,
ભેટિ ભય મેટિ બહુ ભયો રાજી આજ૦ (૧)
દેખિ સવિશેષ અનિમેષ સુખ સુખકરુ,
પ્રભુતણો હું ઘણો ધન્ય એહા,
દિવસ વેલા ઘડી પુણ્ય સો પડવડી,
વડી વડી ભાતિ વિકસે સનેહા આજ૦ (૨)
સાર સુખકાર દિદાર તુજ નિરખતા,
પરમ પાવન ભયો ભુવનસ્વામી,
તેણુ ગુણ લીણુ સુકુલીણુ પ્રભુ સેવવા,
હેવ હિવે દેવનાદેવ પામી આજ૦ (૩)
અંગ ઉમંગમ્યો પ્રભુતણે રંગમ્યો,
ચરણ સુખ સંગમ્યો ચિત્ત વલગુ,
નયનસુખ નયનસુખ નિરખિ હરખિત ઘણો,
એક ખિણુ પિણુ રહે નાહિ અલગુ આજ૦ (૪)
શ્રવણગુણ શ્રવણુ વિણુ પ્રવણુ ખિણુ નવિ ગણે,
નિત ભણે નામ રસના રસીલી,
ધ્યાન મંધાન કરિ આણિ મનમા ધર્યો,
ધાગીઈ તુહિ પ્રભુ અગમગીલી આજ૦ (૫)

---

× પાટણની મું જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતારેલ આ વિનતિની શરૂની ૧૪ કડી મળે છે, તે પછીની નથી મળતી એટલે તેના કર્તા કે રચનાસંવત સંબંધી કશો નિર્ણય કરી શકાતો નથી

આણુ પરમાણુ જિનભાણુ ઈણુ પર ભવેં,
તાહરી તારણી ભવતણી જે;
એમ બહુ પ્રેમરસ ભાવીએ,
આવીએ ભવેં પ્રભુ નયણુ નીચે. આજ૦ (૬)

સકલ સંસાર સુખકાર દીદારને,
આવી દરબાર દુઃખપાર પાયો;
સુકૃત અંકુર શુભ નૂરે પેદા થયો,
ગહગહ્યો સુજસ જગમાં સવાયો. આજ૦ (૭)

દેવનાદેવની સેવના વિણુ જિકે,
દિન ગયા તેહ સહી નાંહિ લેખે;
આજથી નેહ મહારાજથી નિત નવો,
મુજ હેવો તેણુ સુખસ્વામી દેખે. આજ૦ (૮)

ધન્ય જન જિન તિકે ચરણુ શરણે ઝુકે,
નિકટ અટકે ટકે ભક્તિ ભાવેં;
સુકૃત કૃત ગેહ નિજ દેહ સુણ લહી,
અનુભવ ભુવન પ્રભુતા સવાઈ. આજ૦ (૯)

અષ્ટ મહાસિદ્ધિ સવિ ઋદ્ધિ નિધિ નવ સવે,
બુદ્ધિ બહુ લબધિ પ્રભુચરણ સેવે;
મોજ મહિરાણુ જિનભાણુ નિજ જાણીનેં,
નિજ ભણી તેણુ બગસેં સદૈવ. આજ૦ (૧૦)

ભંજવા ભીતિ ભવભવતણી ભવિતણી,
નાદ દુંદુભિતણે ગયણુ ગાજે;
ધમ ચક્રી જયો જગતમેં જિનપતિ,
ધર્મચક્રતણે આગેં વિરાજે. આજ૦ (૧૧)

સ્વસ્તિ કરવા સદાકાલ નિજ બાલને,
સ્વસ્તિકાદિક ધરે દેવ આગેં;

નૃતિ કરેં બહુપરેં સરસ સુરસુંદરી,
રંજવા ભક્તિ મન ભક્તિ રાગેં. આજ૦ (૧૨)
એમ જગ ખેમ કરવાભણી બહુ ગુણી,
જિનતણી લાછિ લખ ભાંતિ માંણે;
અસુર સુર કોડિ કર જોડિ આગેં ખડા,
પ્રભુતણી પરમ પ્રભુતા પ્રમાણેં. આજ૦ (૧૩)
અલખ લખિ લાભ અભિલાખ સુખ સાખિસ્યોં,
ઈણિ પરિં પરમ ઉપગાર કારી;
પ્રભુતણો ચરણુ પરિચરણુ હિવેં અણુસર્યો,
તેણે ત્રિકરણુ કરી એક તારી. આજ૦ (૧૪)
કુમતિ મલિ વા....( અહીંથી આગળનો પાઠ નથી મળતો. )

## [ ૧૩૫ ]

# શ્રીરંગવિજયજીવિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન કવિત્ત*

( કવિત્ત–છપ્પય )

જય જય જય જગતાત ત્રાત ભવતાપનિવારન,
સરણાગત સિરધાર તરણ જગજનકે તારન;
કમલાપતિકે કાજ પ્રગટ જિનરાજ પધારે,
જરા નિવારી જીત સકલજન કાજ સુધારે.
ગુન અમિત લાખ પાતિક હરન, હરિતધારન જન સુખકરન;
કર જોર રંગ વંદત, શ્રી શંખેશ્વર અસરનસરન. (૧)

સંપૂર્ણ. સં. ૧૮૭૬ કા૦ વ૦ ૧૪

*પાટણની મુ. શ્રી જસવિજયજીના ભંડારની હસ્તપ્રત ઉપરથી ઉતાર્યું અને પાટણની મુ. શ્રી. પુણ્યવિજયજી મ. પાસેની પ્રત સાથે મેળવ્યું.

# ४ ગુજરાતી ઉદ્ધૃત વિભાગ

[ ૧૩૬ ]

વઢવાણિ ન વિલંબુ કિઉ જિમિઉ કરીરે ગામિ,
મંડલિ હોઇઉ પાડલએ નમિયઊ એ નમિયઊ નેમિસું
જીવિતસામી;

શંખેસર સફલીયકરણુ પૂજિઉ પાસ જિણિંદો,
સહજુસાહુ તહિં હરવિયઉ એ દેખિઊ એ દેખિઊ
ફણિમણિવૃંદો. ( ૫ )

'સમરારાસુ' ઢાલ–૧૨, કડી. ૫, 'પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ' પૃ. ૩૭ થી ઉદ્ધૃત.

[ ૧૩૭ ]

સંભારું શંખેશ્વર ઠામઈ, પ્રથમ અઠોત્તર સઉ પરણામઈ;
નવનિધિ સિદ્ધિ થાઈ જિનનામઈ, પ્રભુ પૂજાઈ જન સુખ
પામઈ. ( ૪ )

ઉપાધ્યાય શ્રીમેઘવિજયજીવિરચિત 'પાર્શ્વનાથ નામમાલા' ઢાલ ૧, કડી ૪, 'શ્રીપ્રાચીન તીર્થમાલા સંગ્રહ' ભાગ પહેલો, પૃ. ૧૪૯ થી ઉદ્ધૃત.

[ ૧૩૮ ]

ઇણપરિ પાસજિણંદજી એ, ઠવડણા દેસઇ દેસ,
સંખેસર સુરતરુ એ;

નામમાલા એ નિત ભણુઈએ, તસ દિઈ લચ્છિ અસેસ,
જિણેસર જયકરુ એ. (૨૬)
ધન્ય દિવસ મુઝ આજનો એ, સફલ થયો અવતાર; સંખે૦
નામ મંત્ર કરી હું જપું એ, પ્રભાવતી ભરતાર. જિણે૦ (૨૭)
ધરણિંદ નઈ પદ્માવતી એ, પાસયખ્ખ જિનપાસ; સંખે૦
દેવ અનેક સેવા કરઈ એ, પૂરઈ સેવક આસ. જિણે૦ (૨૮)
ॐ હ્રીં શ્રીં અર્હં ભણી એ, માંહિ વરણ અઢાર; સંખે૦
ધ્યાઈ ધવલઈ ધ્યાનસું એ, તે લહઈ કેવલ સાર. જિણે૦ (૨૯)
કોહ લોહ મદ ગોહસું એ, બાંધ્યાં કરમ દુરંત; સંખે૦
દેવ દિણેસર દરિસણઈ એ, છોડઈ તે સવિ સંત. જિણે૦ (૩૦)
સત્તર પ્રકારઈ પૂજના એ, કરિ જિનની નવરંગ; સંખે૦
લખમી લાહઉ લીજિઇ એ, જિમ થાઈ સિવસંગ. જિણે૦ (૩૧)
શ્રીવિજયપ્રભસૂરિવરુ એ, જયવંતો નિસદિસ; સંખે૦
ગુરુ વચનિ સમકિત લહી એ, સેવઉ સબલ જગદીસ. જિણે૦ (૩૨)
નવનવ રાગઇં જિનતણી એ, નામમાલ ગુણગીત; સંખે૦
ગાઈં ધ્યાઇં ભાવસુ એ, તે થાઇં જગજીત. જિણે૦ (૩૩)

## [ કલશ ]

શ્રીપાસ જિનવર વિનતસુરનર હરિહરસેવિતપાદ એ,
ભયભીડભંજન ભવિકરંજન સેવકજન સુપ્રસાદ એ;
તપગચ્છ સુંદર મુનિપુરંદર વિજયપ્રભસૂરિરાય એ,
તસ પુણ્યરાજઈ પંડિત છાજઇં કૃપાવિજય જસવાય એ. (૩૪)
તસ સીસ બંધુર દીવબંદિર, મેઘવિજય જય કરી;
એ નામમાલા ગુણવિશાલા, રચી ગુરુપદ અનુસરી. (૩૫)

ઉપાધ્યાય શ્રી મેઘવિજયજી વિરચિત 'શ્રી પાર્શ્વનાથ નામમાલા' ઢાલ ૫, 'શ્રી પ્રાચીન તીર્થમાલા સંગ્રહ' પ્રથમ ભાગ પૃ. ૧૫૩ થી ઉદ્ધૃત.

